# પ્રેરણાનાં પ્રયાણ

મારી સાહિત્ય-સેવાના આધાર-સ્તંભ સમાન,
લોકસાહિત્યની સરસ્વતીઃ ગરીબ ઘરની કુળલક્ષ્મી,
અચાનક અદૃશ્ય થયેલી જીવંત કવિતા,
અ. સૌ. શાન્તાદેવી ઉર્ફે સોનલ કારાણી



જન્મ સન ૧૯૦૪ : હૃદય-સ્તંભન તા. ૮-૯-૬૪

સાઠ વરસનું સ્વપ્ન થયુ આ, પલક એકમાં પૂરૂં,
શેષ હવે શરણે હરિ તારે, જીવન-ચિત્ર અધૂરૂં.

—લેખક



સાહિત્યપ્રેમી વિદ્વાન મુનિમહારાજ શ્રી કલ્યાણચંદ્રજી
અધિષ્ઠાતા : શ્રી મહાવીર જૈન ચારિત્ર રત્નાશ્રમ
સોનગઢ (સૌરાષ્ટ્ર)

## સા દ ર સ મ ર્પ ણ

* જેમના અંતરમાં અહર્નિશ કચ્છ અને કચ્છી સાહિત્યના ઉત્કર્ષનું રટન છે,

* જેમના સાન્નિધ્યમાં સાહિત્યનો એકડો ઘૂંટીને પ્રેરણાના પીયૂષનાં પાન કર્યાં છે,

* આજની વૃદ્ધાવસ્થામાં પણ જે યુવાનીના આત્મ-તેજને જાળવી રહ્યા છે,

* એવા ભોજદાતાર જેવા દિલાવર....મારા ગુરુવર અને મિત્રવર,

* મુનિશ્રી કલ્યાણચંદ્રજી બાપાના યશનામી હસ્તમાં...........

દુલેરાય કારાણી.

# કચ્છી વાણીની તાકાત

## લેખક : સ્વ. રાષ્ટ્રીય શાયર ઝવેરચંદ મેઘાણી

ભાઈ દુલેરાય કારાણીના કાવ્યોનો આ પરિચય વિશેષ આદરના ઉમળકા જગાવે છે. કેમકે કોઇ પણ સાહિત્ય-પ્રદેશની ગોદમાં લેવાયા વિનાના એ ભાઈ સાહિત્યનો એકલપંથ કચ્છમાં બેઠા બેઠા ખેડયે જાય છે.

### પ્રાણવાન પ્રાંત-બોલી

એટલું જ બસ નથી. એણે તો કચ્છી બોલીને પણ પોતાનું ઊર્મિ-વાહન બનાવ્યું છે. કોઇને કાંકરા જેવી કઠોર, તો કોઇને જડસુ જણાતી, સાહિત્યમાથી અવગણના પામેલી, આ કચ્છી લોકવાણીના સામર્થ્યને પકડનાર તેમજ પુત્રવત્ અનુરાગે તેના ખોળામાં રમણ કરનાર ભાઇ કારાણીનું ગુજરાત સવિશેષ ઋણી રહેશે. એણે એક પ્રાણવાન પ્રાંત-બોલીને જીવતી કરી છે બનાવટી પ્રાણવાયુ ફૂકીને નહિ, પણ એના અસલ વતનપ્રેમની ચેતના સીંચીને જીવતી કરી છે.

### જીવનની ભાષા

કચ્છી બોલીની અંદર ત્યાના લોક-સાહિત્યમા એની ગીતકથાઓમા, કથાઓમા, કહેવતોમા, ટુચકાઓમાં, એની કટાક્ષવાણીનાં સુભાષિતોમાં સર્વમા જે ચોટદાર, માર્મિક, અલ્પાક્ષરી વાણીપાટવ છે તેની પાછળ ભૂમિકા છે-ત્યાના રણવાસી, પહાડવાસી, સાગરવાસી સાહસચર ભૂતકાલીન પ્રજાજીવનની.

ભાઇ કારાણીએ પોતાની મયૂર-ચાંચ એ અસલી પ્રજાજીવનના હાર્દમાં બોળી છે, એટલે ધીંગા, વંકા, મરોડદાર ભાવો તેમજ ભાષાના અનાયાસ પ્રયોગો એને સહજ થયા છે.

જૂનવટના ભણકાર

જૂનવાણી બીરદાઇ કવિઓની સ્મૃતિ ભાઇ કારાણીમાં અમને તાજી થાય છે. ગત કાલના કોઇ આખરી લોક-શાયર સમા એ ભાઇ કચ્છના ભુજિયા કિલ્લાની પાસેથી વેદનાની વાણી કઢાવે છે. ને એ આખી ઉરવેદનાને પોતે કચ્છી સંગર નામે ઓળખાતા ઢાળમાં ઉતારે છે. ને પછી કિલ્લાની વ્યથાની એક પછી એક ગાથા જૂના વીરત્વના ભણકાર જગાવે છે.



આવાં લાક્ષણિક બયાનોને લોકભાષામાં ઉતારનારે લોકજીવનના તેમજ લોકવાણીના રંગમાં રંગાવું પડે છે. એ રંગમાં કર્તા રેબઝેબ થયા છે.



કર્તાની હથોટી કચ્છી વાણી તેમજ ગુજરાતી વાણી પર એક સમાન સરલતાથી જ બેરી ગઇ છે.

કચ્છી બોલી હજુ જીવતી છે, પૂર બહારમાં પ્રાણવંતી રહી છે. જાડેજી ભાષા બોલતી કોમોને આમાં જીવંત રસ જડશે.*

---

* 'જન્મભૂમિ' તારીખ ૧૯-૩-૩૧ ના 'કલમ કિતાબ'માંથી



# પ્રા ક્ કથ ન

કચ્છના લોકસાહિત્યના મીઠા મહેરામણમાંથી ઝીલેલાં થોડાંક રસબિન્દુઓ અહીં અક્ષરબદ્ધ કરી લેતાં અંતરમાં એક પ્રકારના આત્મસંતોષની અનુભૂતિ થાય છે.

પ્રકટ અને અપ્રકટ, નામી અને અનામી એવા અનેક કવિઓ અને સરસ્વતી–સેવકોનો એમા ફાળો છે. અને એવા સાહિત્યકારોના હૃદયતલમાંથી બહાર પડેલા વચનો લોકસાહિત્યનું સ્વરૂપ પકડે છે. લોકસાહિત્ય અનાયાસે જ રચાઇ જતું હોય છે. વાંસનો અંકુર ધરતીના પડને ફોડીને ફૂટી નીકળે છે તેજ રીતે આ લોકસાહિત્ય કશા પ્રયત્ન વિના સાહજિક રીતે પોતાની મેળે જ બળ કરીને અંતરની ધરતીમાથી આપોઆપ ફૂટી નીકળે છે.

લોકકવિ એ એવા જ પ્રકારનો કવિ છે. એને નથી હોતી નામનાની કામના કે નથી હોતી લક્ષ્મીની લાલસા. આ લોકકવિની કવિતા કદી નષ્ટ થતી નથી, ક્યારેક જનતાની ઉદાસીનતાથી તે લુપ્ત થતી દેખાય છે. પરંતુ લોકહૃદયના કોઇ ને કોઇ ખૂણામા એના અવશેષ જળવાઇ રહે છે અને તે ફરી ફરીને સજીવન બને છે. આ રીતે કાળના પ્રભાવે લુપ્ત થતા જતા અમર લોકસાહિત્યને શક્ય એટલા પ્રયાસથી અત્રે એકત્ર કરવામાં આવેલ છે.

આ લોકસાહિત્યમાં કચ્છી જબાનની જિંદાદિલી અને એના જોમનાં દર્શન થશે. એની સચોટતા અને વેધકતા પણ એમાં દષ્ટિગોચર થશે. આ પ્રકારનું કોણ જાણે કેટલું યે અમૂલ્ય સાહિત્ય

કાળક્રમે ઘસાઈ-ભુસાઇને નષ્ટ પણ થઇ ગયું હશે! પરંતુ ગત વસ્તુનો શોક કરવાનું છોડી હવે જે કંઇ બચી જવા પામ્યું છે તેને જ બચાવી લેવાય તોપણ બસ છે!

કચ્છ એટલે લોકસાહિત્યનો ખજાનો.. કચ્છનો ઇતિહાસ પણ કચ્છીઓના ઉન્નત મસ્તકને વધુ ઉન્નત બનાવે એવો ઉજ્જવળ છે. એના આત્મ-સમર્પણનાં દૃષ્ટાંતો પણ અદ્‌ભુત અને પ્રેરણાદાયક છે. કચ્છની પન્ના ઝીકડી કુલકુમારના પ્રાણ બચાવવા પોતાના એકના એક પુત્રનું બલિદાન આપી શકે છે. 'ભિયાં કક્કલ નામનો એક અજ્ઞાન મિયાણો કચ્છના રાજકુમારોનું રક્ષણ કરવા પોતાના ૭ ૭ લાલ લટિયરને ન્યોચ્છાવર કરી શકે છે. અને વખત આવે ત્યારે એ જ કચ્છની જનતા રા' રાયધણને ભુજિયા કિલ્લામાં કેદ પણ કરી શકે છે. આ છે કચ્છી પ્રજાની ભક્તિ અને શક્તિ!

કચ્છનું લોકસાહિત્ય અનેક વિભાગોમાં વહેંચાયલું છે. સોનાના કટકા જેવા એના કીમતી દૂહાઓ, લોકવિનોદને વ્યક્ત કરતા કચ્છી કિસ્સા, કચ્છી લોકકથાઓ, લોકગીતો, કહેવતો, પિરોલીઓ, ગુજરતો, જૂના સલોકા, જાતજાતનાં જોડકણાં, બાલવિનોદ, બાલવાર્તાઓ, રમૂજી ટૂચકાઓ વગેરે વિપુલ સાહિત્ય ભંડારમાંથી અહીં થોડી થોડી વાનગી જ માત્ર રજૂ કરવામા આવી છે.

કચ્છ બેનીવોલન્ટ ફંડ કમિટીની કચ્છી સાહિત્ય પ્રત્યેની સહાનુભૂતિ અને સહાયથી આ પુસ્તકનું પ્રકાશન શક્ય બન્યું છે. સમસ્ત કચ્છી પ્રજા પર આ એક મોટો ઉપકાર છે.

આશા છે કે કચ્છની જનતા મારા આ એક વધુ પ્રયાસને હંમેશની માફક વધાવી લેશે.

જન્માષ્ટમી-૧૯૨૧ કચ્છી દુલેરાય કારાણી

❁

# અ....નુ....ક્ર....મ

# કચ્છનું

# લોક-સાહિત્ય



વંકા કુંવર વિકટ ભડ, વંકા વાઢીય વચ્છ;
વંકા કુંવર તડે થિયે, જ પિયે પાણી કચ્છ.

—વંકા અને બહાદુર બળવાન કુમાર તેમજ વાડીના થનગનતા વોડા-ગોધલા. પણ રણુત્ર કા કુમાર તો જ થાય જો કચ્છનું પાણી પીએ.

ખેરીં બેરીં ને બાવરીં, બ્યા ઝિઝા કંઢા ને કખ;
પણ હોથલ હલો કચ્છડે, જિત માડુ સવા લખ.

—કચ્છમાં ખેર, બોરડી અને બાવળ છે. કાંટા અને ઝાંખરાં પણ ઘણાં છે પણ હે હોથલ! ત્યાંના માણસ સવાલાખનાં અર્થાત્ લાખેણા છે. માટે હવે ચાલો કચ્છમાં. (ઓઢો આમ હોથલ પદ્મણીને કચ્છમાં જવા સમજાવે છે.)

કચ્છડો ખેલે ખલકમેં, જીં મહાસાગર મચ્છ;
જિત હિકડો કચ્છી વસે, ઉતે ડિયાણી કચ્છ.

—મહાસાગરમા જેમ મગરમચ્છ ખેલે છે તેમ કચ્છ આખી દુનિયામાં ફરી વળે છે. જ્યાં એક કચ્છી વસે છે ત્યા સદા કાળ કચ્છ છે.

શિયાળે સોરઠ ભલો, ઉનાળે ગુજરાત;
ચોમાસે વાગડ ભલી, કચ્છડો બારે માસ.



ભલ ઘોડા કાઠી ભલા, પેની-હૂક પોશાક;
રાજા જાદવ-વંશરા, રૂડો કચ્છ દેશ.



તળ ઊંડાં જળ છીછરાં, કામન લંબે કેશ;
નર પટાધર નીપજે, કોડીલો કચ્છ દેશ.



બાબીહા! બઈવાર, કડેં વેનેં કચ્છડે?
જિઆ હીજ જુહાર, પાડો પુછી પિરિયન જો.

—ઓ બાબીહા! તું ફરી વાર કચ્છ ક્યારે ઊડી જવાનો છે! ત્યાં મારા વહાલાઓના નિવાસની પૂછા કરીને તેમને ઘણા ઘણા જુહાર કહેજે!

બ ડીં ખારા બ ડીં ખટા, બ ડીં મિઠા મિઠ;
સભ સરીખા ડીંહડા, રાજા રામ ન ડિઠ.

—બે દિવસ કડવા હોય, બે દિવસ ખાટા હોય અને બે દિવસ મીઠા હોય બધા દિવસ એકસરખા તો રાજા રામે પણ દીઠા નહિ.

કડેં મન માકૂડી, કડેં કેસર-સીં;
હૈડો ન રે હિકડી ધાણ, રાત ન-કો ડીં.

ક્યારેક મન મંકોડી જેવું નાનું-નિર્બળ બની જાય છે અને ક્યારેક કેસરીસિંહ સમાન બળવાન બની જાય છે. માનવીનું હૈયું એક સરખું સમતોલ રહેતું નથી.

કડેં કીં કડેં કીં, કડેં મુંધ ન વસે મીં;
કડેં કોરી કકરો, કડેં ડોકડ઼ો ડુંગર-સીં.

ક્યારે કંઇ અને ક્યારે કંઇ! ક્યારેક મોસમ પર મેહ પણ વરસતા નથી ક્યારેક એક કોરી (કચ્છનો એક જૂનો ચાંદીનો સિક્કો) કાંકરા જેવી તુચ્છ લાગે છે અને ક્યારેક એક દોકડો ડુંગર જેવડો મોટો થઈ પડે છે.

ખણુ ખિલ્લો ખણુ બુહુલો, ખણુ આધો ખણુ લી;
દેવ ન ડિનાં ચંઢ કે, સભે સરીખા ડીં.

—ચંદ્ર એક ક્ષણે સવળો અને વળી કોઇ બીજી ક્ષણે અવળો દેખાય છે. એક ક્ષણે અર્ધો દેખાય છે, અને કોઈ બીજી ક્ષણે માત્ર રેખા જેવો ઝીણો નજરે પડે છે. કુદરતે ચંદ્રને પણ બધા દિવસ એક સરખા દીધા નથી.

ડિઠા ડીં લંગેઆ, અણુ-ડિઠેંજો ધ્રા;
કેડી પર કુંઆર સેં, કંધેર મૂંજો રા.

—દીઠેલા દિવસ તો ઓળંગી ગયા પણ અણુદીઠા દિવસોની બીક છે. કોણ જાણે મારો માલીક ભવિષ્યમાં કેવા દિવસ દેખાડશે?

સાહેબ! તોજી સાહેબી, અજબ જેઠી સૂંધ;
પન બોહિયેં પાતારમેં, પાણા તારિયેં તૂં.

—ઓ માલીક! તારી સાહેબી અને તારી શાન અજબ જેવી છે. હલકાં એવાં પાદડાંને તુ પાતાળમાં ડુબાવી દે છે, અને વજનદાર પત્થરોને તારી દે છે.

ધરતી ધાંઈ કરે, ઉગેં તારા અભ;
તેસીં દાતી કચ્છજી, પાંઉં ભરે ન પગ.

જ્યાં લગી ધરતીમાં ધાન્ય પાકે છે અને આકાશમાં તારા ઊગે છે ત્યાં લગી કચ્છની તલવાર પાછો પગ ભરવાની નથી.

જિની તિની ન થિયેં, કીરત સંધા કમ;
રાણું રત તડેં નિકરે, જડેં ચીરજે ચમ.

—જેના તેનાથી કીર્તિનાં કામ થતાં નથી. રક્ત રૂપી રાણો ત્યારે જ બહાર આવે જ્યારે ચામડું ચીરાય.

અસલ ન આયો અકલ મેં, કે નકલ સેં નેહ;
નકલી નેંડા નકલ જો, છટકી ડીંધો છેહ.

—અસલ તત્ત્વ તો અક્કલમાં ઊતર્યું નહિ અને તેં નકલથી જ નેહ બાંધ્યો પરંતુ નકલનો નેહ તો નકલી જ નીવડે છે, એ તો છટકીને છેહ જ આપે છે.

પારેવેં જીં રત્તિયું, સર જીં પાંસરિયું;
ઘાટે કસૂંબે ઘુંટયું, સાજન જયું અખિયું.

—પારેવાંની આંખો જેવી લાલ, તીર જેવી પાંસરી અને જાણે ઘટ્ટ કસૂંબા વડે ઘૂટેલ હોય, એવી મારા સાજનની આંખો છે.

અસીં જાણોં ન-કાં બુઝોં, બુઝેંતી તું બાઈ;
દુશ્મન-મથા ઢોરિયેં, આસાપુરા આઈ.

—કચ્છના રણયોદ્ધા શ્રી આશાપુરાજીની સ્તુતિ કરતાં કહે છે:— અમે તો કંઈ જ જાણતા નથી. બા, તું જ બધુ જાણે છે. રણસંગ્રામમાં દુશ્મનોના ધડ અને માથાને જમીન પર ઢાળી દેનાર આઈ આશાપુરા તું જ છે.

જ જનમણું ત મરણું, જ ચોરી ત ચી;
ચોરી તાં ટારઈ ટરે, પણ ટરે ન વેરણ ચી.

—જો જન્મ છે તો મૃત્યુ છે લગ્નની ચોરી છે તો સ્મશાનની ચિતા પણ છે. ચોરી તો ટાળવી હોય તો ટળી શકે છે. પરંતુ વેરણ ચિતા તો કોઈ કાળે ટળતી નથી.

જોબન સસો જરા કુત્તી, જમ આયડી જી;
કુએણી જા ભુંગલા, સે કુસલ રોંધા કીં ?

—યૌવન સસલા જેવું ચંચળ છે. તેને ઝડપી લેવા વૃદ્ધાવસ્થા રૂપી કૂતરી તૈયાર છે અને જમ રાજા શિકારી છે. આવી સ્થિતિમાં એક છર્ણ ઇમારત જેવું આ શરીર કુશલ કયાંથી રહે?

હિન સુચગેં હથ્થડેં, હાજું કીં ન હઈયું;
કાં ગોરી-ગલ ખાંવડયું, કાં વાગું ટેકઇયું.

—આ રુપાળા બાહુ કંઇ પરાક્રમ તો કરી શકયા નહિ. આ બાહુ કાં તો ગોરીને ગળે વીંટળાયા અથવા તો ઘોડાની લગામો જ માત્ર ટેકવી શકયા.

વેંજણ વઠી વખરી, વેંજણ વઠી ગાલ;
સુખ થિયે સરીર કે, વણ ટોકડે માલ.

—સ્નાન એ મોટી સમૃદ્ધિ છે. એ તો એક મોટી વાત છે. પૈસાના કશા ખર્ચ વિના શરીરને એ સુખ-શાન્તિ આપે છે.

સભરેં છતાં સરા ન કરીઆં, આંઉં ગરીબેં ગઠ;
ડુંગર પાણી ન ઠેરેં, ઠેરેં વિઞી ખડ.

—શ્રીમંત લોકો મારા મનથી પ્રશંસાપાત્ર નથી. ગરીબો સાથે હું એકાકાર છું. મોટા પર્વત પર પાણી ઠરતું નથી, એ તો નીચેના ખાડાઓમાં જ જઇને ઠરે છે.

પેટ તો કે પિટિયાં, તું છડ મૂંજો પલો;
ભરે ભરે થકાં, પણ ઠલો જો ઠલો.

—ઓ પેટ! હું તારે માટે મથામણ કરી રહ્યો છું. તું હવે મારો છેડો છોડી દે! તને ભરી ભરીને થાકી જાઉં છું. પણ તું તો ઠાલો ને ઠાલો જ રહે છે.

પેટ તોકે કપિયાં, પણ વિઠો અઁધે વિચ્ચ;
ઘર ઘર જો ઓસિયારો, વિઞાય ડિને ગચ્ચ.

—પેટ! તને તો કાપી નાખ્યું, પણ શું કરું કે તું શરીર વચ્ચો વચ્ચ બેઠું છે. ઘરઘરના ઓશિયાળા બનીને તે ઘણુ બધુ ગુમાવી દીધુ છે.

વઠા અચે મીંયડા, ઢિઠા અચે ચોર;
પાગ્યા અચે પરોણા, નીર્યા અચે ઢોર.

—વરસ્યો મેહુલો ફરીને આવે કશુંક દેખી લે તો ચોર આવે. સારી મહેમાનગતી પામીને મહેમાન આવે અને નીરણુ મળ્યુ હોય તો ઢોર પણ આવે.

પોખા! ઉથી પોખ, વતર વિઞેતી વલાર મે;
થોધી સોકા સોક, તડે હારી છંઢીને હથ્થડા.

—ઓ ખેડૂત! તુ ઊઠ અને વાવણી કરવા મંડી જા! કારણ કે વરસાદની ભિનાશ પાતાળમાં ઊંડી ઊંડી ઊતરતી જાય છે. જમીન સુકાઇ જશે તો તારે હાથ પછાડવા પડશે.

જિતા શરાફ લડેઆ, તિત્તા લડજ સોન;
કધર લહ ધે કો—ન, પાઠ પિતર જે પિટ ભે.

—સોનાની કસોટી કરનાર શરાફ જ્યાંથી જતા રહે ત્યાંથી ઓ સુવર્ણ! તું પણ વિદાય થઇ જજે! કારણ કે પછી તારી કદર કરનાર કોઇ નહિ હોય અને તું પિત્તળને ભાવે પીટાઇ જઇશ

વેઆ વિંધણહાર, જે મોતી લાલ વિંધેઆ;
લો—કુટા લુહાર, કુરો સુઞણે સોન કે.

—લાલ મોતી વીંધનારા તો વિદાય થઇ ગયા લોઢું કૂટનારા લુહાર સોનાને ક્યાંથી ઓળખે?

નાંય સુખ સુમણુ મેં, નાંય જાગે મેં જસ;
નાંય ખેર ખિલણુ મેં, નાંય રુઅણુ મેં રસ.

—સૂવામાં સુખ પણ નથી અને જાગવામાં જશ પણ નથી. હસવામાં સલામતી નથી અને રડવામાં રસ નથી.

વલા ! વલું ન તોડજે, વલું વલેંનું વલિયું;
ડીં જો હિયેં છાંયડો, રાત ફુલેં–સેં ફુલયું.

ઓ વહાલા ! તુ વેલીઓને તોડીશ નહિ. વેલીઓ તો વહાલાંથી વહાલી છે. દિવસે છાયડો આપે છે અને રાતે ફૂલોથી પ્રફુલ્લિત બની જાય છે.

જડેં સુતિયું જે, પથર પેર ફિગા કરે;
તડેં તિની કે, સાથ સુતેઇ છડેઓ.

—જ્યારે પથારી પર પગ લાંબા કરીને જે સૂઈ જાય છે ત્યારે તેને સાથીઓનો સાથ છોડી જાય છે.

ન કો રૂ ન રડ કીં, ન કો હુંજું હાર;
જેડા અચેં ડીંયડા, તેડા વિઠી ગાર.

—રડીશ નહિ, બરાડા પણ પાડીશ નહિ, આંસુ પણ સારીશ નહિ. જેવા દિવસો આવી પડે તેવા સહન કરી લેજે.

ફગેં ડેર છડેઓ, તરક છડેઓ તા;
ગૂડા જિન ગતા, કતીયું કતન્યું કેતરો ?

—સજ્જન સ્નેહીઓ પાસે વાત કરવામા બે બાજુનો લાભ છે. અધૂરા કાર્ય તે પૂરા કરે છે અને પૂરા માટે ધન્યવાદ આપે છે.

બીં કાઠીએં બરતણુ, હિકડી ઉમાટી;
હિકરે હથ્થ ન વજણી, બી હથ્થેં તાઢી.

—બે લાકડા હોય તો તે બળતણુ તરીકે વાપરી શકાય પણ એક તો ઉંમાડીયુ જ ગણાય, એક હાથે તાળી વાગતી નથી, બે હાથે જ વાગે છે

પાણ્ પાણ્ જી પઢ, કેરા લેખો લોક સેં;
જિકા ચરધી વઢ, અચીધી ઓગારમેં.

—તુ તારી ફરજ સભાળ જો' લોકો શુ કરે છે તે જોઇશ નહિ જે જેવી વેન ચરશે તે જ વેન તેના વાગોળવામા આવશે.

પોંઇયેં વારા પૂરા સૂરા, ઉકે વારા અધેં;
મઇયેં વારા મડસડ, રિંઢે વારા વધે.

—મકરા પાળનારા બહુ લાભ મેળવી શકે નહિ. પૂરાસૂરા થતા આવે ઊંટને ઉછેરનાર અર્ધો લાભ પ્રાપ્ત કરી શકે ભેંશો રાખનાર માડ માડ ગુજારો કરી શકે ગાડરને ઉછેરનાર એ બધા કરતાં વધી જાય.

ચિતારે ચોંધિયાસ, ગાલડિયું સભ ગુજન જ્યું;
મોં—મુકાબલ થઇયાસ, ત વઇયસ મિરે વિસરી.

—મનમા હતુ કે આ તરની બધી વાતો સભારીને એને કહીશ. પરંતુ જ્યારે રૂબરૂ મુલાકાત થઇ ત્યારે તો બધી જ વાતો ભૂલી ગઈ.

સિજ ઉલથો સાંઝ થઇ, પખીએં ખોઢ્યાં પખ;
કિની માણક મેડ્યાં, કિની મેડ્યાં કખ.

—સૂરજ આથમ્યો, સાંજ પડી અને પંખીઓએ પાંખો ઢાંકી દીધી. કોઇકે માણેક-મોતી મેળવ્યા અને કોઇએ માત્ર તરણાં જ મેળવ્યાં.

ગોલેં સંધી ગોઠડી, કખેં સંધી ભાય;
ઉઠીં ખીર વિલોડિયેં, ત મખણ ન-કાં છાય.

—હલકા માણસો સાથેનો વાર્તાલાપ કંઇ લાભદાયક નહિ, તણખલાંની તાપણીનો પણ કશો અર્થ નહિ. અને સાંઢણીઓનું દૂધ જમાવી વલોવવાથી માખણ પણ ન નીકળે અને છાશ પણ ન થાય.

જ મિલે વિધાતા, ત રોડે વઢિયાં નક;
એડા લેખ કીં લિખેં ? આમેં ભરા અક.

—જો મને વિધાતા મળી જાય તો એકદમ તેનું નાક જ કાપી નાખું. કારણ એ કે તેણે આમ્રવૃક્ષની બાજુમાં આકડાને ઉગાડવાના અર્થાત કજોડાં કરવાના લેખ શા માટે લખ્યા ?

વઇયેં જા વથાણ સાંખી, ધીંગાણેં જા ધક;
ગાલહિયેં જા હેડા સાંખી, ઉત્તર સાંખી અક.

—ગાયો-ભેંસોનાં ધણ ઊડી ગયાં હોય તેની સાક્ષી વથાણ અર્થાત્ ગામનો ગોંદરો પૂરે. ધીંગાણાની સાક્ષી શરીર પર લાગેલા ઘા પૂરે. વાતોની સાક્ષી હૈયાં પૂરે. અને શિયાળામાં ઉત્તરનો પવન વાતો હોય તેની સાક્ષી આકડાનાં પાંદડાં પૂરે. ઉત્તરનો પવન વાય ત્યારે આકડાનાં પાંદડાં ખરવા લાગે છે.

નાંગ વેઆ નિકરી, જેં કે મથે મણી;
બ-મુઇ સંધા બચલા, રેઆ કર ખણી.

—જેના મસ્તક પર મણી હોય એવા નાગ તો ચાલ્યા ગયા. હવે તો બે મોઢાંવાળી બ-મુઇના બચ્ચાં માથું ઉંચકી રહ્યાં છે.

વડાયો વડે અણવડાયો ફ્રેક;
ઇનજ ચમજા જોડા, ઇનજ ચમજી બોક.

—ચલાવીએ તો ચાલી શકે અને ન ચલાવીએ તો ન ચાલે. જોડા પણ એ જ ચામડાના બને છે અને પાણી પીવાની ડોલ પણ એ જ ચામડાની બને છે.

પકડ પિંઢજી બાંવઢી, મ કર સડ બેઆ;
રેઆ પરાઈ આસ તેં, ઊ નર ઈંજ રેઆ.

—તું પોતે જ તારો હાથ પકડજે! મદદ માટે બીજા કોઈને સાદ કરીશ નહિ. જે લોકો પારકી આશ પર રહ્યા તેઓ એમ જ રહ્યા છે. અર્થાત્ તેમને નિરાશા જ સાંપડી છે.

કડેં ખિલ્લી ચઢજે ખટ, કડેં પાસા ઘસીજે પટ;
કડેં ખીર ભત્ત સેં ખાજે, કડેં ચુને કે વજાઈજે.

—કોઈ વાર આનંદથી પલંગ પર પોઢવાનું હોય અને કોઈ વાર જમીન પર પડખા ફેરવવાના હોય. કોઈ વાર દૂધભાત ખાવાના હોય અને કોઈ વાર ચોખાની રજ આરોગવાની હોય.

કાતી જો કહર, સે બ જેણાં બુઝન;
હઈ તેંકે ખબર, કાં ઝલઇ જેં જાન તેં.

—ખંજરના ઘાની ભીષણતા બે જણ જાણતા હોય છે. કાં તો ઘા મારનારને ખબર હોય છે અને કાં તો તે ઘા જાન પર ઝીલનારને ખબર હોય છે.

ધરધ વડો ધરિયા ભર્યો, નાંય તરણ જો તાલ;
નિપટ નમેરી નાખુઓ, બેઠી થઈ બેહાલ.

—દરદરૂપી મોટો મહાસાગર ભરેલો છે. તરી જવાનું પણ બની શકે તેમ નથી. નાખવો તદ્દન નિર્દય બની બેઠો છે, બેડલી બેહાલ બની ગઈ છે.

હિંયડે જી ઉકલત ન વે, ચેઓ લગે ન ચિત્ત;
ઈન આડ કે ચોણું કુરો, ઇ તાં અંધા ચિત્ત.

—એક તો હૈયાની ઊકલત ન હોય અને કહેલું મનમાં બેસતું ન હોય, એવા માણસને શું કહેવું? એવા તો આંધળા-ભીંત ગણાય.

કેક રાણા રમી વેઆ, કેક વેઆ નિરાસ;
ધરતી બાલ કુંવારી, ન કેંજી પૂરે આસ.

—કેટલાયે રાજરાણા આનંદ-વૈભવ માણી ગયા અને કેટલાય નિરાશ ગયા. ધરતી તો બાલકુમારી છે એ કોઇની આશ પરિપૂર્ણ કરતી નથી.

ડિનું કિનું ન થિયે, ડિનું થિયે ઘણું;
સરે સંધો કણું, ભેલાયો તીં ભલો થિયે.

—દીધેલું કદી નિષ્ફળ જતુ નથી. દીધેલું તો વધતું જ રહે છે. સરમા ઊગેલા છોડ જેમ જેમ ભેલાતા જાય તેમ તેમ તે બળવાન બને છે.

ડિનું કિનું ન થિયે, કિનું થિયે કીં?
હથ જિની જો હીં, પતણ તિન પાણે તરે.

—દીધેલુ કદી નિષ્ફળ જતુ નથી. અને નિષ્ફળ જાય પણ કેમ? જેનો હાથ આમ દાન દેતો હોય છે તેની એડલી પોતાની મેળે જ તરી જાય છે. ('હીં'ના ઉચ્ચાર વખતે બોલનારના હાથના અભિનયની જરૂર રહે છે.)

પિરિયન તોંકે પસણ જી, અખિયેં અંધર ઉંઞ;
મેડા ભરેઆ માડુએં, સાજન ધારાં સુંઞ.

—ઓ વહાલા! તને નિહાળવા માટે આંખો તૃષાતુર છે. માણસોથી મેળા ભરેલા છે, પરંતુ એક સ્નેહી વિના તે શૂન્ય સમાન લાગે છે.

એંધે ખારો ઠિસંધે કારો, વિઠગે વેરી જી;
તેકે ખેધે તોજ્ઞ, હથડા વરેઆ કીં ?

—ખાતા કડવુ લાગે, જોતા કાળું લાગે અને જે દુશ્મનની માફક કરડવા લાગે એવા અફીણને ખાતા તારા હાથ શી રીતે ચાલ્યા ?

ચુપ કર ચપ મ ચોર, પૂર અખિયું ઢક કન;
ત સૂરત અંધર મન, તેંજી મહોબત માણીએં.

—ચૂપ રહે, હોઠ પણ હલાવીશ નહિ ! આંખો બંધ કર અને કાન પણ ઢાંકી દે ! તો જ હૃદયની અંદર રહેલી મૂર્તિની મહોબત તને પ્રાપ્ત થઈ શકશે

ઢકે ઢકે ને ઢકીજ, નિયાંઈ ઢકજે જી;
બાંફ નિકરંધી બાર. ત થાં પચંધા કીં ?

—કુંભાર જેમ નીંભાડાને ખૂબ ઢાંકી દે છે તેમ તુ અંતરના રહસ્યને ઢાંકી રાખજે ! બાફ બહાર નીકળી જાય તો ઠામ પાકે શી રીતે ?

ઊંડું ને અથાગ, બેઓ કો ન બુઝે,
સાંયર સંધી સીર સે, સુખાણી કે સુજે;
ઈ માલમ કીં સુંઝે, પુજાય પાર પૂંજો ચે.

—ઊંડો ને અતાગ છે, બીજુ કોઇ એને જાણી શકે નહિ સમુદ્રની રાહ સુકાનીને જ સૂઝે છે. એવા માલમ શી રીતે મૂઝાય ? પૂંજો કહે છે કે એ તો જરૂર પાર પહોંચાડે.

કટર જિનીંજી અખમેં, સે પિરિયન કી પસન ?
મેલ જિનીજે મનમેં, સે મન-મન મેલ ડિસન.

—જેની આંખમા કસ્તર હોય તે વહાલાને શી રીતે જોઈ શકે ? જેના મનમા મેલ હોય તે દરેકના મનમા મેલ જ જુએ

બીં કાઠીએં બરતણુ, હિકડી ઉભાડી;
હિકડે હાથ ન વજણી, બીં હથ્થેં તાડી.

—બે લાકડાં હોય તો બળતણુ કહેવાય છે. એક હોય તો ઊંબાડિયું ગણાય. એક હાથે તાળી વાગતી નથી. બે હાથે જ વાગે છે.

જલ તારણુ ને કુત્તા મારણુ, અંધે જો આધાર;
કંથડા! તું કિત ભુલેં, હકલ જો હથિયાર.

—પાણીમાંથી પાર કરનાર, કૂતરાને મારી હટાવનાર અને આંધળાના આધાર જેવી લાઠી જે હાકલના હથિયાર સમાન છે તેને ઓ કંથડા! તું ક્યાં ભૂલી ગયો?

ભાઉરેં સંધી વખરી, હિકડા ડા બેઆ ડડ;
ભુંગેં વટે ભુંગા અડીં, ડીં સડેં તેં સડ.

—ભાઈઓ એ મોટી મૂડી સમાન છે. ભલે કોઇ ડાહ્યા હોય અને કોઇ બોળિયા પણ હોય. ભાઇઓ ઝૂંપડાની પડખે જ ઝૂંપડાં બાંધે છે અને સાદની સાથે જ સાદ દે છે.

ગજરેં જે ધરાકેં કે, મોતી મ તું વતાય;
જિતે ઝવેરી પારખુ, મોતી ઉતે મટાય.

—ગાજરના ગ્રાહકોને તું મોતી બતાવીશ નહિ. જ્યાં એને પારખનારા ઝવેરી હોય ત્યાં જ એ મોતીને મૂલવજે!

પાણી મિડે પાક, મેલ ભંધે જે મન મેં;
ઊ ડીં ખણી નેઆર, અવલ કિતાનું ઉપને?

—પાણી તમામ પવિત્ર છે. મેલ તો માણુસના મનમાં છે. તું તે દિવસનો વિચાર કર કે સૌથી પ્રથમ તારી ઉત્પતિ કયાંથી થઇ?

કેં કે વિખ ખારાય ને, કેં કે વાય ભરાય;
જીયણા વલો મિણી કે, લજ તી મારાય.

—કોઇને વિષ ખવડાવે છે અને કોઇને કૂવો પૂરાવે છે, જીવન તો સૌને વહાલુ છે પણ લાજ જ મરાવે છે.

સચા ભા સૂમરા, બ ગાલીયુ પારીં;
કચો કરીં ન નાતરો, ભગે કે ન મારીં.

—સૂમરા તો સાચા ભાઇ જેવા બે વાતોને તે પાળે છે. કાચું નાતરું કરતા નથી અને ભાગતાને મારતા નથી

ડુખ'ધે મ' કો રાત–ડીં, હલ ધે ચલ'ધે હણે;
ચાંપે ચોશા રૂ તડે, મો સપ પણ ફેણ ખણે.

—દુખતામા કોઇ રાત દિવસ હાલતા ચાલતા મારતુ હોય અને ચાંપીને કોઇ ચાર બોકતુ હોય ત્યારે મુએલો સાપ પણ માથું ઊંચું કરે.

બાપા ચોંધે પણ બકે, હથ ધુઇ મથે છણે;
જીકારે ઝગડે તડે, મો સપ પણ ફેણ ખણે.

—બાપા કહેતા પણ બાઝે અને હાથ ધોઇને માથે પડતો હોય, તેમજ ' જી જી ' કહેતા પણ ઝઘડતો હોય ત્યારે મુએલો સાપ પણ ફેણ ઊંચી કરે.

ભુજનગરી ને કચ્છ ધર, પીંગળ સારી પેર;
રાં' લખપતના રાજમાં, કરીએ લીલા લેર.



# કચ્છી કિસ્સા

## બાલાપણ જી બેલ

—એક વાર જંગલમાં ટહેલતાં એક લોક કવિએ એક ઠેકાણે ત્રણ ઝાડ ઊગેલાં જોયાં. આકડો, બાવળ અને કેવડો. આ જોઇ કવિને વિચાર થયો કે કેવડા જેવું આ સુંદર ફૂલઝાડ આકડા અને બાવળ વચ્ચે ક્યાં અટવાઇ પડયુ? અને કવિ કેવડાને પ્રશ્ન કરે છે.

અક્ક-બાવર સેં બેલ, કીં બધે તું કેવડા ?
અક્કલ જા આંકેલ, અટકેં કીં અબોજ સેં ?

—અરે કેવડા, તેં આ આકડા અને બાવળ સાથે ક્યાં દોસ્તી બાધી? તું તો અક્કલથી અંકિત છે. આવા અજ્ઞાનીઓ વચ્ચે કેમ અટકી પડયો છે?

—આ સાંભળીને કેવડો કવિને જવાબ આપે છે-

અક્ક-બાવર અખિયેં મથે, બેલિયેં જો બેડો,
બાલાપણ જી બેલ ઇ, નિંઢપણ જો નેડો;
ઇ મહોબત જો મેડો, અટકયો નૈંયાં અબોજ સેં.

—આકડો અને બાવળ તો મારી આંખો ઉપર છે. આ તો અમારી મિત્ર-મંડળી છે. અમારી તો અસલની બાલાપણની પ્રીત છે. આ તો મહોબતનો મેળો છે. હું કોઇ અજ્ઞાનીઓ સાથે અટવાયો નથી.



## સિદ્ધુ સરાણી

**સજો ડીં સરાણ તાણે, તેં મિંજા હિકડો ઢીંગલો આણે,**
**ત્રાંભિયે જા ગિને ગજર, ત્રાંભિયે જી ફૂંકે ભજર;**
**ત્રાંભિયે જા ફકકે ફુલા, મિની એંધી સિધ્ધુ મલા ?**

—આખો દિવસ સરાણને તાણી તાણીને તેમાંથી એક ઢીંગલો કમાય એમાંથી એક ત્રાંબિયાના ગાજર લે, એક ત્રાંબિયાની તમાકુ ફૂંકે અને બાકીના એક ત્રાંબિયાની ધાણી ફાકે એવા સિધ્ધુના ઘરમાંથી બિલાડી કંઇ ખાઇ શકશે ખરી ?

—અંજારમાં એક વખત સિધ્ધુ નામનો એક સરાણી થઈ ગયો. એના ઘરમાં એક રાતે એક ભૂખી બિલાડી કંઇ ખાવાનું શોધવા માટે ખાખાખોળા કરવા લાગી. ખડખડાટ સાંભળીને સિધ્ધુ ઊંઘમાંથી જાગી ઊઠ્યો. જુએ છે તો એક બિલાડી ખોરાકની શોધમાં ફાંફાં મારી રહી છે. આ જોઇને મુફલીસીમાં પણ મસ્ત રહેનાર સિધ્ધુ સરાણી બિલાડીને પોતાની આવક-જાવકનો હિસાબ બતાવતો ગર્વથી કહેવા લાગ્યો કે-"ઓ મિલાડી! આ તો સિધ્ધુ સરાણીનું ઘર છે. એના ઘરમાંથી તું શું મેળવી શકવાની હતી? ભાગી જા!"



## ડે ત વિઠે ડે

**ડે ત વિઠે ડે, ઉથી કો કરે?**
**અચી ઉભી ધુઇં તે, ભિલા કન કરે.**

—ઇશ્વર આપે છે ત્યારે બેઠે બેઠે પણ આપે છે. ઊભા થવાની જરૂર નથી. જેમ ઝિંદા ફકીરની ધૂણી પાસે નીચા કાન નમાવીને સોનામહોરો ભરેલી ગધેડી આવી ઊભી તેમ

—ઝિંદા ફકીરનું સ્થાન ભુજમાં અદ્યાપિ કાયમ છે. તેને માટે એવી દંત-કથા ચાલે છે કે એક દિવસ વહેલી સવારે તે ધૂણી સળગાવીને તાપી રહ્યો હતો. એટલામાં કોરીઓ અને પાંચીઆંથી ભરેલી છાટો વાળી ગધેડાંની એક પોઠ સિંધ તરફ જતી હતી. તેમાંથી એક ગધેડી છૂટી થઇને ઝિંદા ફકીર જ્યાં પોતાની ધૂણી પર તાપતો બેઠો હતો, ત્યાં આવીને ઊભી રહી. તેને જોતાં જ ઝિંદા ફકીરે ગધેડીની છાંટમાનું બધુ ધન પોતાની ધૂણીમા ઠાલવી દીધુ. અને ગધેડીને ત્યાંથી હાંકી કાઢી. આમ આ ઝિંદા ફકીરને અચાનક દ્રવ્યની પ્રાપ્તિ થઈ જતાં તેણે કોટ, કૂવો અને મસ્જિદ ચણાવ્યાં. તેમાંથી મસ્જિદ અને કૂવો આજ પણ ભુજમાં મોજુદ છે.



## દૂધેં કેડા સા ?

તો કે સાલે બેટડા, મું કે સાલે ઘા;
કારે મથે જા માનવી, દૂધેં કેડા સા ?

—તને પુત્ર સાલે છે અને મને ઘા સાલે છે. ઓ કાળા માથાના માનવી! હવે દૂધમાં શો સ્વાદ?

—એક બ્રાહ્મણ એક નાગના રાફડા પર જઇને દરરોજ તેને દૂધ પાઇ આવતો અને નાગ તેના બદલામાં તેને એક સોના મહોર આપતો. એક વાર કોઇ કાર્ય પ્રસંગે બ્રાહ્મણને બહાર ગામ જવાનું થતાં તેણે એ કામ તેના પુત્રને સોંપ્યુ. બ્રાહ્મણ-પુત્ર દૂધનો લોટો લઇને નાગના રાફડા પર પહોંચી ગયો. નાગે રાફડામાંથી એક સોના મહોર લાવીને બહાર મૂકી. બ્રાહ્મણ-પુત્રે વિચાર્યું કે એનો બાપ મૂર્ખ છે કે એક એક સોના મહોર માટે રોજ રોજ અહીં ધક્કા ખાય છે. એના કરતાં જો નાગને જ મારી નખ્યો હોય તો બધો

ખજાનો હાથ આવી જાય આ વિચારથી તેણે નાગના માથા પર લાકડીનો ઘા કર્યો નાગ ઘા ચૂકાવી ગયો અને બ્રાહ્મણ-પુત્રના પગમાં એવો દંશ દીધો કે ઘેર પહોંચતા જ તેનું આયુ-પંખેરુ ઊડી ગયું

—બ્રાહ્મણ પોતાને ગામ પાછો આવ્યો ત્યારે પુત્રના મૃત્યુની વાત સાંભળી તેના દુઃખનો પાર રહ્યો નહિ પણ હવે તો કંઈ બની શકે તેમ ન હતું થોડા દિવસ વીત્યા પછી બ્રાહ્મણ ફરી દૂધના લોટા સાથે નાગના રાફડા પર પહોંચી ગયો આ વખતે નાગે તેને કહ્યું, કે–તને બેટડો સાંભરે છે અને મને ઘા સાંભરે છે હવે દૂધમાં સ્વાદ ક્યાં રહ્યો?



## ભાજાંય ભુછડો !

ભલો ડિસી વેસ, અસાં ગિડો આસરો;
ઈ ધૂતારો ધરવેસ, સે ભાજાય ભુછડો !

—ત્યાગીનો વેશ જોઈને અમે આશરો લીધો પણ એ ઠગારો ફકીર તો બાજથી યે ભૂંડો !

—બાજના પંજામાંથી છટકેલું એક કબૂતર ભાગતું જતું હતું એટલામાં તેની નજર ધૂણી પાસે બેસીને તસબી ફેરવતા એક ફકીર પર પડી કબૂતરે વિચાર્યું કે આ ઓલિયા એને જરૂર બચાવી લેશે અને તે જ વખતે તે ફકીરના ખોળામાં આવી પડયું ફકીરને તો જાણે ખુદાએ જ ખોરાક મોકલ્યો હોય એવું લાગ્યું અને તેણે તે જ વખતે પોતાની છરી કાઢીને કબૂતરના ગળા પર ફેરવી દીધી



## પ્રેમ અને ભક્તિ

આઉં ન પમાં પાણુ કે, તું કીં પસે પાણુ,
કૂડા પડે કુરાન, અલા ઘર કીં અગમો ?

—હું પોતે મને જોઈ શકતી નથી ત્યાં તુ તને કેમ જોઇ શકે છે? તું ખોટા કુરાન પઢી રહ્યો છે. પ્રભુના ધામમાં એવું શી રીતે ચાલી શકશે?

એક પ્રેમિકા પોતાના પ્રેમીને મળવા માટે ઝપાટા બંધ ધસતી જતી હતી. રસ્તામાં એક મૌલવી નિમાજ પઢી રહ્યો હતો. એ વખતે પોતાના જ ધ્યાનમાં લીન બનેલી આ યુવતીનો પગ મૌલવીના નિમાજ પઢવાના કપડા પર આવી પડયો. મૌલવી એકદમ ગુસ્સામાં આવી જઇને તેને ધમકાવતાં કહેવા લાગ્યો કે–" અરે આંધળી! હુ ખુદાની બંદગી કરું છુ તે તુ જોઇ શકતી નથી?" મૌલવીના ઉપાલંભનો આ યુવતીએ ઉપર મુજબ જવાબ આપ્યો.



## પાવર અને કાંઠી

કાંઠીની વૈભવશાળી જમીનમાં રહેનાર એક માણસે પાવર પટને ઉતારી પાડતાં ત્યાંના એક નિવાસીને કહ્યું—

ડીં જો ડંગ, રાત મચ્છર ને પ્રો ભુગતરે ખાય;
પાવર સંધા બચલા, રૂંધે રાત વેહાય.

—દિવસે ઘોડા-મચ્છર ડાંસ કરડે, રાતે મચ્છર સતાવે અને પરોઢે ઝીણી જીવાત-મચ્છરી સતાવે એવા પાવર પ્રદેશના બાળકો આખી રાત રોતાં રોતાં જ વીતાવે છે.

હવે પાવર-વાસી તેને પ્રત્યુત્તરમાં કહે છે—

ખીર પિયણુ ને એર ગુરણુ, કાંદરી આરીં;
જિની પાવર માણેઓ, સે કંઠી કીં ગારીં?

—સોનું ભલુ ઇચ્છવું, દુગ્ધ-પાન કરવું અને કાંદિરાનાં લાકડાં બાળવાં એવી સાદાઇથી રહેવાની પાવરની મોજ જેણે માણી હોય તે કંઠી પ્રદેશમાં કેમ ગાજે?

# મત્તી માટી છાય છ

જામ લાખા ફૂલાણીના અવસાન પછીનો આ કિસ્સો છે. કચ્છની ઉત્તરે આવેલ બન્ની પ્રદેશમાં સારઇ સંગાર નામે એક બાઇ રહેતી હતી. સારઇ સંગાર એક જાજરમાન સ્ત્રી હતી સમસ્ત બન્ની વિભાગમા એની ઉદારતા વખણાતી ગાયો–ભેંસો આદિ પુષ્કળ પશુ ધનની તે ધણિયાણી હતી ઘી-દૂધની તો એને ત્યાં છોળો ઉછળતી અને છાશની તો તેણે પરબ જ માંડી હતી રસ્તે ચાલતા અનેક વટેમાર્ગુઓ સારઈ સંગારની છાશથી જ તૃપ્ત થઇ જતા અને પોતાને પથે આગળ વધતા. ભાટ–ચારણો એની છાશની માટલીને ' મત્તી માટી ' કહેતા મત્તી માટીના ગુણગાન કરતા કદી થાકતા નહિ. અને મત્તી માટીમાથી છાશ કદી ખૂટતી નહિ.

પણ સમયનો પ્રવાહ કદી એક સરખો વહેતો નથી. એક વખત બન્નીના પશુ–ધનમા એવો રોગચાળો ફાટી નીકળ્યો કે સારઇની વાડના તમામ પશુઓ મરણને શરણ થઈ ગયાં. આ સમય–પરિવર્તનથી સારઇ સંગાર આખો દિવસ ઉદાસ રહેવા લાગી.

એ જ અરસામાં એક ચારણ સારઇ સંગારની વાંઢમાં આવી ચડ્યો. એ દર વરસે આવતો હતો અને સારઈ સંગારની મત્તી માટીની છાશનો લહાવો લેતો હતો. પણ આજે તો એ જ સારઇ સંગાર પોતાની ઉજ્જડ જેવી ઝૂપડીને બારણે શૂન્ય મનસ્ક જેવી બેઠી હતી. મત્તી માટીનુ પણ કંઈ ઠેકાણુ ન હતુ. આ દૃશ્ય જોઇ ચારણને નવાઈ લાગી. તેણે પૂછ્યુ–" સારઇ બેન, આ બધુ શુ થઇ ગયુ ?" જવાબમાં સારઇ સંગાર બોલી—

ઇ ભૂંગા ઇ બેણિયું, ઇ સારઈ સંગાર;<br>
વઇ પરસે પાર, મત્તી માટી છાય છ.

—એ જ ઝૂંપડાં છે, એ જ મકાનો છે અને એ જ સારઇ સંગાર છે. પણ છાશની મત્તી માટી પરલે પાર-દૂર દૂર ચાલી ગઈ છે.

સારઇ સંગારની શોકપૂર્ણ વાણી સાંભળી ચારણ કહે છે—

**મત્તી માટી છાય જી, સારઈ કીં મ સંભાર;**
**નજર કરે ને ન્યાર, કેરે ધણી કિડાં વેઓ ?**

—સારઇ સંગાર! હવે હાલી માતેલી માટીને યાદ કર નહિ. નજર કરીને જો તો ખરી, કે કચ્છ-કેરાનો રાજવી-લાખા ફુલાણી જેવો પણ કયાં ચાલ્યો ગયો ?



## પુરાતન કચ્છ

### ૧

કચ્છના રાઓશ્રી ભારમલજી પહેલા મોટા દાનવીર અને સાહિત્ય-પ્રેમી હતા. એક વાર એમની કચેરીમાં એક રાજસ્થાની ચારણ આવ્યો અને રાઓશ્રીની પ્રશંસા કરતાં બોલ્યો—

**જહાં નાંહિ જલ બિમલ, કમલ ફૂલેં ન સરોવર;**
**અક્ક શુવર અપાર, એક પંખી નહીં બઠ ભર;**
**કઠિન ભોમ ડુંગર અઘાત, સિંહ તિણ ઠોર હી હૂકે,**
**પંથી ચલે ન પંથ, ચોર ડીંગાલુ લુટે;**
**ભૂખર ભુરટ લગે ઘણા, નર-તુરંગ થક્કે ગવન,**
**તૂ ન હોત ભારા નૃપત, કચ્છ દેશ આવત કવન ?**

ઉપર્યુક્ત કાવ્યમા કવિએ કચ્છને ઉતારી પાડીને તેને આગે રાઓશ્રીનાં ગુણગાન ગાવા એ વાત કચેરીમા બેઠેલા ભગન ભાટને ગમી નહિ. ભગન ભાટ શીઘ્ર કવિ હતો. રાજસ્થાની ચારણની ભૂલ સુધારતાં તે તરત જ બોલી ઊઠ્યો—

જહાં ગોલ ફલ ફલી, તહાં કદલી બન હોઈ,
સિર ટંકારે ફૂલ, ચંપ બંધે સબ કોઇ.
જહાં પીલુ તહાં દ્રાખ, જહાં ખીજડ તહાં બટ વર,
જહાં અક્ક તહાં અંબ, જહાં ગોર તહાં મુનિવર;
ભણે ભગન જલ ખાર હું, ખીર–નીર સબ એક હુઅ,
બિપરીત રીત યહ કચ્છ મેં, કીય ભારા ખેંગાર તુઅ.

૨

રાજકચેરી ભરપૂર જામેલી હતી. કચ્છી માડુની લાક્ષણિકતાનો વિષય ચાલતો હતો. ત્યા એક કવિ બોલ્યો—

ખેર ડનણુ ને ખીર પિયણ, સિર ટંકારે ફુલ;
કો કો માડુ કચ્છ મેં, અખિયેં ડિઠા અમુલ.

—ખેરનુ દાતણ, ભોજનમા દૂધ અને મસ્તક પર અરણીના ફૂલનો શણગાર એવા કોઇ કોઇ અમૂલ્ય માણસોને કચ્છમા આંખે દીઠા.

આ સાભળી એક બીજા કવિએ મૂળ દોહરામા માત્ર સહજ પરિવર્તન કરી એના સમગ્ર અર્થને ફેરવી નાખતા કહ્યુ—

ખેર ડિયણુ ને ખીર પિયારણુ, શિવ ટંકારે ફુલ;
કો કો માડુ કચ્છ મેં, અખિયેં ડિઠા અમુલ.

—ખયર અર્થાત દાન દેવુ, અતિથિને દુગ્ધ–પાન કરાવવુ અને મહાદેવ પર અરણીનાં પુષ્પો ચઢાવવાં આ પ્રવૃત્તિમા રાચનારા કોઇ કોઇ અમૂલ્ય માણસોના કચ્છમા દર્શન કર્યા.



**ભા ભનાંય કુંડ, ને ભાભી કે તે ભરેઓ;**
**સભની ખાધાં સીરા, મુંજે ડાંઘુ ખાધે ડરેઓ.**

—ભાઇએ કુંડ બનાવ્યો અને ભાભીએ એના વાસ્તુની ક્રિયાનું સૌને ભોજન કરાવ્યું. એ વખતે બધા લોકોને શીરાનું જમણ આપ્યું પણ મારા પુત્ર ડાંઘુને તો માત્ર બરડકું જ ખાવા મલ્યું.

ભદ્રેશ્વરમાં ઘણા પ્રાચીન સમયનો એક કુંડ છે. આ કુંડ જીર્ણ થઇ જતાં ત્યાંના જ ભાટિયા ઠક્કર શામજી અમરજીએ મહારાઓશ્રી લખપતજીની વારમાં તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો. પરંતુ એ કુંડ તૈયાર થઇ જતાં શામજી અમરજીનું અવસાન થયું, એટલે એ કુંડના વાસ્તુની ક્રિયા તેની પત્નીએ કરાવી. આ વખતે આખા ગામના તમામ લોકોને જમવાનું આમંત્રણ આપવામાં આવેલું પરંતુ શામજી ઠક્કરની બહેનને આમંત્રણ ન હોવાથી એના છોકરાને રાબ જેવું બરડકું જ ખાવા મળ્યુ. ઉપરનો દુહો આ પ્રસંગને અમરત્વ આપી રહેલ છે.



# કચ્છી લોક-વિનોદ

## પનઘટ જી ગોઠડી

સંસ્કૃત ભાષામાં એક શ્લોક છે. તેમાં એક સ્ત્રી પોતાના ભણેલા પતિદેવની ભણતરની પ્રશંસા (!) કરતાં પોતાની સખીને કહે છે—

चतुरः सखि मे भर्ता
यल्लिखति च तत् परो न वाचयति ।

હે સખિ! મારો ભરથાર એવો ચતુર છે કે તે જે કંઇ લખે તે બીજુ કોઇ વાચી શકે નહિ.

પ્રત્યુત્તરમા તેની સખિ કહે છે કે ત્યારે મારા પતિદેવની વાત પણ સાભળ!

तस्मादप्यधिको मे
स्वयमपि लिखितं स्वयं न वाचयति ॥

મારો ભરથાર તો તેનાથી પણ અધિક છે. પોતાનું લખેલું જ પોતે વાચી શકતો નથી.

કચ્છના લોક-સાહિત્યમાં પણ એવો જ એક કિસ્સો છે. કૂવા-કાંઠે પાણી ભરવા એકત્ર થયેલી યુવતિઓ હૃદય ખોલીને પોતપોતાના પતિદેવોનું વર્ણન કરે છે. એક કહે છે—

છે. સરખે સરખી ઉંમરવાળાથી ખાટતો નથી, પછી મને આવીને મારવા મંડે છે.

બીજી સખિ કહે છે—

ભેણ ! મુંજો કંથડો, અભ કાં અલા;
કમ હુવેં કેંક જા, ને પિંઢ ખાય ખલા.

—બેન, મારો પતિ તો પોતાને આભ જેવો કે ભગવાન જેવો જ માને છે. કામ કોઇકનાં હોય અને ખાસડાં પોતે ખાય છે.

ત્રીજી સખિ કહે છે—

ભેણ ! મુંજો કંથડો, મેડાવે જો મલ;
કુની કરે કડાકા, ને હલ ત ચેં હલ.

—મારો પતિ વાતોના મેળાવામાં મલ્લ જેવો છે. ઘરમાં હાંડલાં કુસ્તી કરતાં હોય પણ કોઇ કહે કે 'ચાલ' તો ઝટ ચાલી નીકળે.

હવે ચોથી સખિ કહે છે—

ભેણ ! મુંજો કંથડો, વા સેં પણ ભિરે;
લતું હણે અભ કે, ખેડ ન-કો ખિરે.

—બેન, મારો પતિ તો વાથી પણ વઢવા લાગે એવો છે. વાતોમા આકાશને લાતો મારે પણ ન તો કંઇ ખેડ કરે કે ન કશી મહેનત કરે.

હવે છેલ્લી સખિ કહે છે—

ભેણ ! મુંજો કંથડો,
લિલી-પિલી પાગ બધે, અંગણ મેં દિલે;
જરા જિતરો માન, ન ને પિનઈ પ્યો ખિલે.

—બેન, મારો પતિ તો ઢીલી-ઢઢ પાઘડી બાંધીને ઘરઆંગણે જ ટહેલતો રહે માન તો જરા એટલું ય નહિ, તોય પોતાની મેળે જ હસતો રહે.



## રિઠે' વટે રભાબ

રિઠે' વટે રભાબ, વજાઇંધે વરે વેઆ;
ખિલી ડિનાં જભાબ, ખુણુખુણુ તો જો કુતા ખણીવ્યા.

કોઇ એક સંગીતકાર એક વાર ઘેટા-બકરાં ચારનાર ભોપાઓની વાદમાં જઇ ચઢ્યો, અને પોતાના વાજિંત્ર રભાબ પર એ લોકોને સંગીતનું ખૂબ રસપાન કરાવ્યું. ઘણો વખત સંગીતકારે પોતાનો પ્રયોગ ચાલુ રાખ્યો પણ આ લોકોને સંગીત કળાની કઈ કદર હોય એવું તેને લાગ્યું નહિ. આખરે થાકી જઇને સંગીતકારે વિદાયની તૈયારી કરવા માંડી. પણ તે દિવસે એના પ્રિય વાજિંત્ર રભાબનો ક્યાંય પત્તો લાગતો ન હતો. સંગીતકારે તો ખૂબ શોધાશોધ કરવા માંડી. પણ મળે ક્યાંથી? રભાબ પર મઢેલા ચામડાની વાસથી આકર્ષાઇને કૂતરાઓ તેને ઢસેડી ગયા હતા. આખરે સંગીતકારે પેલા ભોપાઓને પૂછી જોયું કે-"ભાઇ, મારા રભાબની કોઇને ખબર છે?" આ વખતે ભોપાઓએ હસતા હસતા માત્ર એટલું જ કહ્યું કે-"ખુણુખુણુ તો જો કુતા ખણીવ્યા."



## સિયાડે જી સિવરાંત

સિયાડો સિવરાંત રચો, ન કપે નાઠી;
બેસીએં એં બેરા થો, ત લગીસ કંધજી કુવ્હાડી.

—શિયાળે શિવરાત્રિનું વ્રત રાખ્યું અને તેણે સિંહની જાળની દોરી કાપી નહિ. દોસ્તોથી બેવફા બન્યો તો તેની કાંધમાં કુહાડીનો ઘા વાગ્યો.

એક જંગલમાં એક સિંહ શિકારીની જાળમાં સપડાઇ ગયો. જાળ મજબુત હોવાથી તે છૂટો થઇ શકતો ન હતો. એ વખતે એક શિયાળ ત્યાંથી પસાર થયું. સિંહે તેને કહ્યું—"શિયાળભાઇ, આ જાળને તું તારા દાંત વડે કાતરી નાખે તો હું આ બંધનમાંથી છૂટો થાઉં. શિયાળ ખંધું હતું. તેણે વિચાર્યું" જંગલનાં પ્રાણીઓને રંજાડનાર આ વનરાજ ઠીક લાગમાં આવ્યો છે. તેણે જવાબ આપ્યો, "સિંહ મામા ! મારે તો આજે શિવરાત્રિનું વ્રત છે એટલે આ જાળ મોંમાં નખાય નહિ." બરાબર એજ વખતે દૂરથી આવતા શિકારીએ આ શિયાળને સિંહ પાસે ઊભેલું જોયું. અને તેણે ત્યાંથી જ તેના પર કુહાડીનો ઘા કર્યો. શિકારીની કુહાડી સિંહની જાળ કાપતી શિયાળની ગરદનમાં વાગી. સિંહ મુક્ત થયો અને શિયાળ મરી ગયું.



## ચીંથરીઆ પીર

કચ્છમા એક ગામથી બીજે ગામ જતા રસ્તામા ઘણી વાર ખીજડાનાં ઝાડ જેવામાં આવે છે. તેમાં કોઇક ખીજડા પર લુગડાનાં ચીથરાં ફરફરતાં દેખાય છે. આ ખીજડા ચીંથરીઆ પીરને નામે ઓળખાય છે. કેટલાક લોકોની માન્યતા એવી હોય છે કે ચીંથરીઆ પીર પર કપડાની એક ચીંથરી ચડાવવાથી કપડાંનુ દારિદ્ય દૂર થાય છે. આવી માન્યતાથી કોઇ કોઇ લોકો ચીંથરીઆ પીર પર ચીંથરાં ચડાવતા હોય છે.

એકવાર એક બકરી જંગલમાં ફરતી ફરતી આવા ચીંથરીઆ પીર પાસે આવી પહોંચી. બકરી ભૂખી થઇ હતી, એટલે ચીંથરીઆ

પીરનાં પાંદડાં બટક બટક ચરવા મંડી પડી. આ જોઈ ચીંથરીઆ પીરને ગુસ્સો ચડતાં તે બકરીને કહે છે—

**બકરી આવઇયે બર સેં, બ્યા કંઢા છડે કિત ?**
**અસીં ચીંથરીઆ તા ચાચું, તોજી હાજત નાંય હિત;**
**ચરેઓ થીંધે ચિત, બથરજી-રોંધે બૂથ બકરી.**

—ઓ બકરી ! તું બળથી અહીં આવી છે પણ બીજા તે ખીજડા કયાં છોડી દીધા ? અમે તો ચીંથરીઆ પીર કહેવાઇયે છીએ. અમારી પાસે તારી હાજત હાલવાની નથી. તારુ ચિત્ત પાગલ બની જશે અને તારૂ મોહું પણ બંધાઇ જશે.

ચીંથરીઆ પીરની ધમકી સાંભળીને બકરી તેને જવાબ આપે છે.

**કંઢા ખાધા કેક મું, એડા અપરંપાર,**
**પ્યા ઐં મુંજે પેટ મેં, એડા પીર અપાર;**
**ન વારીઆં ઓગાર, ખોલા ! તોકે ખાઇને.**

—મેં તો તારા જેવા કેટલા યે-પાર વગરના ખીજડા ખાધા છે. તારા જેવા તો ઘણા પીર મારા પેટમાં પડેલા છે. અરે ખોખલા ! તને ખાઇને તો હું ઓગાર પણ વાળવાની નથી અર્થાત વાગોળવાની યે નથી.



## વોળાવો

એક વળાવિયો શેઠાણીની વેલ સાથે એક ગામથી બીજે ગામ જતો હતો. રાત્રિનો સમય હતો. રાત અંધારી હતી. વળાવિયો શેઠાણીના રક્ષણ માટે જતો હતો. તલવાર-બંદૂક વગેરે હથિયારોથી પણ સુસજ્જ થઇને વેલ સાથે ચાલ્યો જતો હતો. દેખાવમાં તો બહાદુર લાગતો હતો, પણ હિંમતની ખામી હતી. એના મનમાં

અંધારી રાતે ચોર-લૂટારાની બીક પેસી ગઈ હતી. આગળ ચાલતાં એને એક ઝાડનું ઠૂંઠું દેખાયું. એનો દેખાવ દૂરથી માણસ જેવો જણાતો હોવાથી તે બીવા લાગ્યો અને ઠૂંઠાને ઉદ્દેશીને બોલ્યો—

**જ હુવેં ખુથ-ખુથાણી, ત તરાર આય રા ભારાણી,**
**પણ જ હુવેં ચોર-ચોરાણી,**
**ત હી રચો ગડો, ને હી ઉભી આય વાણિયાણી.**

—જો તું ઝાડનું ઠૂંઠું જ હોય તો મારી પાસે આ તેજદાર રા ભારાણી બનાવટની તલવાર છે. પણ જો તું ખરેખર ચોર જ હોય તો આ રહ્યું ગાડું અને આ ઊભી વાણિયાણી!



## રબ-ટુક

એક વાર સિંધમાંથી એક સાંઈ મૌલા કચ્છમાં આવતા હતા. એમની સાથે એમનો એક મુરીદ-શિષ્ય હતો. મુરીદ જરા ભોળો હતો અને કચ્છમાં પહેલવહેલો જ આવતો હતો. કચ્છમાં સાંઈ મૌલાના ભક્તોએ એમનો સારો સત્કાર કર્યો. એક ભક્તે એમને વિવેક-વાણીથી જમવાનું આમંત્રણ આપતાં કહ્યું-"સાઈ અજજી રબટુક અમાંજી કબૂલ કરીજા!" (આજની ધૃ ટડો રામ અમારી કબૂલ કરજો.)

મા૦એ આમંત્રણનો સ્વીકાર કર્યો પણ એની સાથેના મુરીદે 'રબટુક' શબ્દથી ભડકીને વિચાર્યું કે સાઈ તો ઓલિયા પુરુષ છે. એ તો રાબથી પણ ચલાવી લેશે પણ આપણને તો રાબ નહિ ફાવે. એટલે એણે પેલા યજમાનને કહ્યું કે "મને તો રોટલા જ ફાવશે બીજું કંઈ નહિ ફાવે" અને યજમાને એની વાત પણ કબુલ કરી.

સમય થતાં સૌ જમવા માટે પહોંચી ગયા. યજમાને તો શીરો પૂરી વગેરે સારી સારી વાનગીઓ તૈયાર કરેલી. પણ પેલા મુરીદને નસીબે તો

રોટલો જ લખાયલો હતો. હવે એણે વિચાર્યું કે આ તો ભૂલ થઇ પણ પછી શું થાય? રોટલો ખાઇ લેવા સિવાય બીજો ઉપાય ન હતો.

બીજે દિવસે બીજા યજમાને આમ ત્રણ આપતાં કહ્યું—'મારું મુરું માની રખજા, સાંઇ!" અને એનો પણ સ્વીકાર થયો. આ વખતે પેલા મુરીદે વિચાર્યું કે ગઈ કાલનું સાટું આજે વાળી લેવું. એનો જીવ તો ગઇ કાલના ભોજનમાં લાગેલો હોવાથી આમંત્રણ આપનાર યજમાનને એણે કહ્યું, કે "મને તો રબ-ટુક માફક આવશે"

એ દિવસે પણ સૌ જમવા ગયા ત્યારે સાંઇ મૌલા માટે તો મીઠા ભાતનું ભોજન તૈયાર હતું અને પેલા મુરીદના કિસ્મતમાં રાબ જ લખાયલી એટલે એને માટે તો રાબ જ હતી. આ જોઇ કચ્છી એની ભોળીને દોષ દેતો તે બોલી ઊઠ્યો—

રબ-ટુક ચેંતા સીરે કે ને, મિઠે ખાવે કે માની;
કચ્છી તાં કુહા રે બેલી, સિંધ હલો સાજની.

—શીરાને રબ-ટુક કહે છે અને મીઠા ભાતને માની કહે છે આ કચ્છી લોકો તો ભાઇ, ભારે નડીઆ! સજ્જન માણસો! ચાલો આપણે સિંધ ઊપડી જઇએ.



બધીએંતી બોકાની ને ભીડીએતી કન,
આયરેં ભેરી તું આટંતી રન;
જડેં અચે વાર તડેં ખણી વેંતી પાર,
જુમેં જી મા જો, તકિયો ધાર.

—લૂંટારાની ટોળીમાં દાખલ થયેલી એક સ્ત્રીની કાર્યવાહી જોતાં કોઇ કવિ કહે છે.

—તું બુકાની બાંધે છે અને કાન બીડી રાખે છે. પુરુષો સાથે તું સ્ત્રી પણ ધાડ પાડવા માટે ચડે છે પણ જ્યારે વાર ચડી આવે

છે ત્યારે તો તું તરત રુદન કરવા લાગી જાય છે. જુમાની માનો તકિયો જ જુદો છે.



## કચ્છી અને સિંધી

એક વખત એક કચ્છી અને સિંધી પ્રવાસમાં સાથે થઈ ગયા અને ભેળા બેસીને ખાવા લાગ્યા. કચ્છી લુચ્ચો હતો અને સિંધી જરા ભોળો હતો. ખાતા ખાતાં કચ્છીએ સિંધીને પૂછ્યું—"સાંઈ, સુણાય તાં ખરો, તવા જે પે કીં મરી વ્યો?" અર્થાત્ કહે તો ખરો તારો બાપ કેમ મરી ગયો?

સિંધી વાતોડિયો હતો. તેણે પોતાના પિતાની માંદગીનું પુરાણ ખોલીને લાંબી લાંબી વાતો કરવા માંડી. એટલી વારમાં તો કચ્છી ખાવાનું ઘણુખરું ઓહિયાં કરી ગયો. સિંધીએ આ જોઈ લીધું અને તેણે કચ્છીને કહ્યું, કે "હવે તુ તારી વાત કર કે તારો બાપ કેમ મરી ગયો?" જવાબમાં કચ્છીએ એટલુ જ કહ્યું કે—

પિપ્પર તા પેઓ, ને સા નિકરી વેઓ;
અલા જો મુખરાણું, બેઓ કીં ન થેઓ.

—પીપળા પરથી પડ્યો અને શ્વાસ નીકળી ગયો. ઈશ્વરનો આભાર કે બીજું કંઈ ન થયુ.



## ખમ્માં મુંજે ખાવંધ કે—

એક ખેડૂત વહેલી સવારથી ખેતર ખેડી રહ્યો હતો. બપોર નમી ગયા છતાં ઘરવાળી ભાત લઈને આવી ન હતી. અને ભૂખ તો કકડીને લાગી હતી. પછી તો તેની ભૂખ ગુસ્સામાં ફેરવાઈ ગઈ. તેણે વિચાર્યું, કે હવે તો તે ભાત લઈને આવે કે પોઠ ધોકે ટીપી

જ નાખુ. બહાનું શોધવા માટે તેણે એક યુક્તિ રચી હળમા એક બળદ સવળો અને એક અવળો જોડીને તે હળ હાંકવા લાગ્યો તેણે વિચાર્યું કે આ અવળા-સવળા બળદ જોઇને તેની સ્ત્રી જરૂર કંઇક બોલી ઉઠશે અને તેની સાથે જ તેના હાડકા ખોખરા કરી નાખવાનો લાગ મળી જશે

ત્યા તો તરત જ તેની સ્ત્રી માથે ભાતનો સુંડો લઇને આવી પહોચી ખેડૂતની પત્ની ચતુર હતી પતિની યુક્તિ પામી જઇને તે આવતા વેંત બોલી ઉઠી—

ખમ્માં મુંજે ખાવંધ કે,
જુકો હલે જીં, તે કે હલાય તો

—મારા ખાવિંદને ઘણી ખમ્મા! જે જેમ ચાલે છે તેને તેમ ચલાવે છે

અને ખેડૂતનો બધો ગુસ્સો એ જ વખતે ઊતરી ગયો



## ડાડા ! ડાડા ! ખડુ—

એક ડોસો પોતાના પૌત્ર અને દોહિત્રને લઇને ચાલ્યો જતો હતો સામાન્ય રીતે દોહિત્ર તો ક્યારેક મોસાળમા આવે એટલે લોકોને પૌત્ર કરતા દોહિત્ર ઉપર વધારે વહાલ રહે આ ડોસાએ પણ પોતાના દોહિત્રને ખભે બેસાડી દીધો હતો અને પૌત્રની આંગળી પકડીને તેને જમીન પર ચલાવતો હતો ડોસાની નજર જરા ઝાંખી પડી ગઈ હતી આગળ ચાલતા રસ્તામા એક ખાડો આવ્યો એ જોઇને ડોસાની સાથે ચાલતા તેના પૌત્રે દાદાને ખાડાની ચેતવણી આપતા કહ્યુ કે-ડાડા, ડાડા, ખડુ! અર્થાત્ દાદા, દાદા, ખાડો'

આ સાંભળીને ડોસાને ખજો ચડી બેઠેલો તેનો દૌહિત્ર બોલી ઊઠયો—"મર જુરે' નાને' જા હડ" અર્થાત્ ભલે ભાગે નાના નાં હાડકાં !



## હાણે' બાપા આય સીં !

બાપ અને દીકરો એક રાતે બીજે ગામ જવા માટે પ્રવાસ કરી રહ્યા હતા. બાપ ડરપોક છતાં શેખીખોર હતો. જ્યારે દીકરો બહાદુર અને હિંમતવાન હતો. રાત અજવાળી હતી. બંને બાપ-દીકરો વાતો કરતા કરતા ચાલ્યા જતા હતા. દૂર દૂર આકડાના ઝાડ ડોલી રહ્યાં હતાં. અજવાળી રાતે દૂરથી આકડાનાં ઝાડ ડોલતાં જોઇએ તો તે માણસ જેવા હોવાનો ભાસ લાગે. એટલે આકડાનાં ઝાડને હાલતાં જોઇને બાપના મનમાં બીક પેઠી. તેણે દીકરાને કહ્યું, "ભાઇ, પેલા લુટારા આપણને લૂટવા આવતા હોય એમ લાગે છે. હવે શું કરીશું ?"

દીકરો બોલ્યો, "બાપા, તમે અહીં ઊભા રહો, હું ત્યાં જઇને ખાતરી કરી આવું." અને તરત જ તે દોડી ગયો. જુએ છે તો લુટારાને બદલે આકડા જ ત્યાં ડોલી રહ્યા હતા. તેણે પાછા આવીને બાપાને કહ્યું—"બાપા ઇ તાં અક્ક !" બાપા, એ તો આકડા !

અને બાપામાં તો નવું શૂરાતન આવી ગયું તે બોલ્યો—

અક્ક ભલેં અચેં લખ્ખ,
હાણે' બાપા સીં આય.

—આકડા ભલે લાખ આવે, હવે તો બાપા સિંહ છે.



## ઉઠ્ઠ તેં ક પટ્ટ તેં ?

કાકો અને ભત્રીજો બંને અફીણી અને આળસુ હતા. એક વાર ઊંટ પર ચડીને આ કાકો-ભત્રીજો બને એક ગામથી બીજે ગામ જતા હતા. ઊંટની ટેડી ચાલ સાથે બને અફીણના ઘેનમાં ઊંટ પર ઝોકા ખાતા જતા હતા.

રસ્તામા રેતીવાળી એક નદી આવી. નદીની ઝીણી-સુંવાળી રેતી જોઇને ઊટને તેની આદત મુજબ તેમાં આળોટવાનું મન થઇ ગયુ. ઊટ ધબ્બ કરતુ રેતીમા બેસી ગયુ અને આળોટવા લાગ્યુ આમ થતા એ કાકો-ભત્રીજો બને જમીન પર ઢળી પડ્યા. થોડી વાર પછી અફીણનું ઘેન ઊતરતાં કાકો ભત્રીજાને પૂછે છે—

"અરે છોરા ! પાં ઐંયોં કિતે ?
ઉઠ્ઠ તેં ક પટ્ટ તેં ?"

—અરે છોકરા, આપણે છીએ કયાં ? ઊંટ પર કે જમીન પર ?



## પંવાર વારો નિયાંપો

નદી પૂર જોસથી બને કાંઠે વહી રહી હતી બે ગોવાળિયા સામસામે કાંઠે પોતપોતાનાં ઢોરને ચારી રહ્યા હતા. એટલામા એક ગોવાળિયાએ બીજાને જોરથી બૂમો પાડવા માંડી કઇ જરૂરી કામ હશે એમ વિચારી બીજો ગોવાળિયો નદીમા કૂદી પડ્યો અને મહા મુસીબતે તરતો તરતો સામે પાર પહોંચીને પેલાને પૂછવા લાગ્યો—"કેમ ભાઇ શુ કામ છે ?"

પેલાએ નિરાતે કહ્યું—"ભલા કાલ કિત આડાઈંધાસીં ?" અર્થાત્ આવતી કાલે ઢોરોને ચારવા કયા લઇ જશું ?



## ભા, તોજી ભલાઇ !

એક બાઇ જંગલમાં લાકડાં કાપવા ગયેલી. લાકડાંનો મોટો ભારો તૈયાર કરીને તે કોઇ ભારો ઉપડાવનારની વાટ જોતી ઊભી હતી. એટલામાં એક ઘોડેસવાર ત્યાંથી પસાર થયો. તેને જોઇ પેલી બાઇએ બૂમ પાડીને કહ્યું—" ભાઈ ! મને આ ભારો તો જરા ઉપડાવતો જા !"

ઘોડાવાળાને દયા આવી ઘોડા પરથી ઊતરીને તે પેલી બાઇને ભારો ઉપડાવવા માટે તેની પાસે પહોંચ્યો. બરાબર એ જ વખતે પાસેની ઝાડીમાં કંઇક ખડખડાટ થવાથી ઘોડો એકદમ ભડકીને ભાગવા લાગ્યો. આ જોઇ ઘોડાવાળો તો તરત ઘોડા પાછળ ઊપડી નીકળ્યો. ઘોડો તો એવો ભડક્યો હતો કે તે કેમે કરતાં ઊભો રહેતો ન હતો. ઘણા પરિશ્રમને અંતે ઘોડાવાળાએ માંડ માંડ ઘોડાને હાથ કર્યો અને ત્યાંથી પાછો પેલી બાઇને ભારો ઉપડાવવા માટે તેની પાસે આવ્યો. ઘોડો અને ઘોડેસવાર બંને પસીનાથી રેબઝેબ થઇ ગયા હતા. હવે તો ઘોડાની લગામ હાથમાં જ રાખીને તેણે પેલી બાઇને ભારો ઉપડાવ્યો. બાઈ તો ઠંડે પેટે માત્ર એટલું જ બોલી—" ભા ! તોજી ભલાઇ !"



## નારાણસર જા કેંડા પાર ?

નારાયણ સરોવરની જાત્રાએ જનાર જાત્રાળુને તેના બાહુ પર દ્વારિકાની માફક ધગધગતી છાપ લગાવવામાં આવે છે, પૈસા પણ પડાવવામાં આવે છે. અને મૂંડ પણ મૂંડાવવામાં આવે છે. આથી ત્યાં જનારને 'ડન, મુન ને ડંભ' મળ્યાનું કટાક્ષમાં કહેવાય છે.

એ રીતે નારાયણ સરોવરની યાત્રા કરીને પાછા ફરનાર યાત્રાળુને કોઇએ પૂછ્યું—

નારાણુસર જા કેડા પાર?
ત-ચે' વેધડે જી વાર!
કોડે?
ત-ચે', કોડે ન-કાં બોડે,
હિકડો ઝલે ને બ્યો ચોડે!

—નારાણુસરના શા સમાચાર?
તો કહે, જતા વાર જ!
કેમ?
તો કહે, કેમ-ગેમ કંઈ નહિ
એક પકડી રાખે અને બીજો ચોડી દે!



## ટકોર

કચ્છ-ભુજમા કાવ્ય-કળા શીખવવાની વ્રજભાષા પાઠશાળા એક સમયે ચાલતી હતી કચ્છના મહારાવ શ્રી લખપતજી જે સાહિત્ય અને હુન્નરકળાના ચાહક હતા તેમણે આ પાઠશાળાની સ્થાપના કરી હતી આ શાળામા કાવ્યકળા શીખનારને ખાનપાન અને શિક્ષણની સગવડ આપવામા આવતી આગળ જતા મહારાવ શ્રી ખેંગારજી ત્રીજાના અમલમા ચુનીલાલ સારાભાઇ નામે એક લોભીઓ દીવાન આવ્યો તેણે પાઠશાળાના કવિ-વિદ્યાર્થીઓને અપાતી ઘણી સગવડોમા મોટો કાપ મૂકી દીધો

વિદ્યાર્થીઓ અકળાના લાગ્યા પણ કોઈ ઉપાય ન હોવાથી જેમ તેમ પોતાનો નિભાવ કરીને કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરી રહ્યા હતા

પાઠશાળાનો કાયદો એવો હતો કે જે વિદ્યાર્થી પોતાનો અભ્યાસ સંપૂર્ણ કરીને શાળામાંથી મુક્ત થાય તેણે જતાં પહેલાં વ્રજભાષામાં એક બાવની બનાવવી અને તે ખુદ ખેંગારજી બાવાને સંભળાવવી.

એક ચારણ વિદ્યાર્થીનો કવિતા-કળાનો અભ્યાસ પૂર્ણ થઇ જતાં તે વિદાય વખતે ખેંગારજી બાવાની હજૂરમાં સલામ માટે ગયો.

બાવની વગરની આ સલામથી બાવાને નવાઇ લાગી. બાવાએ કવિને પૂછ્યું—" કવિરાજ ! કોઇ કવિતા નથી બનાવી ?"

અને કવિને જોઈતી તક મળી ગઇ. તે તરત જ બોલી ઊઠ્યો—

**એક શેર આટા મિલે, નગદ દોકડા એક;**
**તામેં કયા કવિતા કહું, સુન ખેંગાર નરેશ.**

અને કવિની આ નાનકડી ટકોરથી બધા કવિ-વિદ્યાર્થીઓની ઘણી મુશ્કેલી દૂર થઇ ગઇ.



## નારાયણ હરિ !

કચ્છ-વાગડમાં અરજણ હરિ નામે એક શિક્ષક હતા. તે સારા કવિ હતા. ઘણી વાર શીઘ્ર કવિતા પણ કરી શકતા.

એમના પુત્રનું નામ નારાયણ હતું અને સ્વર્ગવાસી પિતાનું નામ હરિ હતું.

એક વાર એમનું કુટુંબ બહારગામ હતું. પોતે એકલા જ સવારમાં ઘેર દાતણ કરી રહ્યા હતા. ત્યાં હમેશ મુજબ સવારમાં લોટ માગવા આવેલા બ્રાહ્મણે પોકાર કર્યો—" નારાણ હરિ !"

અને તરત અરજણ માસ્તર બોલી ઊઠ્યા—

નારાયણ ગિયો ગામ ને હરિ ગિયો મરી;
જીવતા હો તો કાલ આવજો ફરી.



## ખધો નતો છડે !

નદી બન્ને કાંઠે ભરપૂર વહેતી હતી. તેને કિનારે કેટલાક ગોવાળિયા પોતાના ઢોરને ચારી રહ્યા હતા. એટલામાં નદીના પાણીમા દૂરથી ધોળા ધાબળા જેવુ કંઇક તણાતું આવતું તેમની નજરે પડયુ એ ધાબળો જ છે એમ ધારી, એક સાહસિક ગોવાળિયાને તે લઇ લેવાનો લોભ જાગ્યો. તેણે એકદમ નદીમાં ઝંપલાવી દીધુ તરતો તરતો તે તરત જ ત્યાં પહોંચી ગયો. ખરી રીતે તે ધાબળો ન હતો પણ એક ધોળો રીંછ પાણીમા તણાઇ આવતો હતો રીંછ તો તે જ વખતે પેલા ગોવાળિયાને બાઝી પડ્યો અને બન્ને નદીના વહેણમા તણાવા લાગ્યા. કાંઠે ઊભેલા ગોવાળિયાઓએ તેને તણાતો જતો જોઇ, બૂમ પાડીને કહ્યુ—" ઓ બેલી ! હવે આ ધાબળાને છોડી દે ! "

પેલાએ જવાબમા કહ્યુ—" આઉં તા છડિયા તો, પણ હી ખધો નતો છડે !" અર્થાત્ હુ તો છોડું છું પણ આ ધાબળો છોડતો નથી.



## ઢબલ ધી

અચ મુંજી ઢબલ ધી, પાં બોય ગડાં !
—આવ, મારી લાડકી દીકરી, આપણે બે ભેટીયે.

**મા, ઠોઠે કે ગડઇયાસ !**

—મા હું તો ઘરડા-ડોસાને જ ભેટી આવી.

**મોય માંઠણ તાં મુઠે' મા !**

—મુઆ માડણે તો મારી નાખ્યા મા !

**માંઠણ ન મુઠે' મા, કોરીએ' જે કુપલે મુઠે' !**

—માડણે ન માર્યા મા, કોરીઓની કૂલડીએ મારી !

એક બાઇએ પોતાની લાડકી દીકરીને માઢણ નામના દલાલની સહાયથી પૈસાની લાલચમા એક ડોસાને પરણાવેલી. દીકરી સાસરેથી ઘેર આવી ત્યારે મા કહે છે—આવ મારી લાડકી દીકરી આપણે ભેટીએ !

દીકરી બોલી—હુ તો ડોસાને ભેટી આવી

મા કહે—મુઆ માડણે તો મારી નાખ્યા !

દીકરી કહે—માડણે નહિ પણ કોરીઓની ભરેલી કૂલડીએ મારી નાખ્યા !



## છાભાસી ભરઈ આય !

એક કલાકાર પોતાની કલાના પ્રચાર માટે એક ગામમા જઇ ચઢ્યો. ત્યા એક પર્ણકુટિ બાધી પોતાની કલાના ઉતમ નમૂના તે તૈયાર કરવા લાગ્યો. કલાકારની કલા જોઈ ગામ-લોકો તેની અનહદ તારીફ કરતા શાબાશીના વરસાદ વરસાવવા લાગ્યા. પરંતુ એ સૂકી તારીફ અને લૂખી શાબાશી વડે કલાકારની ખીચડી પાકે તેમ ન હતું. કલાકાર આ શાબાશીઓના મારથી આખરે કંટાળ્યો અને

એક દિવસ તેણે પોતાની પર્ણકુટિ પર દીવાસળી ચાપી તેને સળગાવી દીધી કલાકારની ઝૂંપડી સળગતી જોઈને લોકો તેને ટોલવવા માટે દોડી આવ્યા પરંતુ કલાકારે તેમને વચ્ચે જ અટકાવીને કહ્યું કે આ ઝૂંપડી તો ભલે સળગી જાય ! એમાં તો માત્ર શાખાથી જ ભરી છે !



## માસી ! તોજી ગાલ નાંય !

સિયારે જા ડીં હુવા સી ચેં તે—'મુજો કમ'' ગામ જે વથાણ મે તાપણી સિવગાય ને માડુડા તપધા હુવા તાપણી તપીને મી ઉઠાઈધા હુવા

તિન ટાણે તાપણી અને મી-જી તકરાર થઇ સી ચેનો આઉ વડો, તાપણી ચેની આઉ !

તકરાર વધણ લગી તડે તાપણી ચેની—સિયારે જા સી ! તુ ભાસે તિતરી ધમાલ કર, પણ મુ વટે તોજો થાક લગે તીં નાય !

સી ચે તો તાપણી બાઇ ! ભોરી મુડસાઇ રોણ ડે ! તુ છાતી કે તપાઇયે ત આઉ પુઠા હારે વિજા અને તું પુઠે કે તપાઇયે ત આઉ છાતી હારે વિજા તુ જ ચો ઇ ગાલ સચી ક ખોટી ! મુ મે તા કોય પુજે વારો નાય

હી તકરાર હિકડી ધડકી સુણંધી હુઇ સી-જી વદ્ વારી ગાલ સુણી ધડકી બોલઇ—કુરો ચે ? કુરો ચે ? મે હેરે ચો તા, ખબર પે !

ધડકી જો પડકાર સી સુણી ગિડે વિચાર કે—હિન વટે પાજો કીં હને તીં નાય ઢીલો થઇને સી ચે તો—'માસી ! તોજી ગાલ નાંય !'



## કૂંજડી

એક શિકારી એક કૂંજડીનો શિકાર કરીને પોતાને ઘેર આવ્યો અને ઘરવાળીને કૂંજડીનું ભોજન તૈયાર કરવાની ભલામણ કરીને પોતે થોડી વારને માટે બહાર નીકળી ગયો. ઘરવાળીએ તરત ભોજન તૈયાર કરી લીધુ એટલામાં અચાનક તેનો એક મિત્ર આવી ચડ્યો, અને પેલી કૂંજડીનું તૈયાર થયેલું ભોજન આ બંને પ્રેમીઓએ પતાવી લીધું. પેલો તો ખાઈ–પીને પાછો પોતાને રસ્તે પડી ગયો.

થોડી વારમાં શિકારી પણ ઘેર આવી પહોંચ્યો. જુએ છે તો ચૂલો ઠંડોગાર દીઠો. ખાવા જેવુ કંઇ દેખાતુ જ ન હતુ. તેણે તેની ઘરવાળીને પૂછ્યુ—" કેમ ખાવાનું તૈયાર નથી ?"

ઘરવાળી પણ ચાલાક હતી. તે બોલી, " અરે તમને શી વાત કરૂં ? કૂંજડીને તૈયાર કરીને હાડલામા નાખી, પણ તેજ વખતે તે પાંખો ફફડાવતી ક્યાયે ઊડી ગઇ !"

ઘરવાળીની વાત સાભળી શિકારી થભી ગયો. તે બોલ્યો—

રનું રંગ ભરયું, રનું રંગ બુજે;
કુની પઈયું કૂંજડયું, કીં ઉડામી વિઝે ?

—સ્ત્રીઓ અનેક રંગથી ભરેલી હોય છે, અને અનેક રંગ તે જાણતી હોય છે. નહિ તો હાંડલામા પડેલી કૂંજડી ઊડી કેમ જાય ?

આ સાંભળીને શિકારીની સ્ત્રી પોતાની વાતના સમર્થનમાં સોગન ખાવા લાગી. એના સોગન પણ સમજવા જેવા છે.

હિકડા મરે તેંજા ડર, બઇ મરે તેંજી મા;
અસીં કૂંજ ખાધી વે, ત હડં પયન વા.

—એક તેનો દિયર મરે અને બીજી તેની મા મરે. એમ કુંજ ખાધી હોય તો એમના અંગમાં ભળે વાનું દર્દ થાય



## મતરઈ મા-જા મેણાં

ઓરમાન માના કેટલાક કિસ્સા કચ્છમાં ચાલે છે એક વાર શિયાળાનો છેલ્લો માઘ માસ આવ્યો ત્યારે ભાઇ-બહેન પોતાની અપર માતાને પૂછે છે કે "હવે આ શિયાળો ખલાસ થયો એટલે ટાઢ નહિ વાય ખરૂં ને?" ત્યારે અપર માતા એ ભાઈ-બહેનને બીવડાવતા કહે છે કે—

માઘ રુઠ્યુ, ઠુબે મઇયું. છોરા-છોરીયું તડે મુઇયું;
જુકો ન મરંધા માઘ જી રૂઇયે, ઇ મરંધા ફગણ જી પુઇયે.

—માઘ માસમાં તો ઠંડીની એવી ઝડીઓ વરસવાની છે કે ભેંસો પણ ધ્રૂજવા લાગશે. માઘની ઝડીઓમાં જે નહિ મરે તે ફાગણના પાછલા દિવસોમાં તો જરૂર મરશે

આ સાભળીને ભાઈ-બહેન તો થરથરી ગયા તેમણે ફોઇઆને આ વાત કરી. ફોઇમાએ એમને ધીરજ આપતા કહ્યું કે—

માઘ અધે ને કમર કંધે, વરેઆ ઉત્તર પાંધ;
જિકી રનું સે મુઇયું, જે નાં વેઆરયા કાંધ.

—માઘ માસ અર્ધો પૂરો થાય ત્યા તો લોકો કામળી ઓઢવાને બદલે કાંધ પર મૂકી દે છે એ વખતે તો ઉત્તરના ઠંડા વાયરા પાછા વળે છે. હવે તો જેમણે નવા પતિના ઘર માંડ્યા છે તેવી રાંડો જ મરવાની છે



## મતરઇ મા ને મથે જો ઘા

સવારમાં શીરામણુ વખતે બાળક ઓરમાન માતા પાસે પોતાની માગણી રજૂ કરે છે.

મા, મખણુ ! (મા, મને માખણુ !)
ત ચે'–મખણુ ફિટાય લખણુ. (માખણુ તો લક્ષણુ બગાડે.)
તડે' ખીર ! (ત્યારે દૂધ !)
ત ચે'–ખીર તાં જીરો પીર. (દૂધ તો જીવતો દેવ.)
મા તડે' ડઇ ! (મા, ત્યારે દહીં !)
ડઇ તાં કડે' ન કરે સઇ. (દહીં તો કદી સવળું ન કરે.)
તડે' મા ઘે ! (ત્યારે મા, ઘી !)
ત ચે'–ઘે તાં અંગ મે' વે. (ઘી તો અંગમાં બેસી જાય.)
આખરે બાળક થાકીને કહે છે—
મા, તડે' છાય ! (મા, ત્યારે છાશ !)
ત ચે'–છાય તાં મુંજો મિઠો પુતર ખાય.
(છાશ તો મારો વહાલો દીકરો ભલે ખાય.)



## મૌલવી અને મિયાણું

૧

પેઓ એંયે' પટ તે', સભ નીં સંધા;
સેં તાણે દંમા, હાણે ભંધા કીં દંધા ?

—અરે સદ્ કોઇના માલીક ! તું જમીન પર પડ્યો છે. તું

પોતે જ તારા ટાટિયા લાબા કરીને પડ્યો છે તો હવે તારા બદલ શુ કરશે ?

એક મૌલવીએ એક મિયાણાને ઉપદેશ આપતા કહ્યુ કે "અલ્લા સૌથી મોટો છે" આ વાત મિયાણાએ પોતાના મનમા ખરાબર યાદ રાખી લીધી

એક વાર આ મિયાણો ચાલ્યો જતો હતો રસ્તામા તેણે એક મોટા હાથીને પડેલો જોયો હાથીને જોઇને મિયાણાને પેલા મૌલવીની વાત યાદ આવી ગઈ તેણે વિચાર્યું કે મૌલવી જે અલ્લાની વાત કરતો હતો તે અલ્લા આ પોતે જ હોવો જોઇએ. એટલે મિયાણાએ એને ઉદ્દેશીને કહ્યુ કે—"તુ પોતે આમ પડેલો છ તો હવે અમારૂ શુ થશે ?"

૨

હિકડો મુડો હિની, ને બેઓ મુઠે રન;
અલ્લા હુ અકબર, ને પાંજા ફુટા કન.

—એક મિયાણો પોતાની ઘરવાળીના આગ્રહથી મસ્જિદમા જુમાનિમાજ પઢવા ગયો હતો નિમાજ પઢતા પઢતા તે કટાળી ગયો જ્યારે નિમાજ પૂરી થઇ અને પોતે છૂટો થયો ત્યારે કહેવા લાગ્યો—એક તો આ લોકોએ એટલે નિમાજ પઢાવનાર નિમાજીઓએ મુડો દીધો અને બીજી ઘરવાળીએ આફત ઊભી કરી હવે છેવ્ને અલ્લા હુ અકબર અને આપણે ફૂટ્યા !



## જામ અને હજામ

કચ્છ કેરા-કોટમા જ્યારે જામ લાખા ફુલાણીનો અમલ હતો ત્યારે ત્યા એક લાખો હજામ પણ રહેતો હતો તે જરા શોખીન પણ હતો અને પોતાના નામ પર મુસ્તાક હતો

એક દિવસ આ લાખા હજામે ઘેર આવીને પોતાની માને કહ્યું—" મા ! કેરે કોટ ગે' લાખા બ ! હિકડો લાખો જામ, બેઓ લાખો હજામ ! બોય સરખા !"

રસ્તે ચાલતા એક ચારણે આ વાત સાંભળી લીધી. હજામને ફુલાઇ જતો જોઇને તે તરત બોલી ઊઠ્યો—

> ઉન જી મા સોનલ, ને તોજી સૂયાણી;
> ઊ લાખો ફૂલાણી, તું............



## રન ! મુંકે રા કુછાંય !

એક નાની વાતથી ફુલાઈ જનાર માણસનો આ કિસ્સો છે.

એક માણસ રાજાના બોલાવવાથી એટલો ખુશ થયો કે તે દોડતો દોડતો પોતાને ઘેર ગયો અને ઘરવાળાને ગ્રામ્ય ભાષામાં કહેવા લાગ્યો—

> રન, મુંકે રા કુછાંય, લપ્પઈ તાં રધ,
> પણ મોઆ ચે' કરો ?
> ત-ચે' બિખી ડાઢી પરેઆ ખિસ !

"—રાંડ, મને રાજાએ બોલાવ્યો, લાપશી તો રાંધ.
પણ મુઆ, કહું શું ?
તો કહે—ખોખરી દાઢી, આઘો ખસ !



## દાનત તેડી ભરકત

અભલો વડો થીંધો તડેં સેર જા ત્રે પા ડીંધો;
ત-ચેં, અલા કંધો, ત એડડો જ વેંધો.

—દાનત તેવી બરકતના અર્થની આ વાત છે. કપાસ પીંજવાનું કામ કરતી એક પીંજારી પોતાના નાનકડા દીકરા અભલાની હોશિયારીનાં વખાણ કરતાં તેની સખિને કહે છે કે મારો અભલો મોટો થશે ત્યારે પીંજવા માટે શેર કપાસ લાવવા વાળાને પોણો શેર જ પાછો આપે એવો પાકો થશે.

રસ્તે ચાલતા એક ફકીરે આ વાત સાંભળી લીધી તરત જ તે બોલી ઊઠ્યો-બેન, તારી આવી બદદાનત છે ત્યારે ઈશ્વર કરશે તો તે એવડો જ—નાનકડો જ ચાલ્યો જશે.



## તોયે મુઠી જટી

જટી સુતર પુસાયો, ત વાણિયેં વિધી વટી;
જટી જાણે વાણિયું મુઠો, તોય મુઠી જટી.

—જટી બાઈએ સૂતરને પલાળ્યું તો વાણિયા દુકાનદારે શેરને બદલે વાટકી નાખી જટીએ વિચાર્યું કે સૂતરને ભીંજવું છું એટલે વાણીઓ ઠગાશે પણ આખરે તો જટીને જ ઠગાવાનો વખત આવ્યો.

જટી નામની એક ગરીબ બાઈ આખો દિવસ સૂતર કાંતી, જેમ તેમ કરીને પોતાનું ગુજરાન ચલાવતી. સૂતરનો ફાળકો તૈયાર કરીને તે જ્યારે વાણિયાની દુકાને આપવા જતી ત્યારે વાણિયો દુકાનદાર પોતાનાં બનાવટી તોલાંથી સૂતરના વજનનો પોણો ભાગ પણ

માંડ બતાવતો. આ રીતે દરરોજ એ જટીને છેતરતો. એક દિવસ જટીએ વિચાર્યું કે વાણિયો સૂતરનું વજન બરાબર કરતો નથી. એટલે સૂતરને જો ભીંજવીને જાઉં તો તે વજનમાં થોડુંક વધી આવે. આમ વિચારી સૂતરને ભીંજવીને તે વાણિયાની દુકાને લઇ ગઇ. પરંતુ તે દિવસે વાણિયાએ ત્રાજવામા શેરના તોલાને બદલે એક વાટકી નાખી અને એ રીતે આખરે જટી પોતે જ છેતરાઇ.



## ખેતર ને બિજ

બે મિત્રો સીમમા ચાલ્યા જતા હતા. રસ્તામા એક જુવારનુ ખેતર આવ્યુ. એ ખેતરના ઘણા છોડમા કાણી જુવાર પાકેલી હોવાથી એક મિત્રે કહ્યુ—

**કાં ખેતર મેં ખતા, કાં બિજ બેઓ.**

—કાં તો ખેતરમા કંઇક ખામી છે, અથવા તો બીજ કોઇ બીજી જાતનું છે.

પ્રત્યુત્તરમાં બીજો મિત્ર બોલ્યો—

**ન ખેતર મેં ખતા, નાંય બિજ બેઓ;**
**ઇ વેરા જો વિકાર, કણ ફાટી કોજો થેઓ.**

—ખેતરમાં પણ કંઇ ખામી નથી અને બીજ પણ બીજું નથી. એ તો માત્ર વેળાનો વિકાર છે જેથી કણ ફાટી અને સડી ગયો છે.



અંધારી રાત હોય અને કાળા બળદો શોધવા હોય, ગામના રખડુ ઢોર આખો દિવસ વાવેલો પાક ચરવા આવતા હોય એવું ગામની બાજુનું ખેતર હોય અને પગમાં ઉપાય પણ નહિ એવા વાળા નીકળ્યા હોય, ધરવાણી કજિયાખોર અને સાસરા ગામમાં જ હોય, એવા દિવસ હે દ્વારકાના નાથ તું દેશ નહિ!

સુખેં પિંજણ પિંઞોંધે, કીં કુમતડી આઇ?
પિંજણ વિકણી બંધૂક ગિડૈ, ગેભજી ગોલી ખાઇ.

સુખે પીંજણ પીંજતાં તને આવી કુમતિ કેમ આવી કે પીંજણ વેચી, બંદૂક ખરીદીને સિપાઇ થયો અને પરિણામે ગોળી ખાવાનો પ્રસંગ આવ્યો.

આયર ખેડે ઉભણી, ત રન વિઆય રંભ;
ઊ વડે અચે વરો, હી જોરે વિઝે થંભ.

—ધણી ધાન વાવવાની ઉમણી પેદા કરે ત્યાં ઘરવાળી રંગ ગુમાવી નાખે પેલો એક વળી વાઢી આવે તો આ થાંભ ભાંગી નાખે.

ઓસડ કે ઓરા ન થિયે, વૈધ જો ગિને ન વા;
ખેતસીં કે ખણી હલ્યા, મેરા થઇને ભા.

—ઔષધને આરો થાય નહિ અને વૈદનો વા પણ લે નહિ એવા ખેતશીને આખરે ભાઇઓ ભેળા થઇને (સ્મશાનમાં લઈ ગયા.

ન-કીં બાયડી બ-પુરો, ન-કીં ધીણું ગો,
વાટ હલંધે માડુએં, તું કૂડા ડિયેં મો;
ગાલ જે મથે ન-કાં મોં, ને ભા રીગંધે વો.

—ઘરમાં નથી ઘરવાળી કે નથી ધંઘી. ગાય જેવું દુઝણું તો

ક્યાંથી જ હોય! છતાં રસ્તે જતા માણસોને તું ખોટા ખોટા સોગન આપીને પરાણે રોકે છે. કોઈ વાતનું ઠેકાણું ન મળે અને કહે છે કે– "ભાઇ શીરામણ તો કરતો જા!"

મચે ત મારે ને હટે ત હારે;
શુક્ર ઉન કે જુકો આંખો ઠગો ધારે.

—માતેલો થાય તો મારે અને થાકે તો સાવ થાકીને હારી જાય. ખેતી માટે જે આખલો રાખે તેને ધિક્ક છે!

અંધેં મેં કાણું રાજિયો, ઝણકાય વિઠો ઝુડી;
આયો ભીં અખિયેં વારો, ત કર તેલ મેં મખ બુડી.

—આંધળામાં કાણો રાજા બની બેસે. એક આંખનું અભિમાન કર્યા કરે. પરંતુ ત્યાં કોઇ બે આખવાળો આવી ચડે તો તેલમાં પડેલી માખીની માફક ખલાસ થઈ જાય.

જુઆર તું જુગંધરી, છુટી છાતા કીં થઇએ ?
ત–ચેં, કેડા વંગ જુઆર, જે રન મિડઇ કુવાડ.

—અરે જુવાર ! તુ તો જુગને ધારણ કરનારી છે. આજે એસરીને છાતા જેવી કેમ થઇ ગઇ છે ? તો કહે જુવારનો શો વાંક કે રાંધનારી જ કુવડ મળી.

કરમી પુતર કુળ જો દીયો,
પોખે બાજર ત ઉગે ચિયો.

—દીકરો કરમી કુળના દીવા જેવો પણ જ્યાં બાજરી વાવે ત્યાં નકામુ ઘાસ ઊગી નીકળે એવો

કીંક ધડે ધાબડે, કીંક છડે છાબડે;
કીંક ડાંઠી મેં કેર, કીંક ઓછો આય સેર.

અંધારી રાત હોય અને કાળા બળદો જોડેલા હોય, ગામના રસ્તે હોર આખો દિવસ વાવેલો પાક ચરતા આવતા હોય એ ગામની બાજુનું ખેતર હોય અને પગમાં જોડાય પણ નહિ એ વાળા નીકળ્યા હોય, ઘરવાળી કજિયાખોર અને માસરા ગામમાં જ હોય, એવા દિવસ હે દ્વારકાના નાથ તું દઇશ નહિ'

ગુપે'; પિઅણુ' પિઓધે. કીં કુમતડી આઇ?
પિઅણુ વિકણી બંધૂક ગિડં, ગેભરુ ગોલી ખાઇ.

ગુપે પીંજણ પીંજતા તને આવી કુમતિ કેમ આવી કે પીંજણ વેચી, બંદુક ખરીદીને સિપાઇ થયો અને પરિણામે ગોળી ખાવાનો પ્રસંગ આવ્યો.

આયર ખેડૂ ઉભણી, ત રન વિઆય રંભ;
ઊ વઢે અચે વરો, હી જોગે વિજે થંભ.

—ધણી ધાન વાવવાની ઉભણી પેદા કરે ત્યાં ઘરવાળી રાંધ ગુમાવી નાખે પેનો એક વળા વાઢી આવે તો આ ઘરને ભાગી નાખે

ઓસડ કે ઓરા ન થિયે, વૈધ જો ગિને ન વા;
ખેતસી કે ખાણી હલ્યા, ભેરા થઇને ભા.

—ઔષધને આરો થાય નહિ અને વૈદનો વા પણ ન રહે એવા ખેતશીને આખરે ભાઇઓ ભેગા થઇને (સ્મશાનમાં) લઇ ગયા.

ન-કીં બાયડી બ-પુડા, ન-કીં ધીણું ગો;
વાર હલંધે આડુઓ, ઘું કૂડા ડિયે ઓ;
ગાલ જો મથો ન-કાં મોં, ને ભા સીનાંધ્યો વો.

—ઘરમાં નથી ઘરવાળી કે નથી ધરી ગાય જેવું દૂઝણું તો

ક્યાંથી જ હોય! છતાં રસ્તે જતા માણસોને તું ખોટા ખોટા સોગન આપીને પરાણે રોકે છે. કોઈ વાતનું ઠેકાણું ન મળે અને કહે છે કે– "ભાઈ શીરામણ તો કરતો જા!"

'મચે ત મારે ને હટે ત હારે;
શુક ઉન કે જુકો આંખો ઢગો ધારે.

—માતેલો થાય તો મારે અને થાકે તો સાવ થાકીને હારી જાય. ખેતી માટે જે આખલો રાખે તેને ધિક્ક છે!

અંધેં મેં કાણું રાજિયો, ઝણકાય વિઠો ઝુડી;
આયો બીં અખિયેં વારો, ત કર તેલ મેં મખ બુડી.

—આંધળામાં કાણો રાજા બની બેસે. એક આંખનું અભિમાન કર્યા કરે. પરંતુ ત્યાં કોઇ બે આંખવાળો આવી ચડે તો તેલમાં પડેલી માખીની માફક ખલાસ થઈ જાય.

જુઆર તું જુગંધરી, ઘુડી છોતા કીં થઇએ ?
ત–ચેં, કેડો વંગ જુઆર, જે રન મિડ઼ઇ કુવાડ.

—અરે જુવાર! તું તો જુગને ધારણ કરનારી છે. આજે એસરીને છોતાં જેવી કેમ થઇ ગઇ છે? તો કહે જુવારનો શો વાંક કે રાંધનારી જ કુવડ મળી.

કરમી પુતર કુળ જો ડીયો,
પોખે બાજર ત ઉગે ચિયો.

—દીકરો કરમી કુળના દીવા જેવો પણ જ્યાં બાજરી વાવે ત્યાં નકામુ ઘાસ ઊગી નીકળે એવો

કીંક ધડે ધાબડે, કીંક છડે છાબડે;
કીંક ડાંઢી મેં ડ્રેર, કીંક ઓછો આય સેર.

અંધારી રાત હોય અને કાળા બળદો ગોધંતા હોય, ગામનું રખડુ ઢોર આખો દિવસ વાવેલો પાક ચરવા આવતા હોય એવું ગામની બાજુનું ખેતર હોય અને પગમાં ઝીણાય પણ નહિ એવા વાળા નીકળ્યા હોય, ઘરવાળી કજિયાખોર અને સાસરા ગામમાં જ હોય, એવા દિવસ હે દ્વારકાના નાથ તું દઇશ નહિ!

સુખે પિંજણો પિંઝીંધે, કીં કુમતડી આઇ!
પિંજણુ વિકણી બંધૂક ગિડું, ગેભજી ગોલી ખાઇ.

સુખે પીંજણ પીંજતા તને આવી કુમતિ કેમ આવી કે પીંજણ વેચી, બંદૂક ખરીદીને સિપાઇ થયો અને પરિણામે ગોળી ખાવાને પ્રસંગ આવ્યો.

આયર ખેડે ઉભણી, ત રૂન વિઆય રંભ;
ઊ વઢે અચે વરો, હી જોરે વિજે થંભ.

—ધણી ધાન વાવવાની ઉભણી પેદા કરે ત્યાં ઘરવાળી રાય ગુમાવી નાખે પેલો એક વળી વાઢી આવે તો આ થાંભલો ભાંગી નાખે

ભાન કરાવતાં ચારણ કવિ કહે છે:–જામ રાવળે હમ્મીરજીનો ઘાત કરીને પોતાના પિતા જામ લાખાના ખૂનનો બદલો વાળ્યો. પણ તમે તેનો બદલો લીધો નથી. છતાં ઓ ઓઢા જામના વંશજ ખેંગાર! તું અહીં દૂધના કટોરા પી રહ્યો છે તે તને ભાવે છે કેમ?

આ સાંભળીને રાજકુમાર ખેંગારજી દૂધનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા લેવા તૈયાર થાય છે. તેને તેમ કરતાં રોકી નવો પાનો ચડાવતાં બીજો ચારણ બોલી ઊઠે છે—

ચારણ જો ચેઓ કરે, ખેંગ ન તજજે ખીર;
અડાણું અઠઇ ડીં, હાલેં ઘર હમીર.

—ચારણની વાત પરથી ઓ ખેંગારજી! તમે દૂધનો ત્યાગ કરશો નહિ. કારણ કે હમ્મીરજીના ખૂનનો બદલો વાળવાનું તમે ભૂલો તેવા નથી. હમ્મીરજીને તમે આઘાટ આપી દીધા નથી. એ તો થોડા દિવસ માટે જ માત્ર ગીરવી મૂકાયા જેવા છે.

લાલ ગંજો લૂણી, જેં મેં હાલા ટિલેં હંજ;
નિત કસુંભા નિકરે, હિકડા સવાર ને બ્યા સંજ.

સુંદર લૂણી ગામમા હાલા ઠકરાઈ રૂપ હંસલા ટહેલે છે. દરરોજ સવાર-સાંજ કસુંબાના રંગ જામે છે.

આ રીતે ચારણના બિરદાવવા છતા કોઇએ તેનો સત્કાર કર્યો નહિ એટલે એ ચારણ એ જ દૂહાને જરા ફેરવીને બોલ્યો—

લાલ ગંજો લૂણી, જેંમેં હાલા ટિલેં હંજ;
કારી તી કડાકા કરે, સવારો ને સંજ.

લૂણી જેવા રૂપાળા ગામમા હાલા ગરાસીઆ રૂપ હંસલા ટહેલે છે, પણ ત્યાં સવાર-સાંજ કાળી ભૂખ કડાકા કરી રહી છે.

# પ્રાસાદિક કવિઓ

## મેકણ દાદા

કોરિયું કોરિયું કુરો કર્યો, કોરિયેં મેં અય કૂડ;
મરી વેંધા મેકણ ચેં, મોં મેં પોંધી ધૂડ.

કોરી-કોરી શું કરો છો? કોરીઓમાં તો કૂડ છે. મેકણ કહે છે કે મૃત્યુ વખતે તો મોઢામાં ધૂળ જ પડવાની છે.

અજ અજૂણી ગુજરઈ, સિભુ થીધો બેઓ;
રાય ઝલીધી કેતરો, જે મેં માપ પેઓ.

આજનો દિવસ તો આજે ચાલ્યો ગયો અને કાલ સવારે બીજો દિવસ થશે. અનાજના જે ઢગલામાં માપ ચાલુ થઈ ગયો છે એ ઢગલો હવે કેટલો સમય ટકવાનો છે?

✓ જિયો ત ઝેર મ થિયો, સક્કર થિયો સેણ;
મરી વેંધા માડુઆ, રોધા ભલે જા વેણ.

તમે જીવંત રહો ત્યાં લગી કદી કડવા ઝેર જેવા બનશો નહિ. ઓ વહાલા! તમે સાકર જેવા મીઠા બનજો' અરે માનવીઓ! તમે આખિરે તો મરી જ જવાના છો. માત્ર ભલા લોકોના વચનો જ રહી જવાના છે.

કેંકે વલિયું કોરિયું, કેંકે વલા વેઢ;
વલેં કનાં વલા, મુકે ઢાઢી ને ઘ્યા ઢેઢ.

કોઈને કોરીઓ વહાલી છે અને કોઈને અલંકાર વહાલા છે. પરંતુ મને તો વહાલાથી પણ વહાલા ઢાઢી અને ઢેઢ છે.

સ્વારથ તાં સૌકો કરે, પરમારથ કરે ન કોય;
હથો છડે મસાણ મેં, કુવાડો છડે ન કોય.

સૌ કોઇ સ્વાર્થ સાધે છે, પરમાર્થ કોઇ કરતા નથી. મસાણમાં માત્ર હાથો જ છોડી દેવાય છે, પરંતુ કુહાડો તો જેવો ને તેવો જ કાયમ રહે છે.

મું જે મનજ્યું ગાલિયું, જેડયું સમંધર-લહરિયું;
હિકડયું પોતયું તડ મથે, ત બાઇયું ઉપડયું.

મારા મનની વાતો સમુદ્રની લહરિયો જેટલી અનંત છે. એક કિનારે પહોંચે છે ત્યાં બીજી ઊપડી હોય છે.

સમંધર લહરૂ થોડિયું, ઘર મેં ઘણેરિયું;
હિકડયું પુગ્યું ન તડ મથે, ત બાઇયું ઉપડઇયું.

સમુદ્રની લહરિયો તો થોડી છે પણ મારા અંતરમા તો ઘણી જ છે. એક કિનારે પહોંચતી નથી ત્યાં તો બીજી ઊપડી હોય છે.

ગુજારત જયું ગાલિયું, વધી વડ થઇયું;
ચડ માડુએં ન પુછઇયું, મનજ્યું મનમેં રઇયું.

અંતરની ઊંડી વાતો વધી વધીને વડ થઇ ગઇ. કોઇ શાણા માણસોએ મને પૂછી નહિ અને મનની મનમાં જ રહી ગઇ.

હલણ થીંધો હેકલે, છડાધી ધૂણી;
હલેઓ કો ન હલંધો, મથે માલ ખણી.

—અહીંથી એકલા જ આવવું પડશે, ધૂણીને પણ છોડવી પડશે. માલ માયા પર લઇને કોઈ ગયા નથી અને જવાનો પણ નથી

જં વિઆં જીરાણ મેં, ત ભાવરેં મથે ભાર;
ખિલી ન કેં ખીંકારેઓ, કેં ન કેઓ સત્કાર.

જ્યાં કબ્રસ્તાનમાં ગયો અને જોયું તો મારા બંધુઓ ઉપર ભાર લાદેલો હતો. મને કોઇએ હસીને બોલાવ્યો નહિ અને કોઇએ સત્કાર પણ કર્યો નહિ.

જાં વિઆં જીરાણ મેં, કરિયાં સેણું કે સડ;
મિટ્ટી ભેરા વ્યા મિલી, હુંકારો ડિયેં ન હડ.

કબ્રસ્તાનમાં જઇને મેં મારા સ્નેહીઓને સાદ પાડ્યા, પણ એ તો બધા માટીમા મળી ગયા હતા. હાડકા હોકારો પણ આપતાં ન હતા.

જાં વિઆં જીરાણ મેં, ત કોરો ઘડો મસાણ;
જડેં તડેં જીતવા, ઇ પલ થીંધી પાણ.

સ્મશાનમા જઇને જોયુ તો માત્ર એક કોરો ઘડો ત્યાં પડેલો હતો. ઓ જીવડા! કોઇક વાર તારી પણ એ જ દશા થવાની!

ઝાંઝકુટા પેટમુઠા, ઝિઝયું ડિયેંતા ધાંઉં;
એડેં સાધુડેં પુઠિયા, મુઠો એંયાં આંઉં.

ઝાંઝને કુટનારા પેટના પૂજારીઓ પ્રભુ-ભજનને નામે માત્ર બરાડા જ પાડતા હોય છે. પ્રભુ કહે છે કે આવા સાધુ તો ઉલટા મને ત્રાસ રૂપ બન્યા છે.

તંભુરેં તેં તધું ચડાઇ, વડયું ડિયેંતા ધાંઉં;
રામ રાજી તડેં થિયે, જડેં છડાજે 'આંઉં.'

તબૂરા પર તાર ચડાવીને ઘાણી બૂમો મારે છે પણ રામ તો ત્યારે રાજી થાય ત્યારે અહંતા છુટી જાય

મોતી મંગેઆ ન ડીજે, મરની ચડે કિદ;
જડેં ગડજેં પારખુ, તડે ઉઘાડીજે હદ.

મોતી જેને તેને માગ્યા દેવાય નહિ. પછી એમના પર કાટ

ચડી જાય તો પણ ભલે! જ્યારે એના પારખનાર મળે ત્યારે જ હૈયાના હાટ ઉઘાડવા જોઇએ.

ભલો કરીંધે ભલો થિયે, ભુછો કરીંધે ભુછો;
ઇ તાં પંધ પધરો, સું કે કુલા પુછો.

—ભલું કરતાં ભલું થાય અને ભૂંડું કરતાં ભૂંડું થાય એ તો પાધરો રસ્તો છે. તમે મને શા માટે પૂછો છો?

ભલેં કે તાં જી, પણ ભુછડેં કે પણ જી,
ભુછા હુવેં ન જગમેં, ત ભલા ચોવાજેં કીં?

—ભલા માણસોને તો ખમાં, પણ ભૂંડાંને યે ખમાં! જગતમાં ભૂંડા ન હોય તો ભલા કહેવાય પણ કેમ?

ખાધેં પણ ખારાંય ન, કેં કાયા તેં ભાર;
મરી વેઆ મેકણુ ચેં, કેં ન વિધી ઉછકાર.

—માત્ર ખાઇ જાણ્યા, પણ કોઇને ખવડાવ્યું નહિ. શરીર ઉપર જ ભાર ભર્યો. મેકણ કહે છે કે એવાના મૃત્યુ પર કોઇ અફસોસ કરતું નથી.

હથેં કઇ હથ ઠારેઓ, ટરે જીવ જંજાલ;
મોય પોઆ મેકણુ ચેં, કમ ન અચે કો ગાલ.

—હાથે દઇને હાથ ઠારો એટલે જીવ પરથી જંજાળ ટળી જાય. બાકી મૂવા પછી તો મેકણ કહે છે કે કોઇ વાત કામ આવતી નથી.

હિકડા હલેઆ, બેઆ હલંધા, ત્યા ભરે વિઠા ભાર;
મેકો ચેનો માડુઆ, પાં પણ ઉની જી લાર.

એક ચાલી નીકળ્યા, બીજા ચાલવાના છે. ત્રીજા તૈયાર થઇ

ભાર ભરીને બેઠા છે. મેકણ કહે છે—એ માનવીઓ! આપણે પણ એમની હારમાં જ છીએ.

ઉચું-નીચું કો તો થીઓ, હથં ન કે ડીં;
હથ-પગ ધુઈને હલી નિકરે, પણ અલા ન મિલધે ઈં.

—તું ઊંચો-નીચો શા માટે થાય છે? હાથ વડે કોઈને દાન તો કર્યું નહિ. હાથ-પગ ધોઈને ચાલી નીકળ્યો પણ એ રીતે કંઈ પરમાત્મા પ્રાપ્ત થવાનો નથી.

હિંદુ જપે રામરામ, મુસલમાન ચે અલા;
મૂંજો નાથ મેકણ ચેં, બોય ઘર ભલા.

—હિંદુ રામ રામનો જાપ જપે છે અને મુસલમાન અલ્લાહનું નામ લે છે. નાથ મેકણ કહે છે કે બન્ને ઘર ભલા છે.

ખેંધલ ખુટા, મેડીંધલ મુઠા;
વૈકુંઠ જી વાટ મેં, ડીંધલ ડિઠા.

—પોતાની સંપત્તિ પોતાને માટે જ વાપરનારા એક દિવસ ખૂટી પડવાના. સંઘરો કરનારા પણ દુઃખી થવાના. પરંતુ સ્વર્ગને રસ્તે મેં તો દાન દેનારાને જ જોયા છે.

સું ભાંયો તડ હિકડો, પણ તડ લખ્ખ હજાર;
જુકો જેઆં લગેઆ, સે તરી થેઆ પાર.

—મેં ધાર્યું કે તરીને પાર થવાનો માર્ગ એક જ છે પણ એવા માર્ગ તો અનેક છે. જે જ્યાંથી આગળ વધ્યાં તે ત્યાંથી તરીને પાર થઇ ગયા.

પિપર મેં પણ પાણ, નાંય બાવર મેં બેઓ;
નિમ મેં ઊ નારાણ, તડેં કંઢે મેં કેઓ?

—પીપળામાં પણ પરમાત્મા પોતે જ છે, તો બાવળમાં પણ કોઇ બીજો નથી. લીમડામાં પણ એ જ નારાયણ છે ત્યારે કંઢા અર્થાત્ ખીજડામાં બીજો કોણ છે?

લાલિયો સુંજો લખણવંતો, ભાએં જેડો ભા,
સુછિયેં વારા ગોરે ફિગાઇયાં;
મેકણ ચેં લાલિયે જે પુચ્છ મથા.

—મેકણ દાદા પોતાના ગધેડા અને કૂતરાની પ્રશંસા કરતાં કહે છેઃ—મારો લાલિયો મહા લક્ષણવંતો છે. એ તો ભાઇઓ જેવો ભાઇ જ છે. મૂછો વાળા માનવી એના પૂછડા પરથી હું તો ઓવારી નાખું.

હી ઝુંગા હી ભેણિયું, હી ભિતીં રંગ પેઆ;
મેકો ચેતો બેલિયા, રંગીંધલ વેઆ.

—આ ઝૂંપડા, આ મકાનો અને આ ભીંતો પરના રંગ બધુ જેમનુ તેમ પડ્યુ છે. પણ મેકણ કહે છે એને રંગનારા ચાલ્યા ગયા છે.

મેકા બેટા મછંદર કા, રામાનંદ કા કબીર;
આદ-અંત ફિરતા રહા, ફિરતા રામ ફકીર.



## કવિ રાઘવ

હિન સંસાર સમુદ્ર તા, તારે કરિયં તીર;
જગ-સાગર મેં જહાજ વત્ 'રાઘવ' સંત-શરીર.

—આ સંસાર-સમુદ્રથી તારીને જે પાર ઊતારે છે એવા સંતો કવિ રાઘવ કહે છે કે સંસારરૂપી સમુદ્રમા જહાજ સમાન છે.

સાધુ જન ને શ્રી હરિ, જગ મેં જબરા દોય;
નમેં અચ્છી જિત્ત નરપતી, તાજ ધરી શિર તોય.

—જગતમા સાધુ અને પ્રભુ એ બે સમર્થ છે, મસ્તક પર તાજ ધરનારા મહિપતિઓ પણ એમને નમન કરે છે.

તમા ન લિખ તન મેં રખે, મન મે રખે ન મેલ;
મુક્તિ વાટ વતાઇએ, છુટલ પુરુષ ઈ છેલ.

—તનમા જરા પણ તૃષ્ણા ન રાખે અને મનમા મેલ ન રાખે એવા પવિત્ર અને મુક્ત પુરુષો મુક્તિનો માર્ગ બતાવે છે

વિકટ કુવાટેં ભાટકે, ભવાટવી મેં જંત;
સહજ સુવાટેં ચાડીએ, પર સંકટ કટ સંત.

—ભવાટવીમા જીવો વિકટ એવી કુવાટમા ભટકે છે પારકાનું દુઃખ કાપનારા સંતો તેમને સુવાટે ચડાવે છે

પ્રાણ સમર્પણ પણ કરી, પર પરમારથ કાજ;
વઈ આછી કે વારિયેં, 'રાઘવ' રંક-નિવાજ.

—અન્યના કલ્યાણ માટે પોતાના પ્રાણ પણ સમર્પણ કરે છે એવા ગરીબ નિવાજ જેવા મહાત્માઓ બગડેલી બાજી પણ સુધારી દે છે

અસંત જગમેં વારિયે, સત ધરમ જી મૂથ;
ચોં ત ચપ ચાડે કરી, બકરે જેડા બૂથ.

—સંસારમા કુસાધુઓ સતધર્મની નખ્ખોદ વાળે છે એમને કંઈ કહીએ તો ડોક લાંબો કરીને બકરા જેવું ડાચૂં કરી મૂકે છે

•

પ્રતીયું જે જયું વિપથ મે, ભલા ભોગ મન ભાઇ,
સે સુન કે મૂઢાય ને, ખર તા હુઈ ખિલાઈ.

—જેની વૃત્તિઓ વિષયમાં રહેતી હોય અને સુખ-ભોગ પ્રત્યે જ ભાવ હોય એવાઓ તો મૂંડ મૂંડાવીને નાહક પોતાનો ફજેતો કરાવે છે.

**કનક કામની જિત ડિસેં, તિત ધ્યા પુછ લરકાંઇ;**
**સપને મેં પણ સંત ઇ, સંઈ ન વટ સિલગાંઇ.**

—જ્યાં કનક કે કામિનિને દેખે ત્યાં પૂછડી પટપટાવવા મંડે એવા સંતો સ્વપ્નામાં પણ મમી વાટ બાળતા નથી.

**મલ વિકાર મિંજલે ભરા, ધૂતલ બગલા બાર;**
**ઊ સાધુ સંસાર મેં, કરીં ન શુક્રરવાર.**

અંતરમાં વિકારી વિચારોનો મળ ભરેલો હોય અને ધોયેલ બગલા જેવા ધોળા હોય એવા સાધુ સંસારમાં કશો શુક્રરવાર કરે નહિ.

**પરધન પરનારી ડિસી, ટિમ ટિમ અખિયું ટોઈ;**
**ઉલટા ડઇ ઉપદેશ ને, ગ્રહસ્થેં જા ઘર ખોઈ.**

—પારકું ધન અને પરનારીને જોઇને ટમટમ આંખોની મીટ માંડે એવા સાધુ અવળા ઉપદેશ આપીને ગૃહસ્થોનાં ઘર ખોઇ નાખે છે.

**મૂરી જો મુલ કેર, ભરે બાગ મેં તો કરે;**
**ડોકડ જી ડા સેર, બિધડેં જી બાજાર મેં.**

—ભર્યા બાગમાં મૂળાનું મૂલ્ય કોણ કરે છે? બિદડાની બજારમાં એ તો દોકડાના દશ શેર વેચાય છે

**મન મલીન અમલીન કે, મન સેં મંઞે મલીન;**
**મલીન કે ન મલીન ચે, અંતર થે અમલીન.**

—મલીન મનવાળો નિર્મળને પણ મનથી મલીન માને છે. પરંતુ અંતર નિર્મળ થતાં મલીનને પણ કોઈ મલીન કહેતું નથી."

સદ્દગુણ જ ગ્રાહક કરીં, અવગુણ જી અખણૂંચ;
કંઢા ઘણા ગુલાબ મેં, અવકો કઢે ન ઊંચ.

—મદ્દગુણના ગ્રાહક અવગુણ તરફ આંખ-મીચામણા કરે છે ગુલાબમા ઘણા કાંટા હોય છે પરંતુ કશો વાક કાઢતા નથી

હેર મ કર ઇન્સાફ, હિકવાર ધિલ કે સાફ કર;
કેરો અસાફ કેરો સાફ, પોય ધિલ મેં ધરિયાફ કર.

—હમણા ઇન્સાફ કરીશ નહિ એક વાર તારા અંતરને સાફ કરી દે ત્યાર પછી કોણ સાફ છે અને કોણ અસાફ છે તેનો મનથી નિર્ણય કરજે

'રાઘવ' ધિલ ન બ-ચાર, ધિલ તાં અય ધિલધાર જો:
ભુત જો હી ભભાર, સે પણ સધકો યાર જો.

—કવિ રાઘવ કહે છે કે દિલ કઇ બે ચાર નથી આ દિલ તો દિલદારનુ જ છે શરીર તો માત્ર જંજાળરૂપ છે. એ પણ દિલદાર ઉપરથી ન્યોચ્છાવર છે

હાકમ હુકમદાર, સિરજો પણ ધિલજો ન ધણી;
ધિલ જો માલીક ધાર, સિર જેંતા સધકે ડિયાં.

—હુકમ વાળો હાકેમ હોય તે પણ શિરનો ધણી, દિલનો નહિ દિલનો માલીક તો જુદો છે. તેના પરથી તો શિર પણ ન્યોચ્છાવર કરી દઉં

'રાઘવ' મન અટકે ન, તેસીં કઇ પટ ભાટકે;
અટકે પો છટકે ન, જાન વિઞે અર આટકે.

—રાઘવ કહે છે જ્યા લગી મન કોઇ વાતમા અટકતુ-ચોંટતુ નથી ત્યા સુધી કયાનુ કયા ભટકયા કરે છે પરંતુ અટકયા પછી તે કદી છટકતુ નથી પછી તો આટકા વડે જાન જતી રહે તો પણ શું થયું?

'હટી ન ખેં ઊ હાર, વરેં ન કેંજાં વારેઆ;
મડદ મથે જે ભાર, ધડ નું ધાર કરે ફિરેં.

—મરદો કદી હટીને હાર ખાતા નથી. કોઇના વાળ્યા પણ વળતા નથી. એ તો માથાનો ભાર ધડથી અલગ કરીને જ ફરતા હોય છે.

'રાઘવ' ચેં હિન જગત મેં, અનેક પંથ-પ્રચાર;
અનેક ધર્મ-વિચાર ને, અનેક મત-આચાર.

—રાઘવ કવિ કહે છે કે આ જગતમાં અનેક પંથનો પ્રચાર છે. ધર્મ-વિચાર પણ અનેક છે અને મનમતાંતરના આચાર પણ અનેક છે..

કોક જટા જબરી રખે, વડા વધારે વાર;
કો મુન લસી લિપટ કરે, બિલકુલ રખે ન ભાર.

—કોઇક જબરી જટા રાખે છે અને લાંબા લાંબા વાળ વધારે છે. જ્યારે કોઇક માથાને મૂંડાવીને લીસુ લપટ કરી નાખે છે અને બિલકુલ ભાર રાખતો નથી.

કો ભભૂત ભૂંસે રુગી, લંગોટી લપટાય;
કોક નિપટ નાગો ભની, ધૂણી નિકટ ધુખાય.

—કોઇક માત્ર ભભૂતિ જ ચોળે છે અને એક લંગોટી લગાવે છે. જ્યારે કોઇક તદ્દન નાગો બની નજીકમાં ધૂણી ધખાવી રાખે છે.

ડાઢી કો ડાચે રખે, કો વિચ સંધ વિજાય;
રુગિયું મુછિયું રખાય કો, સફમ સફા કરાય.

—કોઇક ડાચા પર દાઢી રાખે છે અને કોઇક વચ્ચે સાંધો રખાવે છે. કોઇક માત્ર મૂછો રખાવે છે અને કોઇ સફા ચટ્ટ કરાવે છે.

કો ગંગા મેં ન્હાય તો, નિરમલ દિલ ઘે લાય;
કો જમના જલ-પાન સેં, પવિત્રપણું વતાય.

—કોઇક મન નિર્મળ થવા માટે ગંગાજીમાં સ્નાન કરે છે. અને કોઇક જમુનાજીના જલપાનમાં પવિત્રપણું બતાવે છે.

કો પૂજા પાવાણુ છ, ઉછરા ઉછર ઉડાય;
કો અડાય દેવાયતન, પ્રતિમા નઈ પધરાય.

—કોઇ પાષાણ-પૂજાના કુરચે-કુરચા ઉડાવે છે અને કોઇ દહેરાં ચણાવી તેમાં નવી પ્રતિમા પધરાવે છે.

કો પૂજે તો પીર કે, કો બજરંગી વીર;
કોક પિયારે પ્રેમ સેં, ખેત્રપાળ કે ખીર.

—કોઇક પીરને પૂજે છે અને કોઇ બજરંગી વીર-હનુમાનનાં પૂજન કરે છે. કોઇક ખેતરપાળને પ્રેમથી દૂધ પીવડાવે છે.

ધૂંઅ ધણી બાવો ગણી, અછૂત ઢેઢ-ચમાર;
કો ચે વાંકલ વાછરો, જખ પાણુ ઝૂંઝાર.

—ઢેઢ-ચમાર આદિ અછૂત લોકો ધણી બાવાને સૌથી શ્રેષ્ઠ માને છે. કોઇ વાંકલને, કોઇ વાછરાને, કોઇ જખને, કોઇ પાણુને અને કોઇ ઝૂંઝારને પૂજે છે.

કો દેવી કે ડે બલી, દારૂ માંસ ધરાય;
રિઢું-બકરિયું રેંસિયેં, સરગ સિધારે લાય.

—કોઇ દેવીને બલિદાન દે છે, દારૂ ને માંસ ધરાવે છે અને ઘેટાં-બકરાંને કતલ કરે છે. સ્વર્ગે સિધાવવાને માટે.! ૮

કો ઠાકર કે ઠાય, નિત નાં નાં ભોગ ધરાય;
રન રન વજાય, ટોકરી રસિયેં કે રીઝાય.

—કોઇ ઠાકોરજીને ઠીક કરીને શણગારે છે અને નવા નવા ભોગ ધરાવે છે. ટન ટન કરી ટોકરી બજાવે છે અને એ રીતે રસિક જનોને રીઝાવે છે.

કો મથુરા ગોકુલ વિએ, ગિરિ પૂજે ગિરિરાજ;
કોક સમેત શિખર ચડે, હો હજ પડે નિમાજ.

—કોઇ મથુરાજી અને ગોકુળ જાય છે અને કોઇ ગિરિરાજ પૂજે છે. કોઇ સમેત શિખર પર ચડે છે અને હજની યાત્રામાં નિમાજ પઢે છે.

કો કલકત્તે તો વિએ, કાલી પૂજણ કાજ;
કો બાલી બહુચર ડિસણ, કો પિરસણ હીંગલાજ.

—કોઇ કાલી માતાના પૂજન માટે કલકત્તા જાય છે, કોઇ બહુચરાજીનાં દર્શન માટે જાય છે અને કોઇ હીંગલાજની યાત્રાએ જાય છે.

બદ્રીનાથ કો દ્વારકાં, કો કાશી કેદાર;
કો રામેશ્વર કો વિએ, જગન્નાથ હરદ્વાર.

—કોઈ બદ્રીનાથ અને કોઇ દ્વારિકા જાય છે, કોઇ કાશી અને કોઇ કેદારનાથ જાય છે. કોઇ રામેશ્વર જાય છે અને કોઇ જગન્નાથ અને હરિદ્વાર જાય છે.

કો કોટેશ્વર જા કરે, દરશન પૂજે પીર;
કો ચે અણસહચેં અધિક, નારાણસર જા નીર.

—કોઇ કોટેશ્વરનાં દર્શન કરે છે, કોઇ પીરનાં પૂજન કરે છે. કોઇ કહે છે કે અડસઠ તીર્થમાં નારાયણસરનાં નીરનો મહિમા ઘણો છે.

કો એકલતારો ખણી, તુન તુન તંધ વજાય;
મંજિરા તાલ-મિલાય ને, હરિ-ગુરુ જા ગુણ ગાય.

—કોઇ એકનારો લઇને તુનતુન કરતા તાર વગાડે છે, મ જિં-
રાના તાન સાથે પ્રભુ અને ગુરુદેવના ગુણ ગાય છે

કો ત્રિકાલ સંધ્યા કરે, જગન-અગન મિલગાય;
શ્રાદ્ધ અને તર્પણ કરે, પિતરેં કે પરચાય.

—કોઈ ત્રિકાળ સંધ્યા કરે છે, યજ્ઞનો અગ્નિ પ્રકટાવે છે, કોઇ
શ્રાદ્ધ અને તર્પણ કરી પિતૃઓને મનાવે છે

કો નમાજ કલમાં પડે, રબ કે તો રીઝાય;
તોભાં તેં અગિયા કરે. કને આંગરિયું પાય.

—કોઇ નિમાજ અને કલમો પઢીને ઇશ્વરને રીઝાવે છે. કાનમા
આગળા ઘાલીને તેની આગળ તોબા પોકારે છે

કો ચે કર્યો મ કલ્પના, અગિયા અય અંધેર;
મોજ કર્યો ને મસ્ત રો, પર્યા પુછે તો કેર ?

—કોઇ કહે છે કે ખોટી કલ્પનાઓ કરો નહિ આગળ તો
અંધેર છે. મોજ કરો અને મસ્ત રહો! પાછળ પૂછનાર કોણ છે?

ધૂણી મિંજ ઘુખાય કો, ધરતી મેં ધકૂનાય;
ઓટો મથે અડાય કો, ડેરી કિભર કરાય.

—કોઈ મૃત માનવીના શરીરને ચેહમા બાળે છે અને કોઇ
જમીનમા દફનાવે છે કોઇ એના ઉપર ઓટલો કરે છે, કોઈ દહેરી
બંધાવે છે અને કોઇ કબર ચણાવે છે

કો ચે ઉત્તમ ઓતરો, કો ડિસ વાઈ વતાય;
કેજો મન મનાય જન, કેજો દિલ કચવાય.

—કોઇ કહે છે ઉત્તર દિશા ઉત્તમ છે અને કોઇ પશ્ચિમ દિશા
બતાવે છે હવે માણસ કોનું મન મનાવે અને કોનુ દિલ કચવાવે?

હિકડા થાપીં બ્યા હણું, તેં કે ત્યા ન ચડાઈ;
સરખા અટકેં સાન વિચ, બૂરા ખુરેં ઉડાઈ.

—એક સ્થાપે છે, બીજા તેને તોડી નાખે છે, અને ત્રીજા તેને પણ માન્ય રાખતા નથી. સરખેસરખા સાઢ જ્યાં લડતા હોય છે ત્યાં બૂરાને તો પગની ઠોકરો વડે જ ઉડાવી દે છે.

જલ ઠેકાણે થલ કરે, થલ પલ મેં જલ તીંય;
અકલ કલા કિરતારજી, કલે સગે જન કીંય ?

—જળ ઠેકાણે સ્થળ અને સ્થળ ઠેકાણે પલકમાં જળ કરી દે છે. કિરતારની અકળ કળા છે. માનવી એને કેમ કળી શકે ?

ખ્યાલી ભાછા ખલક કે, પલ મેં ડે પલટાય;
રાંક મિંજા રાજા કરે, રાજા રાંક ભનાય.

—પ્રભુ ખ્યાલી બાદશાહ છે, તે આખી દુનિયાને એક પલકમાં પલટાવી નાખે છે. રાંકને રાજા બનાવે છે અને રાજાને રંક કરી દે છે.

## કિન હિસાભ મેં પાણ ?

અય કુદરત જે કાયદે, મૂરા નું મંઢાણ;
જનમે સે નિશ્ચેં મરે, કિન હિસાભ મેં પાણ ?

—કુદરતના કાયદા અનુસાર મૂળથી જ એવું મંડાણ છે કે જે જન્મે તે અવશ્ય મૃત્યુ પામે છે, તો આપણે કયા હિસાબમાં ?

ફૂંકેં ફાડીંધા હુવા, કઢી ઘણે જો ઘાણ;
ઊ પણ વીર વટાય વ્યા, કિન હિસાભમેં પાણ ?

—જેની ફૂંક પણ ફેનાકારી હતી અને જે ઘણાનો ઘાણ કાઢી નાખતા હતા એવા શૂરવીરો પણ ચાલ્યા ગયા તો આપણે શા હિસાબમાં ?

હર હમેશ હલ ધા હુવા, વિલાત જેંજા વાણ;
માલીક તેંજા વ્યા મરી, કિન હિસાબ મેં પાણ ?

—હર હમેશ જેના વહાણ વિલાયત સુધી પહોંચી જતા હતા એવા માનીકો પણ મરી પરવાર્યા તો આપણે કયા હિસાબમા ?

વીર શિવાજી જે' રખઈ, હિંદુએ' જી હિંદવાણ;
ઈ પણ અગિયા વ્યા હલ્યા, કિન હિસાબમેં પાણ ?

—હિંદુઓની હિંદવાણને જેણે ટકાવી રાખી એના વીર શિવાજી પણ વિદાય થઇ ગયા ત્યારે આપણે કયા હિસાબમા ?

ચુકો ન કેની ચિધ મે, બાણાવથી જો બાણ;
ઇ અરજણ મે અજ કિતે ? કિન હિસાબમે પાણ ?

—નિશાન તાકવામા જે બાણાવળીનું બાણ કદી નિષ્ફળ ગયુ નહિ એ અર્જુન આજે કયા છે? તો આપણે શા હિસાબમા ?

ભગા વિજેતા ભલભલા, ભર્યા છડે ને ભાણ;
ભતો ન કેજી ભગલ મે, કિન હિસાબમે પાણ ?

—ભલ ભલા પણ ભર્યા ભાણાને છોડીને ભાગતા જાય છે, કોઈની બગલમા ભાતુ પણ નથી તો આપણે કયા હિસાબમા ?

લાખેણા લિખ જેડડા, ગરઢા બુઢા જુવાણ;
હધે મિજા હલેઆ વિઞે, કિન હિસાબમે પાણ ?

—લાખેણા એવા નાના કિશોરો, ઘરડા-બુઢા અને યુવાનો હાથ માથી ચાલ્યા જાય છે તો આપણે કયા હિસાબમા ?

જુકો જગત મેં જનમેઓ, તે કે લગી જ લાણ;
'રાઘવ' હિન સંસાર મેં, કિન હિસાબમે પાણ ?

—આ જગતમે જે જન્મ્યો તેને મૃત્યુની લ્હાણ તો લાગી જ છે કવિ રાઘવ કહે છે કે આ સંસારમા આપણે શા હિસાબમા ?

## માધવજી રાઘવજી કવિ

**સપ તાં સારો ડપ રખે, ઠકા કરે ને ઠાર;**
**ઈણખીલો ઇનિયાં ભુછો, નિત કરે ખ્યો ન્યાર.**

—સર્પ તો સારો કે ઝટ દંશ દઇને પ્રાણ હરી લે. પણ અદેખો માણસ એથી યે ભૂંડો. એ તો મુસીબતમાં નાખવા માટે દરરોજ ટાપી રહેતો હોય છે.

**સત-પંજ થ્યા તે સેઠ કે, સટ્ટે જી ખટ લાય;**
**સત-પંજ ભેરે સેઠ જા, બારો ડિનાં વજાય.**

—સટ્ટાના વેપારમાં કમાણી કરવા શેઠના મનમાં સાત-પાંચ થતા હતા. પછી એ સાત-પાંચ ભેગી કરીને શેઠના બાર જ વગાડી દીધા.

**કુની કને' સુધી ભરે, ભઠ મેં વિજે ન ભાય;**
**ઉન રન જી આકાય પોય, ખિચડી કયાંથી ખાય?**

—હાડલાને કાંઠા સુધી ભરી નાખે પણ ચૂનમાં બળતુ બાળે નહિ એવી સ્ત્રીના કુટુંબીજનો ખીચડી કયાંથી ખાઈ શકે?

**ઠેર કતાં પણ ઠણક હી, વડી બેર જા બેર;**
**કાવાંથી કિત વઈ વધી, ઉતે પુજે પણ કેર?**

—એક શિયાળનું બચ્ચું એની મા સાથે જંગલમાં ફરતું હતું. ત્યાં એક બોરડીનું ઝાડ તેના જોવામાં આવ્યુ. બોરડીમાં મોટાં મોટાં સુંદર બોર દેખાતાં હતાં પણ બોરડી એટલી ઊંચી હતી કે ત્યાં કોઇ કરી પહોંચી શકાય તેમ ન હતું. આ જોઇ શિયાળનું બચ્ચું બોલ્યુ— આ મોટી બોરડીનાં બોરાં તો ઠેરાથી પણ મોટેરાં છે. પણ આ કમબખ્ત બોરડી કયાં યે વધી ગઇ છે ત્યાં પહોંચે પણ કોણ?

**ચાચા ગાલ ચબે ચબે', કરિયેં રોફ વતાય;**
**પણ ચાચા ચાચી વટે, મિઠો કુછે' મિમરાય.**

—ચાચા ચાવી ચાવીને વાતો કરે અને રુઆબ બતાવે પણ ચાચી પાસે તો ચાચા હળવું હળવું અને મીઠું મીઠું બોલે છે.



## માસ્તર લાલજી નાનજી કવિ

જેસીં સુરજ ચંદ, મહેરામણ મોતી પચે;
હયાત તોજો હુંધ, હિન પૃથ્વી જે પાટતેં.

—જ્યાં સુધી સૂરજ અને ચન્દ્રનું અસ્તિત્વ છે અને મહેરામણમાં મોતી પાકે છે ત્યાં સુધી ઓ માતૃભૂમિ! તારૂં સ્થાન આ પૃથ્વીના પાટ પર અવિચળ છે.

ધંગ માક પાવર બની, વાગડ મેં વરી ખાસ;
ડટયો પેઓ આએ ઉતે, કાછે જો ઇતિહાસ.

—ધંગ, માક, પાવર, બની અને વાગડ જેવાં સ્થાનોમાં કચ્છનો ઇતિહાસ દાટેલો પડ્યો છે.

ખોજયો ગઢજા કુંગરા, ખોજયો બ્યા ખંઢેર;
ખોજયો ભિટ ઝોરીઅ કે, ભુંગે ગિનો ભેર.

—કિલાના કાંગરા અને બીજા ખંઢેર તપાસો! ભિટો અંટેકરીઓ પણ નિહાળો! ઝૂંપડાંની પણ મુલાકાત લ્યો!

ખોજ્યો પાણા પારીઆ, જુના વડ વડ-ઘેર;
પુછો વિઝીને ફેર, ગુજ ખુલંધો ઇતિહાસ જો.

—પાણા અને પાળિયા વિષે સંશોધન કરો! વિશાળ ઘટવાળા પુરાતન વડલાઓનું નિરીક્ષણ કરો અને ફરી ફરીને પૂછતા રહો! એ રીતે ઇતિહાસનો ભેદ ખુલી જશે.

**સમાધિ મંદિર સંત જા, સૂરા સતીયું સાર;**
**પદ્ધર ચોક બજારમેં, ઉભા હારો હાર.**

—સંતોનાં સમાધિ-મંદિર અને શૂરા તેમજ સતીઓના પાળીઆ ગામની પાદરમાં, ચોકમાં અને બજારમાં હારોહાર ઊભા છે

**હર ઘર કુલ ને ગોઠમેં, પૂજાજે ઝૂંઝાર;**
**કાછે જો ઇતિહાસ, લિખ્યો આય હર પારીએ.**

—દરેક ઘર, દરેક કુળ અને દરેક ગામમાં ઝૂઝારોનાં પૂજન થાય છે. કચ્છનો ઇતિહાસ પ્રત્યેક પાળીઆ પર આલેખાયલો પડ્યો છે.

## પરિણામ પુછણું કુરો ?

**પાણી ડે તો વાડી કે, બિજ તાં મોર બર્યો;**
**મૂરી થિયે ન મોગરી, પરિણામ પુછણું કુરો ?**

—વાડીને પાણી આપે છે પરંતુ બીજ તો પ્રથમથી જ બળી ગયેલ છે. એમાં મૂળા કે મોગરી કશું જ થાય નહિ. પરિણામ વિષે પૂછવાનું જ શું હોય ?

**ખડકે રખ્ખઇ ખાણુ મેં, તેં મેં લગો સુરો;**
**બાજર રઇ ન બુરો, પરિણામ પુછણું કુરો ?**

—ખાણુમાં ખડકી રાખેલ બાજરામાં સડો લાગ્યો, અને એક ફોતરૂં પણ રહ્યું નહિ. પછી એના પરિણામ વિષે પૂછવાનું શું હોય ?

**ખેતર ખોધાણી વેઓ, ચોવડ પેઓ ચુરો;**
**ખર ળુઆરે તો ખરો, પરિણામ પુછણું કુરો ?**

—આખું ખેતર ખોદાઈ ગયું, ચારે બાજુ ખાડા પડી ગયા છતાં મૂરખ ખજું સાફ કરે છે, એના પરિણામ વિષે પૂછવાનું શું હોય ?

કચ્ચી મિટી જો ઘડા ખયો, ઠોકયો કીં ન તરો;
પાણી ભરે પ્રેમ સેં, પરિણામ પુછણું કુરો ?

—કાચી માટીનો ઘડો લીધો અને તળાવ પર ટકોરો મારી જોયો નહિ. પછી પ્રેમથી પાણી ભરવા લાગ્યો. પરિણામ માટે શું પૂછવું હોય ?

## વીર રસ.

મથ્થો પય પટ તેં છણી, છતાં લડે શરીર;
જેંજી રગ-રગ મેં ભર્યો, ચેતન વારો વીર.

—માથું જમીન પર ઢળી પડે તે છતાં જેની રગેરગમાં ચૈતન્યદાયક વીરરસ ભરેલો છે તેનું શરીર લડતું રહે છે.

દેવેં જો રસ સોમ રસ, બાલક જો રસ ખીર;
પ્રેમી જો શણગાર રસ, સૂરેં જો રસ વીર.

—દેવો માટે સોમરસ છે અને બાળકનો રસ દૂધ છે. પ્રેમી માટે શણગાર રસ છે અને શૂરવીરને માટે વીરરસ છે.

દેવેં મેં મહાદેવ જીં, જીં વાયુ મેં પ્રાણ;
ઘોડેં મેં કચ્છી ભલા, રસ મેં વીર પ્રમાણ.

—દેવોમાં મહાન મહાદેવ છે અને વાયુમાં પ્રાણવાયુ છે. ઘોડામાં કચ્છી ઘોડા વખણાય છે તેમ નવરસમાં વીરરસ મહાન છે.

રસ જી પ્યાલી હાસ્ય રસ, ભય રસ આક વસાય;
નિર્જન વાસ વસાય, એકો હિકડો વીર રસ.

—હાસ્ય રસ એ રસની પ્યાલી સમાન છે, ભયાનક રસ એ આકળ સમાન છે. પરંતુ જંગલમાં મંગલ વર્તાવનાર તો એક વીર રસ છે.

ખોટી ખુશી બીભત્સ રસ, રુદ્ર ડમ્મ સિલગાય;
પટ પઇ ઠિકરી નચાય, એડો હિકડો વીર રસ.

—બીભત્સ રસ ખોટી ખુશી પેદા કરે છે. રૌદ્ર રસ દાવાનળ સળગાવે છે. પરંતુ જમીન પર પડેલી ઠીકરીને પણ નચાવી દે એવો તો એક વીર રસ છે.

કરુણારસ કોમલ અને, મિઠડો રસ શણગાર;
ભય ભંજણુ રસ વીર ઇ, લજજો રખ્ખણુહાર.

—કરુણા રસ કોમળ છે અને શણગાર રસ મીઠો છે. પણ ભયને ભાંગનાર અને લાજને રાખનાર તો વીર રસ છે.

મિઠ મિઠડો વાત્સલ્ય રસ, ઇ પણ અદ્ભુત આય;
જગ-ઢક્ક્ણુ લજ-ધજ રખણુ, ધીર વીર બ્યો નાંય.

—વાત્સલ્ય રસ અતિ મધુર છે, અદ્ભુત છે, પરંતુ જગતનું રક્ષણ કરનાર અને લાજ આબરૂને જાળવનાર ધીર વીર સમાન કોઇ નથી.

વીર વગર સુનાં લગે, સભ રસ રસ શણગાર;
વીર રસેંજો આત્મા, જગ-જીવન આધાર.

—વીર રસ વગર શૃંગાર જેવા સર્વ રસ સૂના છે. જગ-જીવનના આધાર રૂપ વીર રસ એ સર્વ રસોના આત્મા સમાન છે.

પ્રેમીકા સમંધર બુડે, હણે બચણુ-લા હથ્થ,
પ્રેમી ન્યારે પાર તેં, લુછે છઢે પ્યો હથ્થ;
વીર જરૂં ઉર મેં અચી, પ્રેરે તો સમરથ,
વિઞી ભરીંધો બથ્થ, પ્રાણેં જી પરવા છડે.

—પ્રેમિકા સમુદ્રમાં બૂડતી હોય, બચવા માટે હાથ પછાડતી હોય એ વખતે પ્રેમી કિનારા પર ઊભો રહીને હાથ છાંટતો રહે છે.

પરંતુ જ્યારે મહા સમર્થ એવો વીર રસ તેના અંતરમાં આવીને પ્રેરણા આપે છે ત્યારે તે પ્રાણની પણ પરવા કર્યા વિના ઝંપલાવીને પોતાના પ્રેમપાત્રને બાથમાં લઈ લે છે.

વિફ્લ કરુણા ક્રોધ ને, વિફ્લ પ્રેમ શણગાર,
વિફ્લ વિઞે ખુલ્લી ઝલઇ, વિણ વારે તલવાર;
વિફ્લ વિઞે વાત્સલ્ય પણ, કરે ન સગ્ગે કાર,
વીર થીએ ન સવાર, જ્યાં સુધી અંતર મથે.

—કરુણ અને ક્રોધ વિફ્લ જાય છે, પ્રેમ અને શણગાર પણ વિફ્લ જાય છે, વાળ્યા વગરની ખુલ્લી પકડેલી તલવાર પણ વ્યર્થ જાય છે, વાત્સલ્ય રસ પણ વિફ્લ જાય છે અને કંઇ કાર્ય કરી શકતો નથી, જ્યાં સુધી અંતર પર વીર રસ આવી ચડે નહિ ત્યાં સુધી.

પ્રાણ સઉં પુતર મરે, મવો કુટે પઇ મા,
રખે ન ઉન કે પા ઘડી, ભીડ ભંજણો ભા;
તડેં ચડીને ચી મથે, બરી મરેતી કા,
વીર વિજેતો સા, જડેં સતી જે સત્ત મેં.

—પ્રાણ પ્યારો પુત્ર મરી જતાં માતા માથું કૂટતી રહે છે, ભીડ ભાગનારો ભાઇ પણ તેને પા ઘડી પણ રાખતો નથી. એ વખતે કોઇક ચિતા પર ચડીને બળી મરે છે. વીર રસ જ્યારે સતીના સતમ

જંગબાર મસ્કત મધે, મઠ્ઠી-મુનરા લખધના,
એરે પટ સિંધુ નિકટ, વટ કચ્છીએં ડેરા ડિનાં.

—સમુદ્ર-કિનારાના વળાંકમાં જે શુભ આકારના મગરમચ્છ જેવો પડેલો છે, જેની ત્રણ બાજુએ મહાસાગર પહેરો ભરી રહ્યો છે, જેના ડુંગરોની ત્રણ ધાર જુદા જુદા વિભાગના સંત્રી સમાન છે, માક, કંઠી અને અંતર પ્રદેશે જેની લીલપ આંખોને ઠારે છે, જંગબાર અને મસ્કત ઉપર માંડવી-મુન્દ્રા આદિના લખપતિઓ જેની સત્તા જમાવી રહ્યા છે, એવી સિંધુની નિકટવર્તી ભૂમિ ઉપર કચ્છીઓએ ડેરા દીધા છે

વિંગા તન તેં વાર, વિંગા કંઢા ખેર જા,
વિંગા કચ્છ જા બાર, મુઠી ન માગ ડિયેં કડેં.

—શરીર પરના બાલ વાંકા છે, ખેરના કાંટા પણ વાંકા છે. કચ્છ ભૂમિના રણબંકા પુત્રો કદી પાછા હટીને માર્ગ આપતા નથી.

નિંઢા કડેં ન સમજણાં. સિજ શત્રુ ને આગ;
રખો ચિણકંધા ચિત મેં, વેરી ઝેરી નાગ.

—સૂરજ, શત્રુ અને આગને કદી નાનાં માનવાં નહિ. ઝેરી નાગ જેવા વેરીને વીસારવા ન જોઇએ

કાદવ મેં મોતી પચેં, પત્થર મિંજા રતન;
મર્દ પચેતો મોતભર, ખાતર પચેં અન્ન.

—કાદવમાં મોતી પાકે છે અને રત્નો પત્થરમાં પાકે છે. મોત જેવી મુસીબતોમાંથી મર્દ પાકે છે અને ખાતર વડે અનાજ પકે છે.

કારાઇડા કચ્છ જો, પાવે ભરે પવન;
સાઈ ધરતી તેં સુણે, થિર-જંગમ ડોલન.

—કચ્છનો કારાઇડો રાગ પાવામાં વાગતો હોય, લીલુડી ધરતી પર તે સંભળાતો હોય તો જડ અને ચેતન સૌ ડોલી ઊઠે છે.

કાં ફુલ મેં બૂઅ ખોટ, કાં ભમરે મેં ભાવ ઘટ;
લગે ચિત્ત મેં ચોટ, ત પેલી રાત પ્રભાત વે.

—કાં તો ફૂલમાં સુગંધની ખોટ હોય અથવા ભમરામાં ભાવની ખામી હોય તો જુદી વાત છે. પણ જો ચિત્તમાં ચોટ પ્રેમની હોય તો પહેલી રાત તો પ્રભાતમાં જ પરિણમે.

હિકડી મિટ્ટી મટ સભ, હિકડો પાણી ખૂ;
સીંચણ વારો ઊ જ ઊ, પૂરણ વારો ઊ.

—એક જ માટીનાં બધાં માટલાં છે. પાણીનો કૂવો પણ એક જ છે. સીંચવા વાળો પણ એ જ છે અને પૂરવા વાળો પણ એ નો એ છે.

આગ લગે ને ઘર બરે, મિંજ ભાવર ને બાર;
સડ સુણીને રે સુમી, ઉન મથ્થે ફિટકાર.

—આગ લાગી હોય, ઘર બળતું હોય, બંધુઓ અને બાળકો તેમાં ભુંજાતાં હોય એ વખતે સાદ સાંભળીને જે સૂઇ રહે તેને ફિટકાર છે!

ભય જો આય સંસાર મેં, મિણિયાં વડો ભાર;
તરી વિઓ ત સમંદ કે, ફિગાય ડયો ઇ ભાર.

—દુનિયામાં ભયનો ભાર સૌથી મોટા છે. એ ભાર ફેંકી દો તો સંસાર-સમુદ્ર તરી શકો.

ડાઓ તાં દુશ્મન ભલો, ભોરો ભલો ન ભા;
ભોરેં કયાં ભારેં મથે, ગૂડ઼ેં સંધા ઘા.

—ડાહ્યો દુશ્મન સારો પણ ભોળા ભાઇ સારો નહિ. ભોળાએએ ભાઇઓ ઉપર ગૃડાના ઘા કર્યા છે.

મોયલ વચ્છ કે મા ચટે, તેંકે સાફ ભનાય;
મા જે મન જે હેત જો, કારણ કેર વતાય.

—મૃત્યુ પામેલા વાછરડાને મા ચાટે છે અને તેને સ્વચ્છ બનાવે છે. માતાના મનના હેતનુ કારણ કોણ બતાવી શકે?

લિખ સ્વારથ સંબંધ વિણ, લુર તાં લાય લગાય;
કો પણ ખાસી ગાલ વિચ્ચ, કુતો કન ફ્ફડાય.

—ખલ પુરુષ કશા સ્વાર્થ કે સંબંધ વિના દાવાનળ સળગાવી દે છે. જેમ કોઈ શુભ કાર્ય વખતે કૂતરો કાન ફફડાવીને અપશુકન કરે છે તેમ.

તરાર ચે તી ચેલ કે, મું કે બધ સરાર,
મુંજી ઉત આધીનતા, હણે જિકો હિકયાર;
ઉન જો અય અધિકાર, ઠાઠ ઠલો કાં ચેલ જો.

—તલવાર કમરને કહે છે કે-મને ભલે હરહમેશ બાંધજે' પણ હુ તો તેને આધીન છુ જે પહેલો ઘા કરી જાણે છે. અને મને બાંધવાનો અધિકાર પણ એનો જ છે એ સિવાય તો તલવાર બાંધવી તે કમરના ઠાલા ઠાઠ સમાન છે.

જાન કરે કુલભાન જે, લાખેણી લજ લાય;
ધન ધન ઉન વીર કે, મા જો દૂધ મલાય.

—નાખેણી લાજની ખાતર જે પોતાની જાન કુરબાન કરે છે એવા વીરને ધન્યવાદ છે માતાના દૂધને તે દીપાવે છે.

ન્યાર સિકંદર હી સુતો, કુછે પઇ કબર,
હુત ઘોરી હુત ગજનવી, જહાંગીર જફ્રર;

હુત તગલખ તેમૂર ને, નાદીર જેઠા નરે,
કરે ઘોર મેં ઘર, મિટ્ટી મેં મિટ્ટી ઘેઆ.

—જે સિકંદર બાદશાહ અહીં સૂતેલો છે, એમ કબર કહે છે. પણ ઘોરી અને ગજનવી છે અને પેલા જહાંગીર અને જફર છે. પેલી તરફ તૈમુર, તગલખ અને નાદીર જેવા નર કબરમાં ઘર કરીને સૂતેલા છે, અને માટી ભેળા માટી બની ગયા છે.



## કવિ કેશવ

### રા' દેશળની રાજસભાનાં ચૌદ રત્નો

છપ્પય

મોતી, મેર, અરૂ ખંત, ફેત્ત, ઔર અકબરઅલી,
રુદ્ર, ચન્દ્ર, ગોવિંદ, ઉજાક કવિ, કેશવ કહી;
કહાન, વીર એંગાર, વાલ, અરૂ લાલા છહી,
જુગ મયંક સમ અંક, રત્ન-નર મહા પ્રબહી;
જ્યોં ભોજ ભૂપ ધારાપતિ, લસત બસત બલબુદ્ધિયુત;
ત્યોં ઇત રાજ રાજેન્દ્ર, રાઓ દેશલ કચ્છપત.

—ધારાનગરીના ભૂપતિ ભોજરાજાનો દરબાર જેમ નવ રત્ને વડે શોભતો હતો તેમ કચ્છના રાજવી દેશળ રા' નો દરબાર પણ ચૌદ રત્નો વડે દીપતો હતો. સમગ્ર કચ્છમાંથી વીણી વીણીને એમણે આ રત્ન-સંચય કર્યો હતો. એ રત્નો નીચે મુજબ હતાઃ—

પહેલા અંજારના યતિ મોતીચંદજી એ આયુર્વેદના મહાન જાણકાર હતા. બીજા ભુજની પોશાળના યતિ ગોરજી માણેક મેરજી,

ત્રીજા માંડવીના યતિ ખાંતિવિજયજી જે ખોડા ગોરજીના નામે પ્રખ્યાત હતા. ચોથા ભુજના જમાદાર ફત્તુ મલેક. પાંચમો ડુમરાનો અકબરઅલી એ અલી ચોરના નામે ઓળખાતો. ચૌર્યકળામાં એ મહા પ્રવીણ ગણાતો. છઠ્ઠા રુદ્ર અર્થાત હરજી પંડયા. એ ગુંદિયાળીના સારસ્વત હતા. જ્યોતિષ વિદ્યામાં કુશળ હતા. સાતમાં નાગ્રેચાના જાડેજા ચાંદાજી ઘણા પરાક્રમી હતા. આઠમો ગોધરાનો ગોવિંદો જોષી, એ ઘણો મશ્કરો, હાજર જવાબી અને ચતુર હતો. નવમા મોટી ખાખરના કવિ ઉન્નડજી. દશમા આ છપ્પયના કર્તા ભિટારાના રાજગોર કવિ કેશવ. અગિયારમા કાનપરના કાના બારોટ. 'કાને કોરી ક્રોડ રાને દીધી રોકડી'. એ સૂત્ર આજે પણ બોલાય છે, બારમા રોહાના જાડેજા ખેંગારજી. એ રાજકારણમાં ઘણી કુશળતા ધરાવતા હતા. તેરમો વાલો ખવાસ. એ દેશળજી બાવાનો ખાસ હજૂરી હતો. વાલો ખવાસ ઘણો વફાદાર હતો, દેશળજી બાવાને સાચી સલાહ આપનાર નિડરસેવક હતો. અને ચૌદમો અંજારનો સારસ્વત લાલજી મહારાજ એ 'લાલા ઠગ' ને નામે પ્રખ્યાત હતો. દેશળ દરબારના આ ચૌદ રત્ન આખા કચ્છમાં પ્રખ્યાત હતા

રસ્તે ચાલતા એક વાર કવિ કેશવ પડી ગયા ત્યારે હાથમાંની લાકડીને ઉદ્દેશીને બોલ્યા:—

> તું હલણી, તું ચલણી, તું ભાર ઝલણી ભિત્ત;
> કેશવ કન ખોડેઆ, તડેં હુઇયેં કિત ?

—તું હાલવા-ચાલવામાં આધાર રૂપ છે, ભારને ઝીલનારી ભીંત સમાન છે. પણ કેશવ કવિએ જ્યારે કાન ખોડયા અર્થાત એ પડી ગયા ત્યારે તું કયાં હતી?

પ્રત્યુત્તરમાં લાકડી કહે છે—

**આંઉં હલણી, આંઉં ચલણી, આંઉં ભાર ઝલણી ભિત;**
**પણ પાણે તેં પછાડઆં, તડેં હુઆ કિત ?**

—હું હાલવા-ચાલવામાં આધાર રૂપ છું, ભાર ઝીલનારી ભીંત છુ એ વાત ખરી! પણ મને પાણા પર પછાડતા હતા ત્યારે તમે કયાં હતા?

કચ્છના ખરોડ ગામના ઠાકોર દેવાજીએ પ્રજા પર ઘણા પ્રકારના કર નાખી દીધા હતા. બહારથી કોઇ પોતાના માલ વેચવા આવે તેની પાસેથી પાચમો ભાગ ઠાકોર પડાવી લેતા. કવિને આ વાત ખટકતી હતી

એક વાર દેવાજી દરબાર પોતાની ડેલીમાં ડાયરો જમાવીને બેઠા હતા. ત્યાં અચાનક કેશવ કવિ આવી ચડયા. કવિને જોઇને કૂતરી ભસવા લાગી. અને કવિને પોતાના મનની વાત વ્યક્ત કરવાની તક મળી ગઇ. કવિ બોલી ઊઠ્યા—

**મ ભસ કુત્તી માઠ કર, નકાં ડેવો ઠનીઘે;**
**પંએં ગુલિયેં ગુલિયો, ગિની છડીંધે.**

—અરે કૂતરી? તું ભસ નહિ! ચૂપ કર! નહિ તો દેવાજી દંડી નાખશે અને તારાં પાંચ ગલુડિયામાંથી એક લઈ લેશે

ભીમપરના ઠક્કર લાખાજીના વખતમાં ત્યાંના કુંભારો લોટિયા સારા બનાવતા લાખાજીએ પોતાનું નામ અમર કરવા માટે એ લોટિયાને લાખાસાઇ લોટિયાનું નામ આપવાનો હુકમ કર્યો. આ વાતની કવિને જાણ થતા તેમણે ભીમપર આવીની ઠાકોરને સ્પષ્ટ શબ્દોમાં સભળાવ્યુ કે—

**ભીમસાઇ ભાલો ને ડેસરસાઈ ખડગ;**
**પણ લાખાસાઇ લોટિયા, ધ ડીં ઉથેજા પગ.**

—ભીમસાઇ ભાલો અને દેશળસાઇ તલવાર તો કહેવાય છે. પણ લાખાસાઇ લોટિયા એ તો દિવસ ભિરવાના નિશાન છે

એક વાર ભુજમા દેશળજી બાવાએ કવિને એમના જીવનની હાલ હકીકત પૂછાવા માડી. જવાબમા કવિએ જણાવ્યુ—

**માંધાણું જી માની, અસીં કુટે પિટે ખ્યોં;**
**અક્કે ભર ઓતારા, હાણું વતાયો તિત વ્યોં.**

—અમે તો માધાણા નામના ઘાસના બીને કૂટીપીટી તેના રોટલા બનાવીને ખાઇએ છીએ ઉતારો તો આકડાને આશરે છે હવે તમે બતાવો ત્યા એગીએ

આ સાભળીને બાવાએ એમની જરૂરિયાત વિષે પૂછી જેયુ. કવિ બોલ્યા—

**બાવા કરસી બાજર, ન કરસી હુવે જુવાર;**
**કરસી ગ્વે કોયડ જી, ત સજો વરે સુગાર.**

—બાવા ! એક કળશી બાજરો, એક કળશી જુઆર અને એક કળશી કોરડ-મઠ હોય તો આખુ વરસ લીલા લહેર !

કેશવ કવિની ધર્મપત્નીનુ નામ મોતી હતુ એક વખત કવિની પત્નીએ કવિને લોટ માગવા ન જવા માટે મહેણુ માર્યું. જવાબમા કવિએ કહ્યુ—

**મોતી ! મ ડ મીયણુ, મીયણું લગે મું;**
**કેશવ ખયો ન કરસિયો, પણ તસ ખણુનીયેં તું.**

—મોતી ! તુ મને મહેણું માર નહિ ! મહેણું મને માથાના ઘા સમાન લાગે છે. કેશવે તો જીવનભર લોટ માગવા માટે કળશિયો ઉપાડયો નહિ, પણ આગળ જતા કયારેક લોટ દળવાના તસના તારે ઉપાડવા પડશે.

## કવિ પ્યારે રામ

ઉર્ફે

## પ્રતાપસિંહજી જૂણાજી જાડેજા

વોધ કરેને જેં વિયો, ભારત મે ભંગાણુ;
ભીષ્મપિતા સે કિત ભમ્યા, કિન હિસાભ મેં પાણ?

—અતિ આગ્રહથી જેમણે ભારતમા ભગાણુ પાડયુ એવા ભીષ્મપિતા કયા બચ્યા? આપણે તે કયા હિસાબમા?

નવ-તેરી જે જગ મે, ભીમ કઢે ગજ-ઘાણ;
જબર-જંગ જોઢો વેઓ, કિન હિસાભ મેં પાણ?

—મહાભારતના યુદ્ધમા એક હાથે નવ અને બીજા હાથે તેર હાથીઓને ઉછાળીને તેનો ઘાણ કાઢનાર ભીમ જેવો જબરજસ્ત જોદ્ધો પણ ચાલ્યો ગયો, તો આપણે કયા હિસાબમા?

સિજ સખાત ગોઢી હલ્યા, પૂરી કરે પરિયાણ;
લાખે જેડા વ્યા લડે, કિન હિસાભ મે પાણ?

—સંપૂર્ણ તૈયારી સાથે જે સૂરજની સખાતે ચાલી નીકળ્યા એવા લાખા ફૂલાણી જેવા દુનિયામાથી ઊપડી ગયા તો આપણે શા હિસાબમા?

કચ્છ કે જે કાયમ કેઓ, સૂરો વીર સુજાણ;
ફોજ સાણ ફતમહ્મ વ્યો, કિન હિસાભ મે પાણ?

—કચ્છને જેણે સ્થિર કર્યો એવો બાહોશ અને શૂરવીર ફતે મહમ્મદ જમાદાર પણ પોતાની ફોજ સાથે ચાલ્યો ગયો તો આપણે કયા હિસાબમા?

**નોખ રખાઇ જેં નગર મેં, જામ વરે જબરાણ;**
**મેરૂ જેડા વ્યા મરી, કિન હિસાબ મેં પાણ ?**

—જામનગરમાં જામથી પણ જબ્બર બનીને જેણે પોતાનું નામ રાખ્યું એવો મેરૂ ખવાસ પણ મૃત્યુવશ થયો તો આપણે કયા હિસાબમાં ?

## આખર ફના મકાન

**સવા પોર ચડંધે સિજ, ડિને સોન જો દાન;**
**કિતે કરણ દાતાર અજ, આખર ફના મકાન.**

—સવા પ્રહર દિવસ ચડે ત્યાં સુધી જેણે સુવર્ણનું દાન કર્યું એવો દાનેશ્વરી કર્ણ આજે કયાં છે ? આપણે તે કયા હિસાબમા ?

**શાહ સિકંદર પાતશા, જાહેર જગ-જહાન;**
**હલ્યો વેઓ સે હેકલો, આખર ફના મકાન.**

—જગ વિખ્યાત એવો પાદશાહ સિકંદર પણ એકલો ચાલ્યો ગયો. આખી દુનિયા આખરે ફના છે.

**પાણા પાણી થઇ વેઆ, તાનસેન જે તાન;**
**રમી વેઆ ઇ રમંજ મેં, આખર ફના મકાન.**

—જેના સંગીતના તાનથી પાણા પણ પાણી બની જાય એવા તાનસેન જેવા પણ રમૂજમા રમી ગયા તો આપણે શા હિસાબમા ?

## કારાણી

અજ એકાવનમું વિરો, પૂરા થેઆ પિંજા;
સિજ વરેંઓ વાઇયેં ભરા, સામી થઇ સિંજા.
તા. ૨૬-૨-૧૯૪૬ કચ્છ-ભુજ

—આજે એકાવનમું બેઠું. પચ્ચાસ પૂરાં થયાં. સૂરજ આથમણી દિશા તરફ ઊતરવા લાગ્યો. સંધ્યા સામે આવીને ઊભી.

કો ઉપડયા કો ઉપડંધા, તાણે તંગ તૈયાર;
હથ હને પગ પાગડે, તેંકે કિતરી વાર.

—કોઇ ઊપડી ગયા અને કોઇ હવે ઊપડશે. સૌ તંગ તાણીને તૈયાર છે. જેના હાથ હના પર અને પગ પાગડા પર છે તેને ઊપડતાં કેટલી વાર લાગવાની ?

માઠી જાયા બંધવા, બંધવરેં મેં ફેર;
બેરી મેં બય તા પચેં, જીં કંઢા ને બેર.

—માડી જાયા સહોદર બંધુઓમાં પણ ફરક હોય છે. બોરડીમાં જેમ કાંટા પણ હોય છે અને બોર પણ હોય છે.

ભુંગી મેં માની-ટુકર લા, ભુખ રાડું તી વિજે;
ઉઘાડપ અંગજી લંગોટી-લા બુવાડું તી વિજે.

—ઝૂંપડીમાં રોટલાના ટુકડા માટે ભૂખ રાડો નાખે છે અને શરીરની નગ્નાવસ્થા એક લંગોટીને માટે બૂમો પાડી રહી છે.

કારાણી ન કજે કડેં, કેર બેર જો સંગ;
ઊ પિંઢજે રસમેં ઝુલેં, પાંજા ફાટેં અંગ.
( હિંદી પરથી )

—કેરડા અને બોરડીનો કદી સંગ ન કરવો. એ તો પોતાના જ તાનમાં ડોલતાં હોય છે અને આપણાં અંગ ફાટી જાય છે.

સે સૂરાતન કયાં કઢે, ચિત્ત મેં જે જે ચોર;
કોયલ હોલી ને કબ્બર, તગડીં કાગ કઠોર.

—જેમના ચિત્તમાં ચોરી છે તે સુરાતન કયાથી કાઢે? કોયલ હોલી અને કાબર પણ કઠોર એવા કાગને તગડી કાઢે છે.

મું પુછઓ મૈયત ડિસી, મુંકે કીંક સુણાય;
મૈયત ચેતો ચાં કુરો, મઝા મોત મેં આય.

—મેં મૈયતને જોઈને પૂછ્યું કે મને કંઇક મંભળાવ! મૈયત કહે છે કે શું કહુ? એટલું જ કહું છું કે–મઝા તો મૃત્યુમાં જ છે.

જિન અખડિયેં મેં, મોંઘા મોતી નતા પચેં;
ઊ અખ ફુટે જેં મેં, આંસુ નતા અચેં.

—જે આંખોમા મોઘાં મોતી પાકતા નથી અર્થાત જેમા આંસુ આવતાં નથી તે આખ ફૂટી જજો!

ચોંધલ ધારાં ચાગલી, નારી થીએ નઠોર;
ડંધ છડીંતા હંધ ને, જિભ કરેતી જોર.

—કોઇ કંઈ કહેનાર ન હોય તો લાડકી નારી નઠોર બની જાય છે. દાંત પોતાનું સ્થાન છોડી જાય છે એટલે જીભ જોરમાં આવી જાય છે.

મિન્ની મર આઠી ફિરે, હાથી ફિરેં હજાર;
કોક કુપાતર છાલ, માડુ આડો મ ફિરે.

—બિલાડી આડી ફરે તો ભલે ફરે. હજાર હાથી આડ ફરે તોય ભલે! પણ કોઇ કુપાત્ર માનવી આડો ફરે તો એ મોટા અપશુકન.

ડીં નિત નિત ઉકંઢયો અચે, રખી રાતજી તાત;
હથ-તાડી ડઇને ભજે, હથમેં અચે ન રાત.

—રાત્રિની મુલાકાતની આશા રાખીને દિવસ રોજ રોજ ઉત્કંઠિત બનીને આવે છે. પણ રાત્રિ તો હાથ-તાળી આપીને ભાગી જાય છે. હાથમાં આવતી નથી.

પુતર પેટ જો પણ જરેં, રુઇ રંજાડ કરે;
મા ઉથી તેંકે તરેં, અફીણુ ઓતે ડે.

—પેટનો દીકરો પણ જ્યારે રડી રડીને રંજાડતો હોય છે, ત્યારે માતા પોતે ઊઠીને તેને અફીણુ (બાળાગોળી) પાઇ દે છે.

સને સને તું તું સનું, તું ધીંગે મેં ધીંગ;
ભરઇ સુંઅ ને ભીંગ, નાથ! તુંહીં જે નેહ સેં.

—ઝીણામા ઝીણો પણ તુ છે અને ધીંગામાં ધીંગો પણ તું છે. ઉજ્જડ અને સુનકારમા પણ તારો પ્રેમ ભરેલો છે.

રામા! તોજે નામ સેં, પાણા પણ તરન,
માગ ડિયેં મહેરાણુ પણ, ડુંગરડા ય ડુગન;
ડૂતા ડૂત ડરન, ડિસી તોજી ડિસ્ત કે.

—રામ! તારા નામથી પાણા પણ તરે છે. સમુદ્ર પણ માર્ગ આપે છે અને ડુંગરો પણ ડગી જાય છે. તારો પ્રકાશ જોઇને મોટા રાક્ષસો પણ ડરી જાય છે.

પિરિયન તોકે પસણુજી, અખિયેં અંધર ઉંઅ;
ગોઠ ભરેલા ગોઠીએં, સાજન ધારાં સુંઅ.

—ઓ પ્રિયતમ! તારા દર્શનની આંખોમાં તૃષા છે. ગામના ગામ લોકોથી ભરેલાં છે પણ વહાલા વિના સુનકાર છે.

લંકા લેટે સોન મેં, સુઞ અજોધ્યા ધામ;
રાવણ રંગમહેલ મેં, રણવગડે મેં રામ.

—લંકા નગરી સોનામાં આળોટે છે અને અયોધ્યામાં સુનકાર છે. રાવણ રંગ મહેલમાં છે અને રામને માટે રણવગડો છે.

ડગડગ તોજી હિત હિસાં, પગ પગ તેં પેગામ;
ઝગમગ ઝળકારા કરે, રગ રગ અંધર રામ.

—ડગલે ડગલે તારૂં તેજ જોઉં છું, પગલે પગલે તારો સંદેશો સંભળાય છે, રગ રગમાં રામનો પ્રકાશ પ્રકાશી રહેલ છે.

વાલમ ! તોજી વાટડી, ડિસંધે ડીંય થેઆ;
ઘડી ન હિકડી ગારીઆં, જુગડા વહી વેઆ;
કો જાણાં કેઆ, નિકર્યા થર નસીબ જા.

—વ્હાલમ ! તારી વાટ જોતા દિવસો નીકળી ગયા. એક ઘડી પણ ન વીતે ત્યાં જાણે જુગો વહી ગયા. કોણ જાણે નસીબના કયા થર નીકળી આવ્યા ?

રૂંધે ખુટી રાતડી, ખુટા હીયેં જા હીર;
સેણ ! મુંહી જા સડ ખુટા, નેણે ખુટા ન નીર.

—રોતાં રોતાં રાતડી ખૂટી ગઇ, હૈયાનાં હીર ખૂટી ગયાં, મારા સાદ પણ ખૂટી ગયા છતા આંખોનાં પાણી ખૂટતાં નથી.

કિત રુઆં કેં વટ રુઆં, રુઅણ ન જાણાં રીત;
પિરિયન તોજી પ્રીત, કેં વટ વિઞીં વતાઇયાં ?

—ક્યાં રડું અને કોની પાસે રડું ? રડવાની રીત પણ આવડતી નથી. હે વહાલા ! તારી પ્રીત કોની પાસે જઇને બતાવું ?

પિરિયન તોજા પંધડા, અગમ અગોચર થેઆ;
ચુઝણ તા બાથું ડિયેં, અબોજ ઉકરી વેઆ.

—પ્રિયતમ! તારો માર્ગ અગમ અને અગોચર છે. જ્ઞાનીઓ થાકી જાય છે અને અજ્ઞાનીઓ પાર થઇ જાય છે.

તો જી કલમ-કિતાબ જો, પધરો કોય ન પાઠ;
તો જો ઠાયો ઠાઠ ને, મુંજો ઠાઠ કુઠાઠ.

—તારી કલમ-કિતાબનો કોઇ પણ પાઠ પાધરો નથી. તારી રચના જ સાચી છે. મારી રચના ખોટી છે.

મિઠા મુધ જા મેવલા, મિઠા પ્રેમ જા પાઠ;
અમૃત ચેંતા અય મિઠો, મિણિયાં મિઠી માઠ.

—મોસમનો વરસાદ મીઠો, પ્રેમના પાઠ પણ મીઠા, અમૃત પણ મીઠું કહેવાય છે પણ સૌથી મીઠું મૌન છે.

મારા જા મણિયાં મિરૂ, તોરે છડ તડાક!
ખુરે મેં કર ખાક. યારેં મેં લેખા ન વે.

—મણાના બધા પારા તડાક કરીને તોડી નાખ! અગ્નિમા એને ભસ્મ કરી નાખ' વહાલા સાથે હિસાબ હોય નહિ.

અખિયું સખિયું સરખિયું, સરખા ઓીં જા સૂર;
હિકડી મેં મિંયડા વસેં, બઇ મેં અચેં પૂર.

—આંખો સરખી સાહેલીઓ જેવી છે બન્નેના દર્દ પણ સરખા જ છે એકમા મેહુલો વરસે છે અને બીજીમા પૂર આવે છે

અસી આવર-ફુલડા, જંગલ મેં ઝુલીં;
જી જીં તડકા તા તપેં, તીં તી ખિલીં ખુલીં;
કરમેં કડેંક મિલીં, પાંધી ઊને પધ જો.

—અમે આવળના ફૂલડા જંગલમા ઝૂલીએ છીએ જેમ જેમ તડકા તપે છે તેમ તેમ અમે હસીએ છીએ અને પ્રફુલ થઈએ છીએ નસીબ જોગે ક્યારેક કોઈ ઊંડા પંથનો પ્રવાસી મળી જાય છે.

કમે તીર કમાન મેં, પિરિયન કર તું પાર;
તો જો હિકડો તીર ને, મુંજો બેડો પાર.

—વહાલા! કમાન પર તીર કસીને તુ મને આરપાર વીંધી નાખ! તારુ એક જ તીર અને મારો બેડો પાર થશે.

જાની ! જીવન જગત જો, જીં ડિયેં જી વટ;
ઝબકે ઝબકારા કરે, વિઞે વિસામી ઝટ.

—વહાલા! આ જગતનુ જીવન દીવાની વાટ જેવુ છે. ઘડીકમા ઝબકારા કરે છે અને ઘડીકમા હોલવાઇ જાય છે

જાની ! જીવન જગત જો, ખેલાડી જો ખેલ;
તમાસે જો તેલ, ઝીક ઝીલીધો કેતરી ?

—વહાલા ! આ જગતનુ જીવન જાદુગરના ખેલ જેવુ છે. તમાશાનુ તેલ કેટલી'વાર ઝીક ઝાલશે ?

સોણે મેં થયો જનમ ને, સોણે મેં થયો મોત;
જાગીને ન્યાર્યો જડે, કિતે જનમ કિત મોત !

—સ્વપ્નામા જન્મ થયો અને સ્વપ્નામા મૃત્યુ થયુ જાગીને જોયુ તો જન્મ-મરણ કશુ જ ન હતુ.

પૂજા સેવા પાઠ જી. આય ન ઉતે મણા,
ટન ટન ! વજાય ટોકરી, ગુજરી વેઆ ઘણા;
મારા હથ ખણાં, ક મણકો મનજો ફેરિયાં ?

—પૂજા-સેવા-પાઠની ત્યા કશી ખોટ નથી. ટન ટન ! ટોકરી વગાડીને ઘણા મરણને શરણુ થઈ ગયા. હવે હાથમા માળા લઈને ફેરવુ કે મનના મણકાને જ ફેરવુ ?

તો મેં રણકો રામ જો, રગ રગ મિંજ રટન;
'કારાણી!' ક કન, તો મેં તો 'તું હી તુ' થીએ.

—તારી અંદર રામનો રણકાર છે, રગરગમાં એનું જ રટ" છે તું કાન દઈને સાંભળ! તારામાં જ 'તું હી તું' નો નાદ ગાજે 3

## કચ્છડે જા નરવીર !

નરવીરેં મેં નર-મણી, નરપત જામ જખર;
ગિજની જી ગાદી વિઠો, ઇ પણ હિકડો નર.

—નરવીરોમા નર-મણી જેવો જખર જામ નરપત જે ગિજનીની ગાદી પર બેઠો એ પણ એક નરવીર

અબડે જો લાખિયાર ભડ, થાપીં સમેંનગર;
સિંધ સજી જે સર કઇ, ઇ પણ હિકડો નર.

—અબડા જામનો કુવર લાખિયાર ભડ થયો. તેણે સમ સિંધને તાબે કરી એ પણ એક નરવીર?

ધૂરારે જી ધૂર મેં, સૂરા છડી સમર,
લા-મેં ઘોડો લોડેઓ. ઇ પણ હિકડો નર.

—જામ લાખા ધૂરારાની ઉગ્ર દૃષ્ટિથી શૂરવીરો પણ સમર ભૂમિ છોડી જાય. ઘોડા પર સવાર થઈ, વડની વડવાઇઓ પકડીને ઘોડાને ઊંચે બે થી બે પગ વચ્ચે ઝુલાવી શકે એ પણ એક નરવીર

ધૂરારે ઘર જનમેઓ, ભલ દાતાર ઉનડ;
સિંધ તખત ડે દાન મેં. ઇ પણ હિકડો નર.

—લાખા ધૂરારાને ત્યા ભલા દાતાર ઉનડનો જન્મ થયે તેણે ચારણને સિંધનુ તખ્ત દાનમાં આપી દીધુ એ પણ એક નરવીર

સાવજ મારે સટ કરે, સિંધ બાભણાસર;
કુલ્લ અચાયો પાતશા, ઇ પણ હિકડો નર.

—સિંધ-બ્રાંભણાસરનો ધણી પાદશાહ જ્યારે સાવજના શિકાર માટે ચડ્યો ત્યારે જેણે સાવજને મારીને પાદશાહના પ્રાણ બચાવ્યા એ ફૂલ કુમાર પણ નરવીર !

લાખા એઆ લખ્ખ પણુ, અજ તેં જુકો અમર;
ફૂલાણી ફેર વિઠો, ઇ પણ હિકડો નર.

—લાખ્ખા તો બીજા લાખ થઇ ગયા. પણ જે આજ લગી અમર છે, એવા લાખા ફૂલાણીની કીર્તિ આજ પણ મહેકી રહી છે એ પણ એક નરવીર !

હમીર જો ખેંગાર જેં, માર્યો સીંધ સમ્મર;
વેઓ કચ્છ વારે વિઠો, ઈ પણ હિકડો નર.

—હમીર જામનો ખેંગાર થયો. એણે અમદાવાદમાં સિંહને મારીને મહમ્મદ બેગડાને બચાવ્યો એ પણ એક નરવીર !

તેડો રાવર જામ જેં, થાપેં જામનગર;
હલી વિઠો હાલાર મેં, ઇ પણ હિકડો નર.

—તેવો જ રાવળ જામ જેણે જામનગરની સ્થાપના કરી. કચ્છ છોડી એ હાલારમાં જઇને સ્થિર થયો એ પણ એક નરવીર !

ખરો ખોધ થઇ ઝૂંઝેઓ, ઝારે જે ડુંગર;
ભાલેં રમંધલ ભીમજી, ઈ પણ હિકડો નર.

—ઝારાની લડાઇમાં જે શૂરો થઇને ઝઝૂમ્યો એ ભાલાનો રમનારો ભીમજી પણ એક નરવીર !

અલાઉદ્દીન જી ફોજ સેં, અબડે બધેઓ બર;
સરણ રખંધલ સૂમરિયું, ઈ પણ હિકડો નર.

—દિલ્હીના અલાઉદ્દીન ખૂનીની ફોજ સાથે જેણે બાથ બીડી તે સુમરીઓને શરણે રાખનાર જામ અબડો પણ એક નરવીર !

જગડુશા પણ જગતમે, જુગજુગ આય અમર;
નમાંય પનરે કાર કે, ઇ પણ હિકડો નર.

—જગડૂશાહ પણ જગતમાં જુગ જુગ અમર છે. પનરોતેરા દુષ્કાળને પણ જેણે નમાવ્યો એ પણ એક નરવીર!

બાર ભાઈએ રાજ મેં, શેઠ મેઘજી સર;
આણ રખેં હિંદવાણ જી. ઇ પણ હિકડો નર.

—બારભાઈના રાજ્ય વખતે મેઘજી શેઠ સૌથી શ્રેષ્ઠ માન્તિ થયા હિન્દવાણની આણ રાખનાર એ પણ એક નરવીર!

કમાન ખઇ જેં કચ્છ જી. લાય વિગેંજા વર;
વીર ફતેહમહમદ હુવો, ઇ પણ હિકડો નર.

—જેણે કચ્છની જવાબદારી ઉઠાવી લીધી, અને વંકાના પણ વળ ઉતારી નાખ્યા એ ફતેહમહમ્મદ પણ એક નરવીર!

સિરી છણે મે ધડ લડે, એડા વીર અમર;
હુવા કોક ડી કચ્છ મે, અનેક એડા નર.

—માથું ઉતરી ગયા પછી જે શૂરાઓના ધડ લડે એવા અનેક વીરો એક દિવસ કચ્છમાં હતા

આભ થંભ જેડા જુકો, નિકરી વ્યા ઊ નર;
અખ્યું ટોય અજ કચ્છ ઉભો, ન્યારે હિકડો નર.

—આભના થાંભના જેવા એ નરવીર નીકળી ગયા આજે કચ્છ આંખોની મીટ માંડીને એવા નરવીરને જોવા તલસી રહ્યો છે

—ખંત રાખીને મોતીના હારને ઘણી મહેનતે તૈયાર કર્યો હોય, પણ તેને તોડી નાખવો હોય તો કેટલી વાર લાગે ?

હિલી મિલીને હેત સેં, પેટ ભરે કયો પ્યાર;
ફટ ! ડઇ હુવે ફિટાયણું, તેંકે કિતરી વાર ?

—હેતથી હળીમળી પેટ ભરીને પ્યાર કર્યો હોય, પણ તેને ભગાડવું હોય તો કેટલી વાર લાગે ?

રુઠી રુઠીને રાત-ડીં, ભેરો કયો ભંડાર;
એરેં હુવે ઉડાયણું, તેંકે કિતરી વાર ?

—રાત-દિવસ જહેમત ઉઠાવીને ભેળા કરેલા ભંડારને એળે ઉડાવી દેવો હોય તો તેને કેટલી વાર લાગે ?

તનમન તપસા મેં રખી, જપતપ કેઓ અપાર;
પલ મેં વે વણસાયણું, તેંકે કિતરી વાર ?

—તનમનને તપશ્ચર્યામાં રાખીને ખૂબ જપતપ કરેલ હોય પણ તેને વણસાડી દેવા હોય તો કેટલી વાર લાગે ?

ગજ-ખિવ જો આકાસ મેં, લાગાસું લદપાર;
વા-સેં વીંખાજે તડેં, તેંકે કિતરી વાર ?

—આકાશમાં ગાજ-વીજનો ગોરો આડંબર હોય પણ તે પવનથી જ્યારે વીંખાય ત્યારે કેટલી વાર લાગે ?

ભારી ભાર ભેરા કરે, વડી બનાઇ વાડ;
સટાક ! વે મિલગાયણી, તેંકે કિતરી વાર ?

—ઝાંખરાના ભારે જથ્થા ભેળા કરીને મોટી વાડ બનાવી હોય, પણ તે મળગાવી દેવી હોય તો તેને કેટલી વાર લાગે ?

કકરે તે કકરો ગચી. કોટ કેઓ તૈયાર,
પસણ વે ધુડસાય ને, તે કે કિતરી વાર ?

—કાકરા પર કાકરા મૂકીને કોટ તૈયાર કર્યો હોય, પણ તેને પાડીને જમીનદોસ્ત કરવો હોય તો કેટલી વાર લાગે ?

મહર સાખ જમાય ને, વડો કેઓ વેપાર,
ફૂકે ડીણુ વે તડે, તે કે કિતરી વાર ?

—સરમ શાખ જમાવીને મોટો વેપાર જમા યો હોય પણ દેવાળુ ફૂકી દેવુ હોય તો તેને શી વાર લાગે ?

નિત પાણી નામે કરે, જભરો કયો વે ઝાડ;
કપણ વે કુઆડી ખણી, તે કે કિતરી વાર ?

—રોજ પાણી દઇને વૃક્ષ ઉછેરીને મોટુ કર્યુ હોય, પણ તેને કુહાડી વડે કાપી નાખવુ હોય તો કેટલી વાર લાગે ?

અવનીમે ચડણુ ઉચુ, વસમુ આય અપાર;
ઢોરાણે ઢગણુ તડે, તે કે કિતરી વાર ?

—દુનિયામા ઊચે ચડવુ તો ઘણુ જ કઠણ છે પણ ઢોળાવમા ઊતરવુ હોય તો કેટલી વાર લાગે ?

જગ મે આયો જીવડો, ઝૂઝયો સજી જમાર,
ઝયે અચી જમડે તડે, તે કે કિતરી વાર ?

—માનવજીવ જગમા આવ્યો અને જિંદગીભર ઝઝૂમતો રહ્યો પણ જ્યારે જમ આવીને ઝકડી લે ત્યારે કેટલી વાર લાગે ?

'ફાગણી' ન જીડઇ કડે, સુકરત કે-જી વાર,
વગો નગારો મોત જો, તે કે કિતરી વાર ?

—જીવનમા સદ્કાર્ય કરવા માટે સમય મળ્યો નહિ પણ મોતનુ નગારુ વાગે ત્યારે કેટલી વાર લાગે ?

## પેટ જા ઠાઠ

કો ટીલા ટપકા કરે, કો પૂજા ને પાઠ;
કોક ઉતારે આરતી, મિડે પેટ જા ઠાઠ.

—કોઇ ટીલા-ટપકા કરે, કોઇ પૂજા-પાઠ કરે અને કોઈ આરતી ઊતારે એ બધા પેટના ઠાઠ છે

કો ભોરી બકબક કરે, વિઠો કરે કો માઠ;
કો ઘટ મેં ગણગણ કરે, મિડે પેટ જા ઠાઠ.

—કોઇ બહુ બકબકાટ કરે, કોઇ ચૂપકીથી બેઠો રહે અને કોઇ ઘટમા ગણગણાટ કરે એ સૌ પેટના ઠાઠ છે

કોક પસાગે ટીપણાં, વતાઈ નખતર-વાટ;
કો જંગીં જોતીસ કે, મિડે પેટ જા ઠાઠ.

—કોઈ ટીપણા પસારીને નક્ષત્રોનો માર્ગ દેખાડે છે અને જ્યોતિષને ડહોળે છે એ બધા પેટના ઠાઠ છે.

ભુઆ ભનીને કો કરીં, હાંકું ને હુંકાર;
ધૂણેં ધીંગાણાં કરી, મિડે પેટ જા ઠાઠ.

—કોઈ ગંગા-જમનાના ઘાટ જેવા તીર્થધામોમાં બેસીને બીજાને માનો બોધ આપે છે એ બધા પેટના કાર છે

સાહેબ જે દરબાર જી, વગમી આયે વાટ;
નાથ વિઠો નાય વાટ મેં, મિડે પેટ જા ઠાટ

—સાહેબના દરબારનો રસ્તો અતિ નિકટ છે એ નાથ કંઈ રસ્તામાં બેઠો નથી આ તો બધા પેટના ઠાટ છે

## કેં ડિઠી આય કાલ

ધોસ્ત ! હિને ધુનિયા મથે, ધ્રમે મ વે ધનમાલ;
ખા-પી ને ખેરાત કર, કે ડિઠી આય કાલ

—અય દોસ્ત આ દુનિયામાં ધનમાલને દાબીને બેસતો નહિ! ખા પી અને ખયરાત કર કાલ કોણે જોઈ છે ?

ભોરા ! તુ ભરિયે કુલા, જીન મથે જંજાલ ?
ભભૂત હી રોધી હિતે, કે ડિઠી આય કાલ ?

—અરે ભોળા ભાઈ ! તુ તારા જીવ ઉપર આ જંજાળ શા માટે લાદે છે ? એ ભભૂત અહીં જ રહેવાની છે કાલ કોણે જોઈ છે ?

નિશાન ડંકા નોબતુ, ધન જી જિતે ધમાલ;
સુના ડિસાજે સેર સે. કે ડિઠી આય કાલ ?

—જ્યાં નિશાન-ડંકા સાથે નોબતો ગડગડતી હતી અને ધનની ધમાલ ચાલતી હતી એવા શહેર આજે સૂના દેખાય છે કાલ કોણે જોઈ છે ?

કડેક જાગ્યા તે જિતે, તરે તરે જા તાલ,
ઉડા ઉડામે કાગડા. કે ડિઠી આય કાલ.

—જ્યાં તરેહ તરેહના તાલ જામ્યા હતા ત્યાં આજે કાગડા ઊડે છે. કાલ કોણે જોઇ છે?

**અરજણ જો ઊ બાણુ જો, ચુકો ન કેંની ચાલ;**
**કાબે વટ સે કિત વેઓ, કેં ડિઠી આય કાલ?**

—અર્જુનનું બાણ જે કદી નિશાન ચૂકયું નહિ, તે કાબાએ એને લૂટયો ત્યારે કયાં જતુ રહ્યું? કાલ કોણે જોઇ છે?

**રાત વખત હો રામ જો, તખત વિઠે જો તાલ;**
**ડીં ઉગંધે વન મેં વેઆ, કેં ડિઠી આય કાલ?**

—રાતના સમયે રામને રાજતખ્ત પર બેસાડવાની તૈયારી હતી અને સૂર્યોદય થતા તો વનમા વિદાય થયા. કાલ કોણે જોઈ છે?

**મહા સિકંદર શહેનશાહ, કામલ હુવો કમાલ;**
**ખાલી હથડા વ્યો ખણી, કેં ડિઠી આય કાલ?**

—મહાન સિકંદર બાદશાહ ઘણો જ સમર્થ હતો. એ પણ ઠાલા હાથે જ દુનિયામાથી વિદાય થયો, આવતી કાલ કોણે જોઇ છે?

**અજ જા કમ અજ કયા ભલા, કુરો કાલ જા હાલ;**
**'કારાણી' છડ કાલ કે, કેં ડિઠી આય કાલ?**

—આજનાં કામ આજે જ કરવા સારા આવતી કાલની વાત છોડી દે! કાલ કોણે દીઠી છે?

## આય વડપ કે માર

**ઘોસ્ત! હિતે ધુનિયા મથે, વડા મ થીજા યાર;**
**વડિયું વ્યાધિયું વડેં કે, આય વડપ કે માર.**

—ઓ દોસ્તો ! આ દુનિયામાં મોટા બની બેસશો નહિ. મોટાઓને મોટી આફતો હોય છે. મોટપને જ માર છે.

વાંચડિયેં જી વાંચ મેં, જંગી જુરંધા ઝાડ;
નિંઢા છોડ નમી વિઍં, આય વડપ કે માર.

—વંટોળીયાના ઝંઝાવાતમાં મોટાં ઝાડ ભાંગી પડે છે, જ્યારે નાના છોડવા નમી જઇને સલામત રહે છે. મોટપને જ માર છે.

જીં ન્યાર્યો તીં જગત મેં, જભરેં કે જાંજાર;
નિંઢા નિંધર સુખ જી કંધા, આય વડપ કે માર.

—જગતમા જેમ જુઓ તેમ મોટા પર મોટાં જંજાળ હોય છે, જ્યારે નાના સુખની નિદ્રા લે છે. મોટપને જ માર છે

ઉંચે ચડી આકાસ મેં, તડકો સય તો તાડ;
એકલવાયો ઇ ઉભો, આય વડપ કે માર.

—આકાશમાં ઊંચે ચડીને તાડ તડકાને સહન કરે છે અને એકલવાયો ઊભો રહે છે મોટપને જ માર છે.

વડિયેં મોલાતેં મથે, વિજ પયતી વિકરાર;
નાં ન ગિને કો નિંઢેં જો, આય વડપ કે માર.

—મોટી મહેલાતો પર વિકરાળ વીજળી આવી પડે છે, જ્યારે નાનાંનું કોઇ નામ લેતુ નથી મોટપને માર છે.

નિંઢેં તારલેં મેં નકી, નાંય કલંક જ ન્યાર;
કલંક કારો ચન્દ્ર મેં, આય વડપ કે માર.

—નાના તારલામા કલંક હોતા નથી. મોટો ચન્દ્ર કલંકિત છે. મોટપને જ માર છે.

રમે જમેંતા રમંજ મેં, ન્યારીં નિંઢડા બાર;
વડા સુઠા વેવાર મેં, આય વડપ કે માર.

—નાનાં બાળકો આનંદથી રમે જમે છે, જ્યારે મોટા લોકો વ્યવહારની જાળમાં જકડાયલા રહે છે. મોટપને જ માર છે.

'કારાણી' સંસાર મેં, સતી નજર સેં ન્યાર;
સનાં સુખી સંસાર મેં, આય વડપ કે માર.

—આ સંસારમાં તું ઝીણી નજરથી જોતો રહેજે! નાનાને સંસારમાં સુખ છે. મોટપને જ માર છે.

## આય સમજ કે માર

સમજુ કે સંસાર મેં, હીલા અચેં અપાર;
અણસમજુ સુખ મેં સુમે, આય સમજ કે માર.

—સમજુને સંસારમાં અનેક વિચારો આવે જ્યારે અણસમજુ સુખથી સૂએ છે. સમજને જ માર છે.

સમજુ સિર સાટે કરીં, વલે વતન જી વાર;
બ્યા ચેંતા 'પાંજે કુરો?' આય સમજ કે માર.

—સમજુ માણસ પોતાના જીવને જોખમે પણ વહાલા વતનની વ્હાર કરે છે. અણ સમજુ કહે છે. 'આપણે શું?' સમજને જ માર છે.

કારો અચે કરંડિયે, મોવર જે રણુકાર;
કાકીંડા જાણે કુરો? આય સમજ કે માર.

—કાળો નાગ મોરલીના નાદે કરંડિયામા આવી જાય છે. કાકીંડા એમાં શું જાણે? સમજને માર છે.

હિણ સુણી સામાં અચે, અંમી જે લલકાર;
ઉઠ કરે ઓડા ન થીં, આય સમજ કે માર.

—અસીના લલકારને સાભળીને હરણ સામે આવે છે ઊંટ નજદીક જ આવતા નથી સમજને માર છે.

'કારાણી!' હિકથાર તું, ન્યાર સજો સસાર;
બે કે કે કી નાય ને, આય સમજ કે માર.

—આ આખા સસારને તુ જોઈ લે! બીજા કોઈને કઇ પણ નથી સમજને જ માર છે



# કચ્છી ઐતિહાસિક દૂહા

## લાખો ફૂલાણી

લાખા પૂત્ર સમુદ્ર કા, ફૂલ ઘર અવતાર,
પારેવા મોતી ચુગે, લાખા રે દરબાર;
પલાણી હીરે જડી, સૂરત પચાણી;
પચ્છમ હિંદો પાદશા, લાખો ફૂલાણી.

એક વખત જામ લાખા ફૂલાણીનો ઉદાસ ચહેરો જોઈને તેની રાણીએ તેનુ કારણ પૂછી જોયું લાખો બોલ્યો—

હૂં ઘો જિની ન માણીઓ, લાખો ભણે ફઠ;
જાણુ થોડે દાડલે, કાં દશ કાં અઠ.

—લાખો કહે છે કે પાસે હોવા છતાં જેણે માણ્યું નથી તેને ધિક્કાર છે અહીંથી આઠ–દશ દિવસમા અથવા થોડા જ દહાડામાં ઊપડી જવાનું છે

રાણી પણ ચતુર હતી તે બોલી—

ફૂલાણી ભૂલ્યો ફરી, દિન આઠ-દશ દૂર;
સાંજે જોયા મહાલતા, ગયા ઊગમતે સૂર.

લાખા ફૂલાણીની કુંવરી પણ પ્રવીણ હતી આ વાર્તાલાપ તે સાંભળતી હતી કુંવરી બોલી, એમાં તો તમારી બન્નેની ભૂલ થાય છે

લાખો ભૂલ્યો લખપતી, અમ્મા ભૂલી એમ;
આંખ તણે ફરૂકડે, કો જાણે જે કેમ ?

—લખપતિ લાખો પણ ભૂલ્યો અને માતા પણ ભૂલી ગઈ કારણ કે આખના એક પલકારામા જ કોણ જાણે શુ યે થઈ જાય!

આ પ્રસગે જામ લાખાની ધર્મ ભગિની ડાહી ડૂમણી પણ હાજર હતી તેનામા નામ પ્રમાણે જ ગુણ હતા તે બોલી —

**લાખો અગ્મા ધીયડી, એ ભૂલ્યાં સબ કોય;**
**શ્વાસ પવન પરોણલો, આવણ હોય ન હોય ***

—એમા તો લાખો, અને માતા–પુત્રી એ બધા ભૂલી ગયા શ્વાસ તો પવન-પરોણો છે એક વાર બહાર નીકળ્યા પછી પાછો આવે કે ન આવે

**આવળ બાવળ બોરડી, આંબા આંબલિયા;**
**લાખે વન ઓઢાડિયાં, પીળી પાંબડિયાં**

જામ લાખો ફૂલાણી જ્યારે પોતાના વિશાળ સૈન્ય સાથે સૂરજ ની સખાતે જતો હતો ત્યારે તેના લશ્કરે સિંધમા એક વાર સિંધુ નદીના કિનારા પર છાવણી નાખી હતી લશ્કરના સૈનિકોએ નહાઈ–ધોઈને કિનારા પરની વનરાજિ પર પોતાના વસ્ત્રો સુકવેલા આ રમણીય દૃશ્ય નીહાળીને એક ચારણે જામ લાખાની પ્રશસા કરતાં ઉપર

---

* પ્રબ ધ ચિંતામણિમા લાખા ફૂલાણીનો એક અપભ્રશ દૂહો આ પ્રમાણે છે —

**ઊગ્યા તવિઙ જહિન કિઉ, લખઉ ભણઈ નિઘટ્ટ,**
**ગણિયા લબ્ભઈ દીહડા, કે દહક અહવા અટ્ઠ.**

ભાવાર્થ —કુશળ લાખો કહે છે કે શત્રુ જ્યારે ઊગતો હોય ત્યારે જ જો તેને ખત્તમ ન કર્યો હોય તો પછી આપણે તો ગણ્યા ગાંઠ્યા આઠ કે દશ દિવસ જ જીવવાનું રહેશે

મુજબનો દુહો કહ્યો. આ સાંભળી જામ લાખો પ્રસન્ન થઈ ગયો. તેણે પોતાના તમામ સૈનિકોને હુકમ કરી દીધો, કે કોઈએ પણ ઝાડો પરથી પોતાનાં વસ્ત્રો ઉતારવાં નહિ જેમના તેમ જ રહેવા દેવા.

પીળી પાંભડીઓના શણગારથી શોભી ઊઠેલી વનરાજિને તમામ વસ્ત્રો વડે શણગારેલી જ રહેવા થઈને લાખા જામે પોતાની છાવણી ઉપાડી.

આ વખતે લાખાના મનમા એવો ગર્વ આવ્યો કે જંગલની ઝાડીને પણ હીર-ચીરનાં વસ્ત્રોથી મારા વગર બીજો કોણ શણગારી શકે! એ વખતે લોક-કથા મુજબ સિંધુ નદીમાથી જળાગેરા થઈ કે—

લાખે જેડા લખ્ખ વેઆ, ઉન્નડ જેડા અઠ;
હેમ હેડાઉ હલેઓ, વરી ન આયો વટ.

—હે લાખા! તારા જેવા તો લાખો અહીંથી ચાલ્લા ગયા છે. અને દાતાર ઉન્નડ જેવા પણ આઠ દાતારો અહીંથી પસાર થઈ ગયા છે. પણ હેમહેડાઉ વણઝારો જેણે મારા કિનારા પર સુવર્ણ-મંડિત હીરા-મોતીના સાથીઆ પૂરાવ્યા હતા તે તો ગયો તેના જેવો પ્રવાસી ફરી આ તરફ પાછો આવ્યો નથી.

આ શબ્દો સાભળતા જામ લાખાનો તમામ ગર્વ ગળી ગયો

જામ લાખો ફૂલાણી મહાન પ્રતાપી રાજવી હતો. એની છાતીમા કવિ-હૃદય ધબકતુ હતું. ગુણ ગ્રાહક અને સૌન્દર્યનો પૂજક હતો. તે વારંવાર કહેતો કે—

ભલ ઘોડાં ગુણિયલ ત્રિયાં, વઠે કચ્છ વણાં;
ઈની ત્રીં ઘોકાં, અઘાયો વેનં હિયાં.

—ઉત્તમ પ્રકારના અશ્વો ગુણિયલ નારી અને મેઘ વરસ્યા

તારા વગર કચ્છડો કરમાતો જાય છે. તું હવે તેની સંભાળ લે! પ્રજા પર મોટી મુસીબત આવી પડી છે.

લાખા કુમારના કાન પર કચ્છી વાણીના દુહાનો રણકાર આવી પડ્યો અને તેની ઊંઘ ઊડી ગઇ. તેનું અંતર વ્યથા અને વેદનાથી ઊભરાઇ ઊઠ્યું. પલંગ પરથી નીચે ઊતરી મહેલના ગોખમાં ઊભો રહીને તે બોલ્યો:—

**મુંજા મંગણહાર, ભિની રાત ભુણકેઆ;**
**કાં કુખી કે કુવેઆ, કાં કે મેં પેઓ કુકાર.**

—મારા આશ્રિતો આજે મઝમ રાતે ભટકી રહ્યા છે. કાં તો દુખીઆનાં મન દુભાયાં છે અથવા તો દેશમાં દુષ્કાળ આવી પડયો છે.

કચ્છ ધરાના પનોતા પુત્ર લાખા કુમારના અવાજને ડાહીડૂમણી ઓળખી ગઇ અને તેણે યુક્તિપૂર્વક કચ્છનો વૃત્તાંત કહેવા માંડ્યો.

**ભટ્ટી મથે ધાણ, ફુલ પસન વાડીએં;**
**વેઆ તાણા વાણ, સજણ સીણાય બંધ જા.**

—ધાણ એટલે ધાણી તો હવે માત્ર ભટ્ટી ઉપર જ રહેવા પામી છે. અર્થાત્ ધાણ વાવેલી મૃત્યુ પામી છે. અને ફૂલ તો માત્ર વાડીમાં જ દેખાય છે. અર્થાત્ ફુલ જામ પણ રહ્યા નથી. અને સીણાય બંધ એટલે લાખા સાગરના તાણાવાણા પણ વેર વિખેર થઇ ગયા છે.

બેહી શબ્દોમાં ભરેલા આ ભયંકર સમાચારથી લાખાના હૃદયને સખત આંચકો લાગ્યો. તેણે ડાહી ડૂમણીને પોતાની પાસે બોલાવી લીધી. એક-બેકની ઓળખાણ તાજી થઇ અને ઉભયના હર્ષનો અવધિ થયો. ત્યાર પછી તરત જ લાખો કુમાર કચ્છમાં પહોંચી ગયો. એના પુનરાગમન સાથે જ કચ્છમાં બારે મેઘ તૂટી પડ્યા, ધરતી લીલીછમ થઇ ગઇ અને કચ્છી પ્રજામાં આનંદ વ્યાપી

ગયો આ પ્રસંગ પછી કચ્છમા લાખો ફૂલાણી મેઘરાજાના અવતાર તરીકે ઓળખાવા લાગ્યો.

## લા-સા અને લકીર

લોકકથા મુજબ જામ લાખા ફૂલાણી પાસે સોનાના અખૂટ ભડાર સમો એક સુવર્ણ-પુરસો હતો. આ સુવર્ણ-પુરમાની ઉત્પતિના મૂળમા ભદ્રાવતી નગરીની ત્રિપુટી લા, સા અને લાની બહેન લકીરના આત્મબલિદાનની કરુણ કથા સમાયલી છે. લા અને સા પાછળ લકીરને પણ જલતી આગમા ઝપલાવી દેવા તૈયાર બનેલી જોઇને તેનુ કારણ પૂછનાર લોકોને તે કહે છે કે—

બધી મઠ લખ જી, ઉઘાડી ખાય વા;
ગાલ કરિયાં કેં સેં, જિત લા ન-કો સા.

—બાધી મૂરી લાખની છે ઉઘાડતા એનો ભરમ ભાગી પડે છે. હવે વાત કોની સાથે કરૂ, જ્યા લા કે સા કોઇ નથી.

## વીર મૃત્યુ

લાખે મરણ સંભરેઓ, અઠ મહિના અગ;
વારે સુંજા વગ, કજા કેરે કંધીએ.

—જામ લાખાને આઠ મહિના પહેલાજ પોતાના મૃત્યુની આગાહી થઇ ચૂકી હતી. આથી તેણે પોતાના શરીરને કેરા કોટમા અગ્નિદાહ આપવાની ઇચ્છા વ્યક્ત કરી હતી

સૌરાષ્ટ્રમા આટકોટ પાસે મૂળરાજ સોલકી સામે લડતા જામ લાખો ફૂલાણી શૂરો થઇને સામી છાતીએ લડતા રણસગ્રામમા કામ આવ્યો હતો. તેની આખરી ઇચ્છા એવી હતી કેઃ—

લાખો ચેતા બેલિયા, મું કે કાછે ઠીજા ડાઘ;
માન ઉધ્ધરકી ઉથિયાં, સુણ્યાં સિંધુ રાગ.

—લાખો કહે છે—ઓ બેલી! મારા શરીરને કચ્છમા અગ્નિ દાહ દેજો! ત્યા રણ-સંગ્રામનો સિંધૂડો સાંભળીને કદાચ હું ઝબ ક્રીને જાગી ઊઠું!

લાખો કહે મું બાળજો, લીસી છપરિયાં;
હાથ હીલોળે પગ ઘસે, ગહેકે ગોરલિયાં.

કચ્છના આ પ્રતાપી રાજવીનો પાળીઓ આટકોટ* પાસે આજે પણ એની વીરતાના ગાન ગાતો ઊભો છે.

* આટ-કોટ એ રાજકોટથી વીસેક માઈલ દૂર અગ્નિખૂણામા આવેલ છે. લાખાના પાળીઆના દર્શન કરવા લેખક ખાસ આટકોટ ગએલ. ત્યા એક મોટા ઓટલા પર અંબાજીનું મંદિર અને મહાદેવનું દહેરું આવેલ છે. નીચે બાજુમા જ પૂર્વાભિમુખ જામ લાખાનો પાળીઓ ખડો છે એની મૂર્તિ એક મરોડદાર વંકા ઘોડા પર બેસાડેલ છે. એના એક હાથમા તલવાર અને બીજામાં ઢાલ છે. માથા પર મુગટ છે. ઉપર કાંગરા છે. પાળીઆની ઉપલી બાજુ બે ખૂણે સૂર્ય અને ચન્દ્ર છે સામે લીમડાઓની મોટી હાર છે. ત્રણ બાજુએ નદીનું પાણી ફરી વળેલું જોવામા આવે છે. આટકોટથી નૈઋત્યે એકાદ ગાઉ દૂર આ સ્થાન આવેલ છે. દિવાળીના પડવાને દિવસે લોકો આ પાળીઆ પર કસુંબો ચડાવે છે અને ભરવાડણો એને દૂધે નહવડાવે છે.

## કારાયલ-કપૂરી

**સિજ ઉલથો સાંજી થઇ, વડૅ વિઠા કાંગ;**
**સુણી સાંજી બાંગ, પિરિયન થેઆ પંધમેં.**

—સૂરજ આથમ્યો, સાંજ પડી, વડલા ઉપર કાગ આવીને બેઠા. એ સમયે સંધ્યા સમયની બાંગ સાંભળીને પ્રિયતમ પંથે પડ્યા.

**સાંયર સેલા સિપરીં, નય જીં લમી પાર;**
**ગુજ ગારાઇયાં ઉનસેં, જુકો ભુંઅ જીં ઝલીં ભાર.**

—સાગર સમાન વિશાળ અને સરિતા જેવી લાંબી પાળો સમાન જેનું હૃદય છે અને જે ધરણી સમાન ભારને ઝીલનાર છે, એમની પાસે જ અંતરની વાતો કરી શકું.

**સાંયર સેલા સિપરીં, ઊનાં જલ અથાગ;**
**માણક તિની મથા, ફાંટું ભરે ફિગાઇયાં.**

—સાગર સમાન ઊંડા હૃદય વાળા મારા પ્રિયતમ પરથી ડગલે ડગલા હીરા-માણેક હું ન્યોચ્છાવર કરી દઉં.

**જોરાણા જુડધાર, નિંઢ-વડાયું ન ન્યારિયેં;**
**મોસર-ફુટંધા મારિયેં, બ્યા પીંગે લુડંધા બાર.**
**છડે ને થુડ-ઢાર, તું કયા કૂંપર કપિયેં.**

—ઓ જોરાવર યમદેવ! તુ નાન-મોટાઇને નિહાળતો નથી. મોસર ફૂટતા યુવાનો અને પારણે ઝૂલતા બાળકોના તું જાન લે છે. થડ અને મૂળિયાને છોડી દઇને તું કાચા કૂંપળ કાપે છે.

**સર સુકો ને કરી વરઇ, ઉડણ લગી ખે;**
**માણાસર જેં ઢુંજરેં, લડે છડેઆં ડે.**

—સરોવર સૂકાઇ ગયું, પોપડા બાઝી ગયા અને ધૂળ ઊડવા લાગી. માનસસરના હંસલા વતન તજીને વિદાય થઇ ગયા.

અછો પાણી લુડ થેઓ, કારો કેઆં કગન;
વિઠા ઉંઅ મરન, પાણી મથે હંજડા.

—સ્વચ્છ પાણી ડહોળું બની ગયું. કાગડાઓએ એને કાળું કરી નાખ્યું હવે પાણીને આરે બેસીને હંસલાઓ તરસે મરી રહ્યા છે

કારાયલ કારો થેં, તોજેં હડ છડેઆં મા;
સોન-વરણાં સિપરીં, તોજા સોસે ગિડાં સા.

—ઓ કળાયલ ! તું કાળો થઈ ગયો. તારા હાડકા માંસથી અલગ પડી ગયા. ઓ સુવર્ણ સમાન શરીર વાળા મિત્ર ! તારો શ્વાસ એમણે શોષી લીધો

બાબીડે જેડા બોલકા, સેણુ સટૂકે ઘાટ;
કુછેં કોયલ કંઠ જીંય, ભુણકેં ભિની રાત;
તેજી કેડી પુછાં જાત, જુકો સીંભાણાં સરીરકે.

—બાબીડા જેવા જેના બોલ છે એવા નાજુક અંગના સ્નેહી કોયલ જેવા કંઠવાળા અને માઝમ રાતે ટહૂકે છે જે શરીરને સોહાઇ ગયેલા છે તેની જાત પૂછવાની શી હોય ?

ખોય ખોંભે જો રંગ, જુકો થઈ ડિયે જો ચટકો;
તેં જો કેડો સંગ, ધૂતે જે ધોરો થિયે.

—ખોભાના કાચા રંગને ધિક્કાર છે. એ તો ચાર દિવસને ચટકો છે ધોતા જેનો રંગ ઊડી જાય તેનો સંગ કેવો ?

કડેક બેરીએં બૂર, કડેંક પન ન હિકડો;
કડેંક પિરિયન પૂર, અજ સિકાંતી સડકે.

—ક્યારેક ઓરડી ફૂલથી ભરપૂર હોય છે અને ક્યારેક એક પાન પણ દેખાતું નથી તેમજ ક્યારેક સ્નેહના પૂર ઉછળતા હતા. આજે એમના એક અવાજને પણ તલસુ છુ

**ભલા ભવેં ન વિસરે', નગુણાં ચડે' ન ચિત્ત,**
**અગિયા ઉનીજે ઓઠ ગો, પુઠિયા છાબધ ભિત;**
**એડા સજણ કિત, લભેં નતા લોક મેં.**

—ભલા ભવોભન પણ વીસરતા નથી અને નગુણા ચિત્ત પણ ચડતા નથી. આગળ એમનો આધાર છે અને પાછળ એ છાબધ ભીંત જેવા છે એવા સ્નેહીઓ આજે દુનિયામા શોધ્યા યે મળતા નથી.

**મોર વેઆ મરી, હ'જ ન રેઓ હેકરો;**
**વતન થેઓ વરી, કૂડે' કાગડન જો.**

—મોર મરી ગયા અને હસ તો એક પણ રહ્યો નહિ વતન કૂડા કાગડાનુ બની ગયુ છે

**ઘણ મિયે કણ-ખોટ, કપુત્રે કુળ-મીયણું;**
**ન રોજે તિન ગોઠ, જિત ઘર ઘર જમોતરઈ.**

—ઘણા વરસાદથી અનાજમા ખોટ આવે. કુપુત્રોથી કુળને કલંક લાગે જ્યા ઘેર ઘેર પટલાઈ હોય એવા ગામમાં રહેવુ નહિ.

**ખેધીઆ ખેધ ન વિસરે, અરોડા મુડસાં;**
**સિહાં લત ન વિસરે, હિની જે હરણાં**

—જેના દિલમા વેર ખટકતુ હોય તે વેર ને વીસરતો નથી મરદ એની મરનારને ભૂલતો નથી અને હરણે મારેલી લાત સિંહ કદી વીસરતો નથી

—બન્ને બાજુએ રણભેરીઓ ભીષણ સ્વરથી વાગવા લાગી. જ્યારે સાહેબ લખાજીની મૂછ ફરકી ત્યારે ધરણી ધ્રૂજવા લાગી.

ઝણણ ઝણણ ઝાલર વજે, વજે રુક વિકરાળ;
સાહેબ સેંપટ પાર, વાંઇયુ ધણી વીંઝાણ જે.

—ઝણણું ઝણણું કરતી ઝાલરો વાગવા લાગી અને તલવારોના ભયંકર ખણખણાટ થવા લાગ્યા. વીંઝાણના ધણી સાહેબ લખાજીએ એકસળંગ તલવાર ચલાવવા માંડી.

વાઇ ધણી વીંઝાણ જે, બખતર મેં બરછી;
જાણે ઢીમર-જાર મેં, મોં કઢે મચ્છી.

## ઉઢો-હોથલ

ઉઢે કેસરીઆ પેરેઆ, અંગણ ઊજારો;
ડિઠે ડેર જો મોં તડેં, સૂર થ્યોસ કારો.

—ઓઢાએ કેસરી વાઘા ધારણ કર્યા. આંગણુ ઉજ્જમાળું બની ગયું. આ વખતે દિયરનું મોઢું જોઇને ભાભી મીણાવતીના પેટમા શૂળ ઊપડવા લાગ્યુ.

ઉઢે કેસરીઆ પેરેઆ, મથે બધેં મોડ;
ડેર-ભોજાઇ પાણ મેં, અંઈસું સરખી જોડ.

—ઓઢાએ કેસરી વસ્ત્ર પરિધાન કર્યાં, માથા પર મોડ બાંધ્યો ત્યારે ભાભી કહેના લાગી આપણી દિયર-ભોજાઇની સરખે-સરખી જોડી છે.

ઉઢા મ વે ઊંભરે, હી નીં પલંગ પેઓ;
આધી રાત ઉથી સુંકે, ઉઢા જાધ પેઓ.

—મીણાવતી કહે છે– હે ઓઢા! તું ઊંબર પર બેસ નહિ. જો આ પલંગ પડેલો છે. અર્ધી રાતે ઊઠીને મને તો ઓઢો યાદ આવ્યો.

હી ની પલંગ હોથી જો, હોથી મુંજો ભા;
તેંજી તું ઘરવારી, સે થઇયે મુંજી મા.

—આ પલંગ તો હોથીનો છે. અને હોથી મારો વડીલ ભાઇ છે. તુ તેની સ્ત્રી તે મારી માતા સમાન થઇ.

મંઅ તું મુંજી ગાલઠી, મ કર મુંકે ના;
અજાઓ ગોતર પાણુ જો, કયાં ફુટીસ તોજી માં?

—તું મારી વાત માની જા! મને ના કર નહિ! આપણું ગોત્ર તો ભિન્ન છે તો હું તારી માતા કયાંથી ફૂટી નીકળી?

ન હુવે સે ન થિયે, ન કજે એડી ગાલ;
કચો લગે કુળ કે, પોય કેડા મેડીજે માલ?

—ન બનવા યોગ્ય કદી બને નહિ. એવી વાત પણ કરવી જોઈએ. એથી કુળને કલંગ લાગે. ફાયદો શો મેળવી શકાય?

ઉઢા થીને તું ડુખિયો, ઝિઝા થીંધે સૂર;
છડાંઈંધીસ હી કકડારો, વેને પાણીજે પૂર.

—હે ઓઢા! તું દુખી થઈશ અને ઘણું કષ્ટ પામીશ. આ કંકડારાની ભૂમિ હું તને છોડાવીશ અને તું પાણીના પૂરની પેં વહી જઈશ.

બાની ચેં બાવા કે, ધારૂએં ધૂમ લગી;
રત-રુંડે રાણી રુએ, ઉઢો મોલેં આવેઓ.

—દાસી હોથી જામને કહે છે કે આજે તો દારૂએ તોફાન મચાવ્યું. રાણી રક્તમાં આંસુથી રડી રહી છે. ઓઢો દારૂમા ચકચૂર બનીને મહેલમાં આવ્યો હતો.

જ હુવેં મુંજો ભા, ત મ કજ રામરામ;
મ રોજ મુંજે રાજ મેં, તોકે અન્ન આય હરામ.

—જો તું મારો ભાઈ હોય તો મારાથી રામરામ કરીશ નહિ મારા રાજ્યમાં રહીશ નહિ. તને અહીંનાં અન્ન-પાણી હરામ છે.

જેઠા થ્યાસીં પાણુ, તેડા ઘેઆ ન પાણુ સેં;
હુલ હલ્યા હાણુ, કેડા ફુછાણુ તિની સેં.

—જેવા આપણે થયા તેવા તે આપણાથી થયા નહિ. હે જીવ! હવે અહીંથી ચાલવા માંડ! એમનાથી બોલવું પણ કેવું?

ઉઠે ઊચાડા ભરેઆ, મૈયેં મથે માલ;
કો જાણાં કઈ ગાલ, વેંધા કિન વિલાતમેં.

—ઓઢાએ ઉંટો પર માલ ચડાવીને ઊચાળા ભર્યાં. કોણ જાણે કઇ વાતને માટે એ કયા વિદેશમાં ચાલ્યા જશે?

જિની કારણ મું કેઆ, ભિતીં મિંજ બારા;
સે સજણ લડે હલ્યા, ભરે ઊચાડા.

—જેને જોવા માટે મેં ભીંતોમાં બાકોરાં પાડ્યાં તે સાજન હવે ઊચાળા ભરીને ચાલ્યા જાય છે.

બાઇ ઉથી ન્યારે, પ્રો પેર ભરે;
સામી સુંઞ કરે, ઉઢો હલી નિકરેઓ.

—બાઇ પ્રભાતમાં ઊઠીને જુએ છે તો સામે સૂનકાર કરીને ઓઢો તો ચાલી નીકળ્યો.

આંઇ મનાઇ જા મકડા, અયો સગા ત્રે ભા;
ઉઢો હલી નિકરેઓ, તેંકે મોડ વારે આ.

—તમે મનાઇના વંશના ત્રણે લાલ રંગના ભાઇઓ છો. તેમાંથી ઓઢો ચાલ્યો ગયો છે. તો હે મોડ! તું તેને વાળી આવ!

ચોંધે વરે ચાર, ઉઢા અસાં કે થેઆ;
વેણ અસાંજો વાર, ત વઇયું લડું વારીઆં.

—હે ઓઢા! તને સમજાવતાં ચાર વરસ વીતી ગયા. હવે મારૂં વચન માને તો તારાં ઊપડેલાં મેલાણ પાછાં વળાવું.

હી લજાણાં વેણ, અસાં મ ચો ગોરડી;
હિકડા લજે નેણ, બ્યો સુક્કર લગે મીયણું.

—હે ગોરી! તું આવાં શરમજનક વચનો મને કહીશ નહિ. મારી આંખો પણ લજ્જાય છે, એથી તો મને કલંક લાગે.

અખિયું તોજયું સિપરીં, રુપે જેડી રઇ,
અસીં જાગોં જિની લા, સુમી રેઆ સઈ;
અખિયું આભ વઇ, ન્યારે વીણ્યું ન રેં.

—હે વહાલા! તારી આંખો તો ચાંદી જેવી ચકચકતી છે. અમે જેના માટે જાગરણ કરીએ છીએ તે પોતે તો ઊંઘી જાય છે. અમારી આંખો આકાશ સુધી પહોંચીને જોવા વિના રહી શકતી નથી.

અખિયું તોજયું સિપરીં, કાજર જીં કારીયું;
ડિન્યું સાહેબ સુંહણ્યું, મોં મેં મોચારિયું.

—વહાલા! તારી આંખો તો કાજળ જેવી કાળી છે. ઈશ્વરે તે તારા મુખ ઉપર શોભી ઊઠે એવી બનાવી છે.

ઈની નિમાણે નેણેં, આડા ડુંગર ડીંધાસીં;
એડો આડો વેરી, તિત રાત રોંધાસીં.

—એ માધુર્યપૂર્ણ આંખોની આડે મોટા ડુંગર દઇ દેશું એવો વેરી જ્યાં આડો હશે ત્યાં જ રાત રોકાઇશું.

ડીરા! તું એયેં નીરો, ઉમેં બન્નીય બોક;
ડઇ હીયેં મેં ધોક, ડેરે કાછો છડેઓ.

—ઓ ડીરા ડુંગર! તું લીલો છે અને બન્નીમાં છાજેલો છે. હૈયામાં ઘા મારીને ડેરના વંશજોએ કચ્છનો ત્યાગ કર્યો છે.

ચડી ચકાસર પાર, હલો હોથલ ન્યારિયું;
વિછાય વિડી વાર, પાણી મથે પદ્મણી.

—ચકાસરની પાળ પર ચડીને ચાલો હોથલને નિહાળીએ! પદ્મણી જેવી હોથલ પોતાના લાંબા વાળ પાણી પર પાથરીને સ્નાન કરી રહી છે.

ચઢી ચંકાસર પાર, હોથલ ઝીલે હેકલી;
સીંધ ઉખલા વાર, તરે ને તિકું ડે.

—ચકાસરની પાળ પરથી જોતાં હોથલ એકલી સરોવરમાં સ્નાન કરી રહી હતી. માથાના વાળ છૂટા મૂકી તે પાણીમાં તરે છે અને આનંદ કરે છે.

પાણી મથે પન, તરે ને તિકું ડે;
તીંય અસાંજો મન, લુડે લહરીં વિચમેં.

—પાણી ઉપર પાંદડું જેમ તરે છે અને દોટ મૂકે છે તે જ રીતે અમારૂં મન લહરીઓ વચ્ચે ઝૂલે છે.

ઉઢા! અરગો થી, લંગે સરવર પાર;
કંધાસીં સે ગાલ, જિકા તોજે મન મેં.

—ઓઢા! તું સરોવરની પાળ ઊતરીને અળગો થા! તારા મનની અંદર છે તે જ વાત આપણે કરીશું.

ચાય ત માર જિયાર, મરણુ ચંઙું માશુક હથ;
જીવ જિયારણહાર, નેણાં તોજા નિગામરી.

—હોથલ! તું ચાહે તો માર અને ચાહે તો જીવાડ! પ્રેયસીના હાથે મરવું પણ ભલું છે. ઓ નિગામરી! તારી આંખો મને જીવન આપનારી છે.

રણ ની કેઓ આંઢવો, વિછાયા દાડમ-દ્રાખ;
ઉઢા-હોથલ પેણુજેં, તેંજી સૂરજ પૂરજ સાખ.

—રણમાં માંડવો રોપવામાં આવ્યો. દાડમ દ્રાક્ષની બિછાત કરવામાં આવી. ઓઢો અને હોથલ પરણે છે તેની ઓ સૂર્ય દેવ! તમે સાક્ષી પૂરજો!

**ચોરી આંટા ચાર, ઉઠ હોથલ સેં ડિનાં;**
**હિકડી નિગામરી નાર, બેઓ કેવર કકડારે જો.**

—ઓઢો હોથલ સાથે ચોરીના ચાર ફેરા ફર્યો એક નિગામરી નાર અને બીજો કંઠ કકડારાનો જામ.

**રણ ઘોડો ને રાત, ચંધર ચોડઇં માથે જો;**
**સેણ-સજણ વેં સાથ, ત કજે રુચનિયું ગાલિયું.**

—રણ રસ્તાની રાત્રિ હોય, અશ્વની સવારી હોય, આકાશમાં પૂર્ણિમાનો ચંદ્ર હોય અને વહાલાંઓનો સાથ હોય ત્યાં મનગમતી વાતોનો આનંદ અનેરો હોય.

**છેલમ છેલા ડુંગરા, ચાવો લગે ચકોર;**
**વિસાર્યા સંભારે ડે, સે ન મારીજે મોર.**

—વતન આડેના છેલા ડુંગરા દેખાતા હોય, મનરૂપી ચકોરને વતનની ચાહના લાગી હોય ત્યારે જે ભૂલાયેલા મિત્રોને સંભારી દે એવા મોરલાને કોઇ મારશો મા!

**કારાયલ કે ન મારજે, જેંજા રત્તા નેણ;**
**તડ વિઠો ટૌકા કરે, નિત સંભારે સેણ.**

—જેનાં લાલ નેત્રો છે એવા કળાયલ મોરને મારશો નહિ. એ ઊંચી ભેખડ પર બેસીને ટહુકા કરે છે અને દરરોજ વહાલાંને યાદ કરે છે.

**ઉત્તર સેરૂં કઢઇયું, ડુંગર ડમરેઆ;**
**હૈડો તડપે મચ્છ જીં, સજણ સંભરેઆ.**

—ઉત્તર દિશામાં શ્વેત વાદળા ચડી આવ્યા અને ડુંગર ધૂંધળા બની ગયા, હૈડું માછલાંની માફક તરફડી રહ્યું છે સ્નેહીઓ સાભરી આવ્યા છે.'

**છપ્પર મથે ચિતર, ઘણ મિયેં ન ફિટેં;**
**બાલાપણ જા મિંતર, વિસાર્યાં ન વિસરેં.**

—પત્થર પર કોતરેલા ચિત્રો ઘણા વરસાદથી પણ ફીટતાં નથી. એ જ રીતે બાલ્યાવસ્થાના મિત્રો વીસાર્યાં વીસરતા નથી.

**હી ભુંગા હી ભેણિયું, હી ચુલા હી ચિતર;**
**સે સજણ લરે વેઆ, જુકો બાલાપણજા મિતર.**

—એ જ ઝૂંપડા, એ જ મકાનો, એ જ ચૂલા અને એ જ ચિત્ર કાયમ છે. પરંતુ બાલાપણના મિત્ર એવા વહાલા તો વિદાય થઇ ગયા છે.

ઓઢો જામ એક મોટો દાતાર હતો. તેણે પોતાની પાસેની તમામ ભેંસો ચારણોને દાનમાં આપી દીધી હતી. માત્ર એક જ ભેંસ પોતાને માટે બાકી રહી હતી. એક ચારણે આવીને વળી ભેંસની માગણી કરી. ઓઢા જામે તેને કહ્યું.

—"ગઢવીજી! ભેંસો તો બધી અપાઇ ગઇ હવે તો મારી અંગત એક જ ભેંસ બાકી રહી છે." જામના આ જવાબથી ચારણને ક્રોધ ચડયો તે બોલી ઊઠ્યો—

**મૈયું મોટા ઠામ, ડિયણ ઘણેં ડુવલિયું;**
**રેખડિયારા જામ, કેરે જે મન કાકીયું.**

—ભેંસો તો મોટાં ઠામ ગણાય એ દેવી તો દોહલી છે. તેમાં પણ દાતમાં સોનાની રેખો વાળા કેર રાજપૂતો માટે તો તે કાકીઓ જેટલી જ વહાલી છે.

ચારણના આ ઉપાલંભથી જામ ઓઢા ગુસ્સે થવાને બદલે ઉલટો ખુશ થયો અને પોતા પાસેની છેલ્લી ભેંસ પણ ચારણને આપી દીધી. ચારણ આથી ખૂબ ખુશી થયો અને એ જ દુહામાં માત્ર એક શબ્દને ફેરવીને તે બોલ્યો—

> મૈયું મોટા ઠામ, ડિયણ ઘણું ડુવલિયું;
> ફેખડિયારા જામ, કેરે જે મન કોડિયું.

—ભેંસો તો મોટાં દામ છે. કોઇને આપી દેવી ઘણી દોહેલી છે. પણ કેર રાજપૂતોને માટે તો તે કોડીઓ સમાન છે.

ચારણની કળાથી ખુશ થઇને ઓઢા જામે તેને વધુ શિરપાવ આપી સંતુષ્ટ કર્યો.

> ઉઢો ચે અદાતારેં જા, વેંધા નાં નિપટ;
> જાણું પંખી ઉડ્યા, તેંજી લી ન-કાં લટ.

—ઉઢો કહે છે કે-અદાતારોનાં નામ તદ્દન ભૂસાઈ જવાનાં છે. પંખી ઊડી જાય અને તેનું કોઇ નિશાન પણ ન રહે તેમ.

> મિંતર કજે ત મંગણાં, બેઆ આર પંપાર;
> જીરે પણ જસ-ગાવણાં, મોય લડાવણહાર.

—મિત્ર કરીએ તો ચારણ. બીજા તો આળપંપાળ. ચારણ મિત્ર જીવતાં જશ ગાય અને મૃત્યુ પછી પણ લડાવે.



## શાહ અબ્દુલલતીફ ભિટાઇ

સિંધ અને કચ્છમાં જેનું નામ મશહૂર છે અને જેની કાફીઓ તેમજ બ્હેતો પૂર બહારમાં પ્રચલિત છે, એવા સૂફી સંત અને

મહાન શાયર શાહ લતીફના રસાલામાંથી તેના બ્હેતોના માત્ર જૂજ નમૂના જ અત્રે રજુ કરવામાં આવે છે—

૧ સૂરં કલ્યાણ

**અવલ અલ્લાહ અલીમ, આલી આલમ જો ધણી,**
**કાધર પાંહજી કુધરત સેં, કાયમ આય કધીમ;**
**વાલી વાહધ વહધા, રાઝક રહ્મ રહીમ,**
**સો સારાય સચો ધણી, ચઇ હમ્ધ હકીમ;**
**કરે પાણ કરીમ, જોડું જોડ જહાન જયું.**

—પ્રથમ વિશ્વપતિ સર્વજ્ઞ પરમાત્મા છે. તે પોતાની કુદરત વડે અનાદિ અને સનાતન છે. એ એકનો એક રક્ષક, પોષક અને દયાવાન છે. એ જ સાચા માલીક અને હકીમની તું તારીફ કર! એ દયાળુ દયા કરીને દુનિયામાં પ્રેમીઓનું મિલન કરાવે છે.

**ચો તું અલ્લાહ હેકડો, વાઇ બઇ વિસાર;**
**તન મેં તંધ તવાર, સદા સુપેરિયનજી.**

—તું કહે કે પરમાત્મા એક જ છે. બીજી વાણી ભૂલી જા! તારી અંદર તારા શ્વાસોચ્છ્વાસમાં તે ઓતપ્રોત છે.

**પરાડો સો સડ, વર વાઈ જો જે લહેં;**
**હુવા અગહીં ગડ, બુધણ મેં બ થેઆ.**

—જે પડઘો છે તે જ અવાજ છે. વાણીના વળાંકને જાણી શકાય તો એ બંને તો મૂળથી જ એક છે. માત્ર સાંભળવામાં જ બે છે.

**વઢેઓ હુવેં ત વે, અણવઢેઓ ત વાટ થી;**
**હી તિનીજે ડે, કાતી જેંજે કંધ મેં.**

—જો તું કતલ થઈ ગયો હોય તો જ અહીં આવીને બેસજે! આ તો એમનો દેશ છે જેના કાંધમાં ખંજર મોજુદ છે.

આંઉં ઝલીંધી કેતરો, આઇયલ સામુ ડિયન;
પગા છોરે જિન, વિધા બેડા બાર મેં.

—ઓ માડી! હું એ દરિયાના ખેડનારાને કેટલું રોકી શકીશ જેમણે પગા છોડીને પોતાનાં વહાણ દરિયામા ઝુકાવી દીધાં છે.

જિની કારણ મું, તડ પૂજારા પૂજ્યા;
પૂણ્યિં ઉમેદું, સે હી સજણ આયા.

—જેમને માટે મેં સમુદ્ર-કિનારાના પૂજારીઓનાં પણ પૂજન કર્યાં એ વહાલા હવે આવી પહોંચ્યા. મનની ઉમેદો પૂરી થઇ

જા જર જાટું ન ડે, ડિયા ન મોહે;
સધું કા કરે, સા પાંદ જે કાંધ જયું.

—જે જળનાં પૂજન કરતી નથી, સુમુદ્ર-કિનારે દીપક પ્રકટા- વતી નથી તે પોતાના પતિને પ્રાપ્ત કરવાની આશા કેમ રાખી શકે!

૬ સુર સુંહણી

ગિડી ઘડો હથ કરે, ચેલ બધી ચોટો,
મુંજો મન મેહાર કે, પાર વિઞોં પોતો;
પાય ગોંથમે ગોથો, મું કે મોહબ મેહાર જો.

—ઘડો હાથમાં લઇ, ચોટલાને કમર પર લપેટી લઇને દરિયામાં કૂદી પડી મારૂં મન તો ક્યારનું યે મેહાર મિત્ર પાસે સામે પાર પહોંચી ગયુ છે. હવે તો હું એના નામના જ પાણીમા ગોથાં ખાઇ રહી છુ.

ઘડો ભગો ત ગોરેઓ, છાલ મ ભજે ઘડી,
મોલાંરો મેહાર જો, ભિજી થેઓ ભરી;
મથે વીર વરી, સાહડ ડિનમ સકડા.

—ઘડો ભાંગ્યો તો છો ભાગ્યો! પણ મિલનનો સમય ભાંગે નહિ તો બસ! શરીર ભીંજાઇને ભારે થઇ ગયું છે. પણ નીરના પાણી માથે ફરી વળ્યાં ત્યારે મિત્ર સાહડે સાદ દીધા.

**પાણી પેની હેઠ, સુંહણી લેખે સીર જો;**
**ભીડ બધેં ભેઠ, વિઞે કુન કપીંધી.**

—દરિયાનું પાણી સૂંહણીને તો પગની પાનીથી પણ ઓછું લાગે છે. એણે તો ભાડીને ભેટ બાંધી લીધી છે અને વમળને કાપતી જાય છે.

**કારી રાત કચો ઘડો, ન કો સીણાહ સાણ,**
**વેંધી વેર ન કરે, પિરિયન કારણ પાણ;**
**મહોભત વટ મહેરાણ, સુકી સભ પટ થેઓ.**

—કાળી રાત છે, કાચો ઘડો છે અને તરવાનું કોઇ સાધન સાથે નથી. છતાં દોસ્તને મળવામાં જરા પણ વિલંબ કરતી નથી. પ્રેમ પાસે સાગર પણ સુકાઇને જાણે જમીન બની જાય છે.

**બારો કુન બત્રીય તડ, તડ તડ મથે ભટુ,**
**ઉથી આધી રાત જો, સૂંહણી કઢે સટુ;**
**છડે ખીર ખટું, લુડે લહરીં વિચ્ચ મેં.**

—બાર વમળ છે, બત્રીસ કિનારા છે અને કિનારે કિનારે વીંછી છે. ત્યાં સૂંહણી અધીં રાતે ઊઠીને દોટ દે છે. સુંદર ભોજન અને પલંગ છોડી એ પાણીમાં ઝોલાં ખાય છે.

**પકા રછ કુંભાર જા, પકી નિયાંઈ;**
**મું કે તેઆંઇ, કચો કરમેં આવેઓ.**

—કુંભારનાં બધાં ઠામ પાકાં છે. આખો નીંભાડો પાકો છે. પણ મને ત્યાંથી કાચો જ મારે ભાગ્યે આવ્યો

સાંયર ખોટાઈ સૂંહણી, ન કો ઢોરે ઢંઢ;
અખિયેં મિંજ ઉકંઢ, મરંધે પણ મેહારજી.

—સૂંહણીને સાગરે ડુબાવી કોઈ ખાડા-ખાબોચિયાએ નહિ મરતાં મરતા પણ એની આખોમાં મેહાર મિત્રની જ ઉત્કંઠા હતી

સા સાહડ સા સૂંહણી, સાંયર પણ સોઈ;
આહે અણ જોઈ, ગુજ ગુજાંધર ગાલહી.

—સાહડ પણ એ જ છે, સુહંણી પણ એ જ છે અને સાગર પણ એ જ છે. એ તો એક અણદીઠી અને ગૂઢતમ હકીકત છે.

૭ સુર સારંગ

અજ પણ ઉત્તર પાર ડે, લાડે કઈ તવાર,
હારિન હર સંભાયા, સરેઆ ધિઆ સંગાર;
અજ પણ સુંજે યાર, વસણ જા વેસ કેઆ.

—આજ પણ ઉત્તર તરફ તાડા પંખીની તવાર ચાલુ થઈ ખેડૂતોએ હળ સંભાળ્યા અને પશુ-પાળક સંગાર લોકો ખુશ થયા આજ પણ મારા વહાલાએ વરસવાના રંગ સજ્યા.

અજ પણ ઉત્તર પાર ડે, કકરિયું કારિયું,
વસે તો વઠ-ફુડા, ટહકન તીયું ટારિયું;
લથી લુખ લતીફ ચે, ધાયું પાસારિયું,
ભજંધિયું ભટારિયું, વરી વથાણ આવયું.

—આજે પણ ઉત્તર તરફ કાળી કાકરી જેવી વાદળીઓ દેખાઈ. મોટે છાંટે વરસાદ વરસે છે અને ઝાડોની ડાળીઓ ટપકવા લાગે છે. લતીફ કહે છે કે લુખ-લૂ મટી ગઈ અને ગાયો-ભેંસો ધરાઈને દોડતી દોડતી પાછી વથાણમાં આવી ઊભી.

## ૮ સુર કેદારો

**ઘોડન ને ગોટન, જિયણુ થોડા ડીંહડા;**
**કડેં મિંજ કોટન, કડેં વાહી રણ જા.**

—ઘોડા અને રણવીર એમનું જીવન થોડા સમયને માટે હોય છે. કોઇ વાર એ રણવાસમાં હોય છે અને કોઇ વાર રણ સંગ્રામમાં

**સૂરા અરેં સોભ કે, ત ધિલ જા વહમ વિસાર,**
**હણુ ભાલા વિઠ ભાકરેં, આડી ઢાલ મ ઢાર;**
**મથા તેગ તરાર, માર ત મતારો થિયેં.**

—ઓ શૂરવીર! જો તું આબરૂને ચાહતો હોય તો દિલના વહેમોને ભૂલી જા! ભાલા ચલાવ, કુસ્તી લડ અને ઢાલને આડી ધરતો નહિ! તેગ-તલવાર ચલાવતો રહે તો જ તું શૂરવીર બની શકીશ.

## ૯ સુર સસઈ-આભરી

**મહોબત જિન જે મન મેં, તિન તિશનગી તાર,**
**પી પિયાલો ઉંઅ જો, ઉંઅ સેં ઉંઅ ઉથિયાર;**
**પુનૂંહ પાણ પિયાર, ત ઉંઅ સેં ઉંઅ ઉજાઇયેં.**

—જેના મનમાં મહોબ્બત છે તેને પ્રેમની ઘણી પ્યાસ છે. તું પ્યાસનો પ્યાલો પી અને પ્યાસથી જ પ્યાસને જાગૃત કર! પુનહના પ્રેમનું તારા આત્માને પાન કરાવીશ તો પ્યાસથી જ તારી પ્યાસને તું બુઝાવી શકીશ.

વઠા વણુ વણુકાર જા, જિત ચવુ ચાંગારીન,
મંજલું મૈયન છયું, માગૂર કે મારીન;
ડુંગરડા ડારીન, તિત રસજ તું રાહ મેં.

—જંગલના ઊંચા તરુવર છે જ્યાં પોપટો પોકાર કરે છે. ઊંટોની લાંબી મજલો આ નિરાધાર ઓરતને મારી રહી છે, ડુંગરા જ્યાં ડરાવી રહ્યા છે ત્યાં તું આવી પહોંચજે!

વઠા વણુ વણુકાર જા, જિત નાંગ સુજન નીલા,
ઉતે અબ્દલતીફ ચેં, અચેં હેકલિયન હીલા;
જિત કુટમ ન કબીલા, ઉત રસજ તું રાહ મેં.

—જ્યાં ભયંકર લીલા નાગ સંભળાય છે એવા જંગલમાં ઊંચાં ઊંચાં ઝાડો છે ત્યાં અબ્દલતીફ કહે છે કે એકલી અબળાને અનેક તરંગ આવે. જ્યાં કુટુંબ નથી કબીલા નથી ત્યાં તું આવી પહોંચજે!

છો તી વિઞેં વણુકાર, હિત ન ગોલિયેં હોતકેં,
લિકો નાંય લતીફ ચે, બારોચો બે પાર;
નમાય નેણુ નેહાર, તો મેં ઘેરો ઘોસ્ત જો.

—તું રણજંગલમાં શા માટે જાય છે? અહીં જ તારા દોસ્તને કેમ શોધતી નથી? લતીફ કહે છે કે એ બારોચો કંઇ પેલે પાર છુપાયો નથી. તું આંખ નીચે નમાવીને જો! તારી અંદર જ તારા દોસ્તનું સ્થાન છે.

૧૦ સુર માઝૂરી–સસઈ

વધી કીં મ વણુાં, ઉચાં ડુંગર મ થિયો;
તિરમો મ નેણાં, ત પેર ન્યારિયાં પુનૂંહ જો.

—ઓ વૃક્ષો! તમે વધો નહિ, ડુંગરા! તમે ઊંચા થાઓ નહિ! અને આંખો તમે આંસુ ટપકાવો નહિ તો હું મારા પુનુહનાં પગલાં નિહાળી શકું.

> કંઢા સું પેરેં મેં, તોણું લખ્ય લગન,
> આંગર આંગૂઠે ન મિલે, છરપર પેર છિનન;
> વેંધે ઠાંહ પિરિયન, જુતી જાત ન પાઇયાં.

—મારા પગોમાં ભલે લાખો કાંટા વાગે, આંગળી અને અંગૂઠા ભલે અલગ પડી જાય, ડુંગરાના પત્થર ભલે મારા પગોને તોડી નાખે, પણ મારા પ્રિયતમ તરફ જતાં હું જૂતી જેવી કોઇ ચીજ પગમાં પહેરવાની નથી.

> મરણાં અગે જે મોઆ, સે મરી ન થીંધા મ્હાત;
> હૂંધા સે હયાત, જિયણા અગે જે જિયા.

—જે મૃત્યુ પહેલાં જ મરી ચૂકયા છે તે કદી મ્હાત થવાના નથી. જીવનથી પહેલાં જે જીવી જાણે છે તે સદા અમર છે.

> ડુખી સંધિયું ડુંગરેં, વણ-ટણ વાઇયું કન;
> વઢા વેહી જિન, વઢીઅ સે વાઢોડ઼ેઆ.

—જંગલનાં ઝાડ-પાન ડુંગરોમાં દુખિયારીની વાતો કરે છે, કે આ ઘાયલ સ્ત્રી જેની પાસેથી પસાર થઈ તેને પણ ઘાયલ કરી દીધા.

> ડુખી તોય ડુકાર, તોણું વસન મીંહડા;
> સાહેબ હથ સુગાર, હિન હથ આંઇ હુથ્થડા.

—ભલે મેહુલા વરસે તોપણ દુઃખીને માટે તો દુકાળ જ છે સુકાળ તો સાહેબના હાથમા છે. આ હાથમા તો હાથ જ છે.

## ૧૧ સુર ઘેસી–સસઇ

કુચા ઓરે કેતરિયું, માઝુરિયું મુઇયું;
વાટું વીઅ થઇયું, કો જાણાં કેઇ વેઆ !

—કેચ-મકરાણના રસ્તામાં કેટલી યે દુઃખી અબળાઓ મૃત્યુવશ થઇ છે! રસ્તા તો અનેક છે. કોણ જાણે કઈ વાટે એ ગયા છે!

જભલ મારે જખ, જે આડા આરીચન કે;
તોણે લકન લખ, સભ લંગીંધિયસ સિક સેં.

—મારા દોસ્ત આડે રહેલો ડુંગર તો જખ મારે છે! પ્રેમની શક્તિ વડે એવા લાખ ડુંગર હું ઓળંગી જઇશ.

છપર છમર ભાંઇયાં, રાહ ભાંઇયાં રુંઅ,
સજણ વસંધી ભાંઇયાં, સેર ભાંઇયાં સુંઅ;
અખિયન સંધી રિંઅ, પાણી પીતે ન લહે.

—ડુંગરો મને વાદળિયા દિવસ જેવા શીતળ લાગે છે. રણ વગડો મને ધોરી રસ્તા જેવો લાગે છે. મારો દોસ્ત મને વસ્તી રૂપ જણાય છે, એના વિના શહેરો પણ સૂનાં લાગે છે. આંખોની પ્યાસ પાણીના પીવાથી મટતી નથી.

કરડા ડુંગર કહ ઘણી, જિત વાટન તેં વારી,
આડા લક લતીફ ચેં, ભર સુજન ભારી;
જા મંજલન મારી, સા કાધર કેચ રસાઇયેં.

—વિકટ ડુંગરા છે, રેજ છે, રસ્તા પર રેતી છે. લતીફ કહે છે કે આડા અનેક ડુંગરા આવેલા સંભળાય છે. જેને મુસાફરીની મજલોએ મારી નાખી છે એવી અબળાને હે પ્રભુ! તું કેચ પહોંચાડી દેજે!

## ૧૨ સુર કોહેયારી–સમઇ

**જડેં સુતીયું જે, પથર પેર ફ્રિગા કરે;**
**તડેં તિની કે, સાથ સુતેઇ છડેઓ.**

—જે પથારી પર પગ લાબા કરીને ઊંઘી જાય છે તેને તેના સગાથ વાળા નિદ્રાવસ્થામાં જ છોડી જાય છે.

**જે કીં કહેઆ પાર, ડુખી ડુંગર પાણુ મેં;**
**સુણી સા તવાર, મિરૂ પેઆ મ્રામલે.**

—ડુંગર અને દુખિયારીએ મથે મળીને એવું રુદન કરવા માંડ્યું કે તે સાભળીને વનના પશુ પણ દુ:ખમા પડી ગયાં

**બએ વેઠા રૂન, ડુખી ડુંગર પાણુ મેં;**
**કેંકે કીં ન ચોન, મિંજન જો મચ બરે.**

—દુઃખી અને ડુંગર બંને રડી રહ્યા છે, અંદર જે આગ બળી રહી છે તે કોઇને કહેતા નથી.

**કેં પર રુઆં પિરીં કે, રુઇ ન જાણાં;**
**મથે કેઓ ભુણાં, હંજુઆણાં હથડા.**

—પ્રિયતમને માટે કઇ રીતે રડુ ? મને રડતા પણ આવડતું નથી. અશ્રુભીના હાથ માથા પર મૂકી હુ ભટકી રહી છુ.

## ૧૩ સુર હુસેની–સસઈ

**ઊલહી સિજ અવેર, મ કર માઝુરિયન તેં;**
**પસી મરાં પેર, ડુંગર બારોચન જા.**

—ઓ સૂરજ ! તુ આથમી જઇને આ અભાગીને અસૂર કરતો નહિ ! આ ડુંગરમા હુ માગ બલોચ મિત્રના પગલાના દર્શન કરીને મરૂ તો બસ છે !

વેઓ સિજ વણુન તા, રાસી ડઇ રંગ;
જેસેં મુંજો સંગ, સો કોહેયારો કેચ વેઓ.

—કિરણોને રંગી દઇને સૂરજ વૃક્ષો પરથી આથમી ગયો જેનાથી મારી મહોબ્બત છે તે પુનૂહ કેચ-મકરાણ ચાલ્યો ગયો

હિડે શેર ભભોર મે, મુંજો કુજાડો?
કુલે ફાટલ કંજરો, મથો ઉઘાડો.

—આવા મોટા ભભોર શહેરમાં મારૂં શું છે? ખમે ફાટેલ બદન છે, માથું ખુલ્લું છે

૧૪ સુર સોરઠ

અલ્લા હુ જી આસ કરે, હલેઓ હેયાંય,
ચારણુ બધા ચંગ કે, ત્રૂઠા ને ઝાઈ,
ડાલી રા ધ્યાસ જી, દૂરા ડિઠાઈ,
સુભા જા સાઈ, રા રીઝાઇયે રાગ સે.

—ઇશ્વરમાં આશા રાખીને ચારણ ચાલ્યો વાજિંત્ર પર તાર વગેરે ચડાવી તેને તૈયાર કર્યું તેણે દૂરથી રા દયાસની ડેલી જોઇ પ્રભાતનો સાંઈ એવો ચારણ રા'ને રાગ વડે રીઝવે છે

પરધેસાં પધ કરે, હલી આયો હિત;
જાચક ઉભો જિત, સિર જ્યુ સધાઉં કરે.

—પરદેશથી પથ કરી ચારણ અહીં આવીને આવ્યો અને ઊભો ઊભો શિરનો સવાલ કરી રહ્યો છે

મથા મથાથી ગોરીઆ, મથો તો મથા;
થિયે ન મુ હથા, જે તુ લાયક મગણા.

—મારૂં માથું તો તારા પરથી હું ન્યોચ્છાવર કરી નાખું પણ હે ચારણ તું જેને લાયક છે તે મારાથી થઇ શકતું નથી

ગુલ છિનું ગિરનાર જો, ધબકી વેઆ ધુઆર,
બાઈયું ધાઈયું બાનીયું, પિટે ખણે ત્યું પાર;
પઈ રેઆ પટ તેં, સોરઠ જા સણગાર,
હેડા શ ખેંગાર, કીં ન થીંધા કડહેં.

—ગિરનારનું ગુલાબ ચૂંટાઇ ગયું. દરબાર ધ્રુજી ઊઠ્યા રાણીઓ અને દાસીઓ રુદન કરવા લાગી. સોરઠ રાણીના શણગાર જમીન પર પડી રહ્યા. આવા રા' ખેંગાર કદી કયારે થવાના નથી.

૧૫ સુર ભેરાગ–હિંદી

દાદુ દાવા છોડ દે, હોવે ખએર કા ખએર,
ના કિસી સે દાસતી, ના કિસી સે બેર;
દાદુ દાવા છોડ દે, બિન દાવા દિન કાટ,
કિતને સૌદે કર ગયે, ઇન પનસારી કે હાટ.

૧૬ સુર હીર-રાંજા

રાંજનવાલા જહરપિયાલા, ગુજરી આયમ બાજી,
મા–પે કનું ચોરી પીતમ, કીતમ રૂહ રાજી;
દિલ કી કજા દિલ જાને, તું કયા જાને કાજી ?

—રાજનના પ્રેમનો વિષ–પ્યાલો માતા–પિતાથી છાનો પી લીધો. અને મનને રાજી કરી લીધું. એમ એ બાજી બની ગઇ. દિલનું દર્દ દિલ જાણી શકે કાજી ! તું શું જાણે ?

ચોલી મેલી સાબુન થોડા, કિતની મલમલ ધોવાં,
સીને અંદર દાગ રાજુંદા, જ્યું દેખાં ત્યું રોવાં.

—ચોલી મેલી છે, સાબુ થોડો છે. ચોળી ચોળીને એને કેટલી ધોઉં ! છાતીમાં રહેલ રાજનો દાગ જેમ જેમ જોઉં છું તેમ તેમ રોઉં છું.

## ૧૭ સુર સિંધી ભરવો

કરો મિંજ કરે, જીંઅ લુહાર લપેટિઓ;
મુજો જીય જડે, સુપિરિયન સોગો કેઓ.

—લુહાર જેમ કડાની અંદર કડું લપેટી દે છે તેમ મારા દોસ્તે મારા જીવને જડી દઇને એકાકાર કરેલ છે.

કિતા સિખેં સુપરીં, તું કાંસાઇ જો કાર,
તિખી કાતી હથ કરે, મુની સેં મ માર;
ચોરે ચાક નેહાર, સૂરન સાંગીઠા કેઆ.

—ઓ વહાલા! તું કસાઇનું કામ ક્યાંથી શીખ્યો? તીક્ષ્ણ છરી હાથમાં લઇને ગુસ્સેથી માર નહિ! મારા જખ્મ ખોલી જો! કેવા સુંગાખ પડી ગયા છે!

## ૧૮ સુર મૂમલ રાણું

વટ સોરીંધે વલા, વેઓ તેલ બરી,
મોટ મુસાફર સુપરીં, ચાંગે તેં ચઢી;
રાણે લાય રઢી, વઇ વિયામી રાતડી.

—ઓ વહાલા! દીવાની વાટ સંકોરતાં બધું તેલ બળી ગયું. પ્યારા મુસાફર! તું ઊંટ પર સવાર થઇને આવી પહોંચ! રાણા! તારી ખાતર રઠતાં રઠતાં આખી રાત વીતી ગઇ.

કતિયું કપાર આવયું, લોઢાણેઆં લઠી,
રાણું રાત ન આયો, જેં સેં જીય જઠી;
સોઢે લાય સઠી, વઇ વિયામી રાતડી.

—કૃતિકા નક્ષત્ર લોઢાણાના પ્રદેશ પરથી લળીને કપાળ પર આવ્યું. જેનાથી જીવ જડેલ છે એવો રાણો રાતે આવ્યો નહિ. સોઢા રાણાની રાહ જોતાં રાત્રિ બળીજળીને વ્યતીત થઇ ગઇ.

વઠેઓ વિઅજ વાટ, કંધ મ ફેરજ કડહેં;
લોણું ફેર લપાટ, મતા લગધે લતીફ ચેં.

—તારે રસ્તે તું ચાલ્યો જજે ! તારી ગરદન ફેરવતો નહિ કારણ કે લમણું ફેરવતા જ રખે તમાચો આવી લાગે !

રુસ મ રુસણ ગોરિઓ, ઉઠ ઓરાહું આણ;
લીરૂ જો લતીફ ચએ, તંગ સવેરો તાણ;
અચી મુશ્ક માણ, ત સોઠા સુખિયાણી થીઆં.

—રાણા ! તુ રીસા નહિ, રીસને જતી કર ! ઊંટને નજદીક લઈ આવ ! લતીફ કહે છે કે તેના તંગને તાણી લે ! અહીં આવીને મુશ્ક-કસ્તૂરીને માણી લે તો અંતર આનંદિત થાય.

## ૧૯ સુર ખાહોડી

મું સે ડિઠા મા, જિની ડિઠો પિરિયન કે;
કરે ન સગાં કા, ઉની સંધી ગાલડી.

—ઓ માડી ! જેણે વહાલાને જોયા છે તેના મેં દર્શન કર્યાં. એમની કોઈ વાત કહી શકની નથી.

જંગલ હલેઆ સે ન ભુલેઆ, રાહ હલેઆ કુરજન;
ઊજડ સે ન પવન, બએ જિની છટપું.

—જગત સળગીને અપાટ ગેતાન બની ગયુ ચોરોને સુતા થાના સ્થાન ભાગી પડ્યા. પ્રેમી અને પ્રેમ બંને એક બીજાને ભેગી પડ્યા

## ૨૦ સુર રામકલી

જે ભાઈયિં જોગી થીઆં, ત તમા છડ તમામ,
ગોલા જે ગોલન જા, તે ત્તે થી જ ગુલામ;
ત નાંગા તો જે નામ, લિખાપો લાહુદ મેં.

—જે તારી ઇચ્છા યોગી થવાની હોય તો તમામ તૃષ્ણાને ત્યાગી દે ! જે ગુલામોના ગુલામ હોય તેનો પણ તું ગુલામ બનજે ! ઓ નાગા ! તો જ તારૂં નામ પરમ પથના પ્રવાસીઓમા લખાશે.

જે ભાઇયે જોગી થીઆં, ત મન પૂરે મિંજ મારં;
ધાયમ ધૂણી ધિલ મે, મન મેં માલા વાર.

—જે તુ યોગી થવા માગતો હોય તો મનને કેદ કરીને તેને મારી નાખ ! દિલની અંદર કાયમની ધૂણી પ્રકટાવ અને મનમાજ માળા ફેરવ !

જે ભાઇયે જોગી થીઆં, ત મોં મે મુંદ્રા પાય;
કનેં કી ન વિંઆયો, જે કોરે કકલ વિધાય.

—જે તું યોગી થવા ચાહતો હોય તો મોમાં મુદ્રા પહેરી મૌન રહે ! કાને કંઇ બગાડયુ નથી કે તેને ચીરીને કક્કલ નાખ્યા છે

પિનન જે પતર ખણી, સે જે સુઆણુન,
ત ઘર મેં ભીખ લહન, પહર ન પિનન કાપડી

—જે પાત્ર લઇને ભીખ માગે છે તે જે પોતાને ઓળખે તો ડુંગરામા પણ ભિક્ષા મેળવી શકે લોકો પાસે ભીખ માગે નહિ

ભુખ ઈની જી ભિખેઆ, ધૂડ ઈની જો ધૂપ;
કેઆં સોઈ રૂપ, જેઆં લોક લજ મરેં.

—ભૂખ એમની ભિક્ષા છે અને ધૂળ એમનો ધૂપ છે. અને રૂપ તો એવુ કર્યું છે જે જોઈને લોકો લાજી મરે.

નાથ જિત હીં નંધ, તિત ન ન્યાર્યો જોગીએં,
કુવેસાહેયા કાપડી, પેઆ પરાયેં પંધ;
ઊ હુવો હિનહીં હંધ, ઇ હુઇ વેઆ હીંગલાજકે.

—જ્યાં નાથનો નિવાસ છે ત્યા તો યોગીઓએ તેને જોયો નહિ. એવા અશ્રદ્ધાળુ કાપડી તેના દર્શન માટે દૂર દૂર ચાલ્યા. એ નાથ તો અહીંજ હતો અને પેલા લોકો નિરર્થક હીંગળાજ ગયા.

નાથ જિત હીં નંધ, તિત પણ ન્યાર્યો જોગીએં,
સુવેસાહેઆ કાપડી, પેઆ પરાયેં પંધ;
ઊ હુવો હિનહીં હંધ, ઉનીં હીંગલાજ હથ કેઓ.

—જ્યાં નાથનો નિવાસ છે ત્યા પણ યોગીઓએ તેને જોયો. એવા શ્રદ્ધાળુ કાપડી તેના દર્શન માટે દૂર દૂર પણ ચાલ્યા. એ નાથ તો અહીં પણ હતો, પણ પેલા લોકોએ હીંગળાજમાથી તેને પ્રાપ્ત કર્યો.

## ૨૧ સુર રિપ-સસઈ

સુકી જે સાઠો થઇયું, ગાલિયું મન મિંજા;
કેંકે હાલ ચવાં, મર તીયું ચિણકન ચિતમેં.

—અંતરની વાતો અંતરમા જ સુકાઇને સાંઠા જેવી બની ગઇ છે. મારી હાલતની વાતો કોને કહું ? ભલે મનમાં જ ખટકતી રહે !

જડૅ તીયું સંભરન, ગાલિયું પિરિયન તોજીયું;
રૂં-રૂં હેઠ વજન, રગું રભાભન જીં.

—ઓ વહાલા! જ્યારે તારી વાતો યાદ આવે છે ત્યારે રોમે રોમ અને રગેરગમા રબાબ વાજિંત્રની પેઠે તે વાગે છે

નિહાંઈ ખાં નીંહ, સિખ મુંહજા સુપરીં;
સડ સારો ઠીંહ, બાહર બાંફ ન નિકરે.

—ઓ વહાલા! તુ કુંભારના નીંભાડા પાસેથી સ્નેહની રીત શીખી લે! તે આખો દિવસ બળે છે પણ તેની બાફ બહાર નીકળતી નથી.

## ૨૨ સુર લીલાં–ચનેસર

ધાગ તુંહી જો ધાસડા, જિગર મથે જિન;
તું કીં મથા તિન, ચનેસર ચિત ખણે !

—ઓ ચનેસર! જેના હૃદય પર તારા સ્નેહનો ડાઘ છે તેના પરથી તું મન કેમ ઉપાડી લે છે!

જે તું મણિયું ભાએઓ, સે અસલ કૂડા કચ;
હિન ધૂતારે હાર કે, સોભી ભાંય મ સચ;
ગાલિયું કરીએં ગચ, અગિયા હરફ ન ઇંધે હેકડો.

—જેને તું હીરા માને છે એ મૂળથી જ ખોટા કાચ છે. લીલા, તું તેને સાચો માનીશ નહિ તું વાતો તો ઘણી કરે છે પણ આગળ જતાં તો એક શબ્દ પણ બોલી શકીશ નહિ

ખિલી હાર હથ કેઓ, સરધ સાંજી વેર;
ખબર કુંઈ ન હેર, પિંગ થીંધી પધરી.

—સાંજના સમયે ખુશ થઇને હાર હાથમાં લીધો. ખબર ન હતી કે હમણાં જ સવાર પડતાં બધું પલટાઇ જશે.

૨૩ સુર બિલાવલ

**જખરા તું જસ ખરો, બેઆ મિડે ખાન;**
**મિટ્ટી ઉન મકાન, અસલ હુઇ ઇતરી.**

—ઓ જખરા ! તું ખરો યશભાગી છે. બીજા તો કહેવાતા ખાન છે. જે માટીમાંથી તું ઘડાયો તે માટી તો તેના સ્થાને અસલ એટલી જ હતી.

**જખરા ! તું જસ ખરો, બેઆ મિડે મીર,**
**જેઆં પડઓ જખરો, તેઆં ન પડઆ પીર;**
**મિટ્ટી ઇન ખમીર, અસલ હુઇ ઇતરી.**

—જખરા ! તુ યશ-પુંજ છે. બીજા ભલે મોટા મીર હોય. જે પાઠ જખરો શીખ્યો તે પાઠ પીર પણ શીખ્યા નહિ. એ ખમીરની માટી તો અસલ એટલી જ હતી.

૨૪ સુર ડાહર

**સાહેબ ! તોજી સાહેબી, અજબ જેઠી સૂંહ;**
**પન બોઠીએં પાતારમેં, પાણા તારીએ તું.**

—ઓ સાહેબ ! તારી સાહેબીની શાન અજબ છે. તું પાંદડાને પાતાળમાં ડુબાવી દે છે અને પાણાને તારી દે છે.

**પઇ જા પરભાત, સે ઝાક મ પસો ઝાડઆ;**
**રુઈ ચુરઈ રાત, ડિસી ડુખોઇયન કે.**

—સવારમાં આ ઝાકળ પડેલી સમજશો નહિ. એ દુખિયાંઓને નિહાળી, રડી રડીને ચાલી ગયેલી રાત્રિ છે.

કડે મડા મુકામ મેં, કડે ગાડહો ગોટ;
સંધો વારી કોટ, અડે અહીનેં કેતરો ?

—કોઇ વાર મુડદું મસાણમાં હોય છે અને કોઇવાર એ જ વૈભવશાળી વરરાજા હોય છે. રેતીનો કિલ્લો તું ચણીચણીને કેટલો ચણશે ?

૨૫ સુર કાપાતી

ચાંઅત પાએ ચિત્તમેં, સનું કતેઓ જિન;
તિન જો સરાફેન, ધ્રુકો ધાખલ ન કેઓ.

—મનમાં અહંભાવ રાખીને જેણે ઝીણું સૂતર કાંત્યું તેનું સૂતર તોળવા માટે શરાફે ત્રાજવામાં કાટલું પણ મૂકયું નહિ.

મહોબત રખી મન મેં, રંધા રોડઆ જિન;
તિન જો સરાફેન, અણતોરેઓ અગાયો.

—મનમાં મહોબત રાખીને જેણે જાડું-મોટું સૂતર કાંત્યું તેનું સૂતર શરાફે તોળ્યા વિના જ સ્વીકારી લીધું.

પલે પાયો પૂણીઉં, ઘર ઘર ફેરા ડે;
કા સું કતાએ, આંઉં કાપાતી આંઈયાં.

—પાલવમાં પૂણીઓ નાખીને ઘર ઘર ફેરા દે છે અને કહે છે કે કોઇને સૂતર કંતાવવું છે ? હું પોતે જ કાંતનારી છું.

તરક વિંગી વર ઘણાં, કતિયાં કૂંજાડા ?
કાપે મિંજા કેતરો, આણીઆં ઉધારો ?
જે વર ટીએં વારો, ત ગુદાં સરતિયન વિચમેં.

—ત્રાક ઘણા વળ વાળા વાંકી છે. હું કાંતું શું ? કાંતવાના

ધંધામાં ઊધાર પણ કેટલું લાવું ? ઓ વહાલા ! જો તું કૃપા કરે કરે તો જ હું સહિયરોમાં શોભી શકું.

ન સે વોણુ વણુન મેં, ન સે કાતારિયું;
પસેઓ ભાજારિયું, હિંયડો મું લૂણ થેઓ.

—વનમાં વોણુના છોડ પણ નથી અને એ કાંતનારીઓ પણ નથી. સૂની બઝારો જોઇને મારૂં હૈયું લૂણ જેવુ બની ગયું.

૨૬ સુર પરભાત

જેં કીં ડડન ડે, ગુજેઆઇ ગુજમ,
સા જે સુણેં કડહેં, કીરત વારા કે;
ત સાજ સભેઇ સે, પછાડે પિથું કરીં.

—ભોળા લોકોને છાનામાના જે કંઇ આપી દે છે તે વાત જો કીર્તિ કરનારા સાંભળી જાય તો તે પોતાનાં બધા સાધનોનો ભાંગીને ભૂક્કો કરી નાખે.

ઉત કા કમી કીરત જી, કીરત કરીએં કો,
ભંધો જે કીં કમ કરે, સે સભેઇ ડો;
તું પારસ આંઉ લો, સ જીએં ત સોન થીઆં.

—ત્યા કીરત-સ્તુતિની કયા ખોટ છે ? તુ શા માટે કીરત કરે છે ? માણસ જે કઇ કામ કરે છે તે દોષપૂર્ણ જ છે. તું પારસ છે, હું લોઢું છુ સ્પર્શ કરે તો સોનુ બની જાઉં.

તમા જી તવાર, મતા કરીએં મંગણા;
ધિકે કંધે ધાર, માણુક ડઇ મુંહ મેં.

—ઓ માગણહાર ! તું કંઇ તૃષ્ણાની વાત કરતો નહિ. નહિ તો હાથમાં માણેક આપીને રવાના કરી દેશે

અંગ તેંકે અંગણા, જુકો હિયાણી તો ડે,
કૂડા ઘર દુનિયા જા, જાચક અંગે જેં;
સુભા ડીંધે સે, મોટી ડીધે માં મે.

—ઓ માગણહાર! જે તને દરરોજ આપે છે તેને જ માગજે! જગતના જુદા સ્થાનોમા તું માગતો ફરે છે પણ જે તને સંસારમા આપશે તે તરત કહી સંભળાવશે.

૨૭ સુર ગાતુ

કાલ કલાચી વેઆ, ગાતુ કરે ઘૂર;
માડી મલાહન જા, વેઠી સહાં સૂર;
મૂંકે કરે મહૂર, ઊનં વેઆ ઉતરી.

—ગઇ કાલે વહાણવટીઓ એક તીક્ષ્ણ દૃષ્ટિ નાખીને દરિયાની સફરે ચાલ્યા ગયા. ઓ માતા! હું અહીં બેસી એમનો વિયોગ સહન કરી રહી છુ. મને ગમગીન બનાવીને એ ઊંડા સાગરમા ચાલ્યા ગયા

જાં ગિડંધા ગાતુઆ, ત રછન ડુઓ રંગ;
સગાઇયું ને સંગ, કલાચી કીં ન કરે.

—ઓ નાખવા તમારે દરિયો ખેડવો હોય તો તમ સાધનોને દુરસ્ત કરી લ્યો! કારણ કે દરિયો કોઇનું સગપણ રાખતો નથી

૨૮ સુર સીંહું કેડારો

મૂરાં માઠો ન થીએ, તાજી જો તોડાં;
હાથી હીણું જે થીએ, ઘણું મુલ ઘોડાં.

—જે તાજી ઘોડો હોય છે તે મૂઓ માઠો થતો નથી હાથી ગેનરતો હોય તો પણ તે ઘોડા કરતાં કીમતી હોય છે

રોજ ન પકડજન, મતા માઅ ઘણે;
વાકે જે વરન, કજે સંગ સીંહ સે.

—રોજડાં ચરખીવાળાં માતેલાં હોય પણ તે પકડાતા નથી. પડકાર સાંભળીને જે પાછો વળે એવા સિંહનો જ સંગ કરવો જોઇએ

૨૯ સુર આસા

સો હી સો હૂ, સો અજલ સો અલ્લાહ;
સો પિરીં સો પસાહ, સો વેરી સો વાહરો.

—આ પણ એ જ છે, તે પણ એ જ છે. મૃત્યુ પણ એ જ છે, ઈશ્વર પણ એ જ છે. પ્રિયતમ પણ એ જ છે, જીવન પણ એ જ છે. દુશ્મન પણ એ જ છે, સહાયક પણ એ જ છે.

મોં કર મિંજારા, બ્યારાં ઢૂંઢ મ ઢોર જીં;
જે આખડેં આરા, ત કધી લજણ ડાખડો.

—તારૂ મુખ આત્માની અંદર ઉતારી દે ! ઢોરની પેઠે બહાર ઢૂંઢતો ફર નહિ ! જો કિનારા પરથી આખડીશ તો તે પાછો મળવો મુશ્કેલ થઇ પડશે

સભ સમીયું સભ સૂમરીયું, સભની ગિચી હસ,
પસણ કારણ પિરિયન કે, વડા કેઆંઉ વસ;
ઢોલ તિની જે ગસ, હેઠાયું હલન જે.

—બધી સમી રાણીઓ અને બધી સૂમરીઓના ગળામા આભૂષણ છે. પ્રિયતમને નિહાળવા સૌ ઘણા પ્રયત્ન કરે છે, પણ વહાલો તો તેમના રસ્તા પર છે જેમનામા નમ્રતા છે.

પૂરભીયા પૂરે વેઆ, આસન આધી રાત,
સુઈયું ન સંનાસિયન જયું, પચારૂં પરભાત;
કા જા જોગીયન જાત, મિટ ન માઝૂરિયન જા.

—સંન્યાસીઓ મઢી બધ કરીને અર્ધી રાતે ચાલી નીકળ્યા પ્રભાતમા એમની કોઇ પ્રવૃત્તિ સંભળાઈ નહિ જોગીઓની જાત નિરાધારની મિત્રતા પણ જાણવે નહિ

૩૫ સુર કારાયલ

હંજન મેં હિકવાર, ગુણ કરે નેહારિયેં;
ત બગન સે બઇયાર, બેલ ન બધેં કડહેં.

—હસલા પર તુ જો એક જ વાર કંઇ ગુણ કરી જુએ તે બગલાથી કદી પણ સ્નેહ બાધે નહિ

સનાંમ ભાંઇજ સપ, વીયા વાસીંગન જાં;
જિની સંધી ઝડપ, હાથી હંધા ન ખિસે.

—વિષધરનાં બચ્ચાને તુ નાના સમજીશ મા ! એમની ઝડપથી હાથી પણ ઠેકાણેથી ખસી શકતો નથી.

સુરહો સર વિંઆયો, ફુડન કાગડન;
રુઠા રોઇ નિઅન, હીણાઇ ખાં હજડા.

—કૂડા કાગડાઓએ સુંદર સરોવરને ખોઈ નાખ્યું. એમના હીણપણાને લીધે હંસલાઓ દૂરની ડુંગરાળ ભૂમિમાં ચાલ્યા ગયા.

૩૬ સુર બસંત બહાર

**રુતિયાં સભ ભલિયાં, કોઇ ન બસંત તુલ;**
**જા વણ પારે સાડઆ, તિનહીં મથે ગુલ.**

—ઋતુઓ તો બધી સારી પણ વસંતની તોલે કોઇ ન આવે. જે વૃક્ષોને શિયાળે બાળી નાખ્યા હતાં તેમના પર ગુલ-ફૂલ આવીને બેઠાં.

**અંગૂરિયું ને કેતકીયું, ફુલયું ફગણ માહ;**
**પિરિયન હુવે મું પાહ, ન ફુલ પસી ફુલે હીંયું.**

—દ્રાક્ષની વેલીઓ અને કેતકીઓ ફાગણ માસમાં ફૂલી ઊઠે. પ્રિયતમ પાસે હોય તો ફૂલોને નિહાળીને હૈડું પણ ફૂલી ઊઠે.



# કચ્છી કહેવતો

કહેવત એ ભાષાનો શણગાર છે નીમક વિના ભોજન લૂખું તેમ કહેવત વિના ભાષા લૂખી જે ભાષામા કહેવતોની વિપુલતા હોય તે ભાષા ચોટદાર અને ચમકદાર બની જાય છે. ભાષા-સૌન્દર્યને કહેવતો સાથે ગાઢ સબધ હોવાથી કોઇ પણ ભાષા કહેવતો વગર ચલાવી શકે તેમ નથી કહેવતો એ ભાષાનુ જીવન-તત્ત્વ છે

અક્ષરજ્ઞાનનો પ્રચાર થતા પહેલા પણ દુનિયાની દરેક ભાષામા અનુભવી અને ડાહ્યા પુરુષોના અનુભવ અને ડહાપણ કહેવતો દ્વારા બહાર આવતા, અને જાહેર જનતા તેની કિંમત સમજીને તેને ઝીલી લેતી આ અનુભવ-વાક્યો કર્ણોપકર્ણ એક જમાનામાથી બીજા જમાનામા ઊતરી આવતા અને એ રીતે એનો વારસો જનતામાં ચાલુ રહેતો

જે પ્રજા આનદી, ઉત્સાહી અને અનુભવમા આગળ વધેલી હોય તે પ્રજામા કહેવતોનો ભંડોળ વિપુલ પ્રમાણમા હોય છે.

કહેવતો એટલે અનુભવ અને જ્ઞાનનો કોષ ડહાપણનો ભડાર એક વાક્ય ભાષામા રૂઢ થઇ ગયા વગર તેને કહેવતનું અભિધાન પ્રાપ્ત થતું નથી લોકવાણીમા ઊતરી આવવાની તેમા શક્તિ હોય તો જ તેને કહેવતનું સ્વરૂપ સાંપડી શકે એ વાક્યને જ્યા સુધી લોકપસદગી ન મળે અને ચવાઇ ચવાઇને તે પ્રજામુખમાથી પસાર ન થાય ત્યા સુધી તેને કહેવત હરગીઝ ન કહેવાય

કહેવતરૂપી લોક-સિક્કો એ પરપરાથી ઊતરી આવેલી પ્રજાની મહામૂલી થાપણ છે આ થાપણ ભવિષ્યની પ્રજા માટે જાળવી રાખવાની પ્રથમ ફરજ છે

કહેવતોનું સ્થાન ગગનગામી ઊંચી હવેલીઓની અટારીઓ પર નહિ પરંતુ જંગલ-ઝાડીઓ તેમજ ખેતર-વાડીઓની કઠોર અને કાંટાળી ભૂમિ પર છે ગામ ગામના ચોરા પરની આમ જનતાના અંતરમાં છે

જમાનાથી ચાલી આવતી કેટલી યે કહેવતો સમયના પલટાતા વહેણ સાથે કાળના પ્રવાહમાં લુપ્ત પણ થઇ ગઇ હશે. આમ છતાં જે છે તેને જાળવી રાખવાની જરૂર છે

અહીં કચ્છી કહેવતોની થોડી વાનગી આપવામાં આવે છે—

**અક્ક જી કાઠી ને રાવરી આણ.**
—આકડાની લાકડી પણ ગજની સત્તા વડે સબળ બને છે

**અકરમી કે ઉઠ તેં કુત્તા વિડગેં.**
—અકરમીને ઊંટ પર બેઠે બેઠે પણ કૂતરા કરડે.

**અકરમી જા ખાટલા વિયાજે.**
—અકરમીના છૈયા-છોકરા ઘણા હોય

**અખ વિઞે વારી ને તેં મે લગો ઓકો.**
—આંખ જવાવાળી અને તેમાં ઘા વાગ્યો

**અગિયા માની ને પુઠિયા પિંઢ.**
—આગળ રોટલો અને પાછળ પોતે

**અલા વડો ઓલિયો, ઉતારે પાગ ત પેરાય મોલિયો.**
—ઇશ્વર મહાન છે પાઘડી ઉતારશે તો પટકો પહેરાવશે.

**અંધે જી મા જો અલા રખવારો.**
—આંધળાની માતાનો રક્ષણહાર ઇશ્વર

**આઈ મુઇ ને કિકી જાઇ.**
—દાદી મૂઇ ને દીકરી જન્મી

આઇ રુવે અટે કે ને ધી રુવે ઢીંગલે કે.

—દાદી લોટ માટે રડે છે અને દીકરી ઢીંગલા માટે.

આઠી મેં હિકડો ને આડસર મેં બ.

—ઝીણી વળીમાં એક ખાવો તો જાડા આડસરમાં બે.

આણી તેટી ચાડીં, નિત ડિયાણ્ણા સૂમરા.

—સૂમરા લોકો રોજ જેટલું કમાવે તેટલું રાંધે.

આય ગંધી આય સી, નાંય ગંધી નાંય સી.

—કપડાં છે તો ટાઢ છે, કપડાં નથી તો ટાઢ નથી.

આંઉં છડિયાં પણ ખથો ન છડે.

—હું છોડું છું પણ આ ધાબળો છોડતો નથી.

ઉથ નાણાં, વે નાણાં, નાણું વોણાં નર નિમાણા.

—ઊઠતાં-બેસતાં પૈસાની જરૂર છે પૈસા વિના માનવી લાચાર છે

ઉભા કમાંઇ વિઠે-લા, વિઠા કમાંઈ સુતેં-લા,
અને સુતા કમાંઇ કુતે-લાં.

—ઊભા અર્થાત્ શ્રમજીવીઓ કમાય છે બેઠેલા માટે, બેઠેલા કમાય છે સૂતેલા માટે અને સૂતેલા કમાય છે કૂતરા માટે.

ઉઠ ને વરી ઉકેડ ચડયો.

—ઊંટ ને વળી ઊકરડે ચડયો

ઉઠ નતો કુડે ને ઉઠાઠી તો કુડે.

—ઊંટ નથી કૂદતો ને ઊંટવાળો કૂદે છે.

ઉઠ મરે તોય મારવાડ ડિયાં મોં કરે.

—ઊંટ મરે તો ય મોઢું મારવાડ તરફ કરે.

ઉલરેં ગડ કેડા ગુણેસ ?

—ઊનને ગાડે કેવા ગણેશ ?

એડી છાય ઉકેડે પય.
—એડી છાસ ઊકરડે પડે.

કચ્છી મેં કૂડ કચ્છી જી પાગ મેં પણ કૂડ.
—કચ્છીમાં કૂડ અને કચ્છીની પાઘડીમાં પણ કૂડ.

કદર જેંજી અખ મેં, સે પિરિયન કીં પસન ?
—જેની આંખમાં કણું છે તે પ્રિયતમને કેમ જોઇ શકે ?

કાઠ જી કુની હિકડે ફેરે ચડે.
—લાકડાની હાડલી એક વાર ચડે.

કાઠી કાઠી જે ભાર સં ઝુરી પોંધી.
—લાકડું લાકડાને ભારે જ ભાગી પડશે.

કારી સેંકે નિત ડિયારી.
—જેને ત્યાં કાળી ભેંસ છે તેને દરરોજ દિવાળી છે.

કારો કુત્તો ને ભગાડ જો ભા.
—કાળો કૂતરો ને નહારનો ભાઇ.

કિડાં જી સૂંહણી ને કિડાં જો મેહાર
—કયાંની સૂંહણી અને કયાનો મેહાર

ખલો પણ લગો ને કુત્તો પણ વિડ્ગો.
—ખાસડું પણ વાગ્યું ને ફૂતડું પણ કરડ્યું.

ખીર મેં ખન ને છાય મેં મીઠો.
—દૂધમાં સાકર અને છાસમાં મીઠું.

'ખીં !' ત ચેં એંધિયાસ !
—કુશળ છો ને ! તો કહે તને જ ખાઇશ.

ખુટો વાણિયું જુનાં ખાતા તપાસે.
—ખૂટ્યો વાણિયો જૂનાં ખાતાં ખ ખોળે.

ખારા ખેતર ખેડે તેંકે મીઠે જા ભતાર અચેં.
—ખારાં ખેતર ખેડનારને મીઠાનાં ભાત આવે.

ખેંધલ ખટયા ને મેડીંધલ મુઠા.
—વાપરનારા ખાટ્યા અને સંઘરાખોર મુઆ.

ગજ જી ધોઠી ને સવા ગજ જો ભઠો.
—ગજની ધોડી અને સવા ગજનું ભાડું.

ગજે તિત ગરાસ ને વસે તિત વાસ.
—મેહુલો ગાજે અને વરસે ત્યાં જ ગ્રાસ અને વસવાટ.

ગોંઇયેં જા મઇયેં હેઠ ને મઇયેં જા ગોંઇયેં હેઠ.
—ગાયોના બેંસો નીચે અને બેંસોનાં ગાયો નીચે.

ઘડીએ જી રબ ને માપ જો ગઢો.
—ઘડીઆની રાબ અને માપનો ગઢો.

ઘર મંએ તેંકે ગામ મંએ.
—ઘર માને તેને આખું ગામ માને.

ઘોડે તેં ઘર ને ઉઠેં તે ઓતારા.
—ઘોડા ઉપર ઘર અને ઉંટો પર ઉત

**ઘોડા પએ નું ભલો ને પઓ ઘોડેનું ભલો.**

—ઘોડો પખા કરતાં ભલો અને પખો ઘોડા કરતાં ભલો.

**ચરઈ તેં ઘડો, ખયો ત ખયો નકાં ઉપાડે હયો.**

—ગાંડી ઉપર ઘડો, ઉપાડયો તો ઉપાડયો નહિ તો પછાડી માર્યો.

**ચરઈ વારો ચૂડો, ઘડીક હથમેં, ઘડીક પગમે.**

—ગાંડીનો ચૂડલો, ઘડીવાર હાથમા, ઘડીવાર પગમા.

**ચિરાખ ચિલેં તેં હિર્યો.**

—કચ્છમા કહેવાય છે કે મેલી સાધના કરનારાઓ ચરખ નામના જાનવરને પેટ ભરીને પૂડલા ખવડાવે છે અને પછી કાળી ચૌદશના દિવસે તેની પીઠ પર બેસીને ભાજડા ડુંગર પર સાધના કરવા જાય છે. પણ એ તો વરસમાં એક દિવસ. રોજ રોજ પૂડલા ઓછા જ મળે!

**ચીલો નીલો ન થિયે.**

—ગાડાના ભાડા કરનાર શ્રીમત ન થાય.

**ચ્યો કુંભાર ગડાડે ન ચડે.**

—કુંભાર કોઇના કહેવાથી ગધેડા પર ન બેસે.

**છડી ન-કાં વછી ને નિંધર અચે અછી.**

—છોકરાં—છૈયા વિનાનો નિરાતે ઊંઘે.

**છાય મેં મખણુ વિએ, ને રન ફૂવડ ચોવાજે.**

—છાશમા માખણ જાય, ને રાડ ફુવડ કહેવાય.

**છેણુ જા ડેવ તેંકે કપાસિયેં જ્યું અખિયું.**

—છાણના દેવ તેની કપાસિયાની આખો.

***ઝિરકલી નિંઢી ને ફડકડો વડો.***

—ચકલી નાની ને ફડફડાટ મોટો.

**જેઠી મીં ને પૂણેઠી જો પુતર.**

—જેઠનો મેહ અને પહેલા ખોળાનો પુત્ર

**જેંજી મા મતરઇ તેંજો પે ચોરેં કઢયો.**

—જેની મા ઓરમાન તેનો બાપ ચોર ચોરી ગયા

**જેંજો અગુઓ અંધો તેંજો કટક કૂવે મે.**

—જેનો આગેવાન આંધળો તેનું કટક કૂવામાં

**જોસી જા પાટલે ને વૈધ જા ખાટલે.**

—જ્યોતિષીના પાટલા પર અને વૈદ્યના ખાટલા પર ખતમ થઇ જાય

**ઝિઞેં હારીએં હર ન હલે, ઝિઝિયેં બાયડિયેં ઘર ન હલે.**

—ઝાઝા હાળી હોય તો હળ ન હાલે અને ઝાઝી સ્ત્રીઓ હોય તો ઘર ન હાલે

**ડડ કે ડેતો સે ડાએં કે ડખાડે પણ નતો.**

—ભગવાન ભોળાઓને જે આપે છે તે ડાહ્યાઓને દેખાડતો પણ નથી

**ડર મેં પેઓ સપ પણ મુંઝી મરે.**

—દરમા પડયો પડયો સાપ પણ મુઝાઈ મરે.

**ડાઓ કાગડો બી પગેં બધાજે.**

—ડાહ્યો કાગડો બે પગે બધાય.

**ડુકાર સોંય વરેં ભુછડો.**

—દુષ્કાળ સો વરસે પણ ભૂંડો

**ડોકડે જી ડાસી ને બ ડોકડા મથો મૂંઢાંણી.**

—દોકડાની ડોશી ને બે દોકડા માથું મૂડામણ

**ડાસી ડાસી, ઘર કનીએ ? ત-ચેં ઍટ ઉપાડ આઠ ડીં થેઆ.**

—ડોશી ડોશી, ઘર કરીશ તો કહે—રેંટિયો ઉપાડ્યે તો આઠ દિવસ થયા.

**ધી સુખણી પણ માની-ગ'ધી જી તાણ.**

—દીકરી સુખી પણ અન્ન-વસ્ત્રના વાધા

**ધીંગે જી ધ્રરા ને બરૂકે જી બાયડી.**

—ધીંગાની ધરતી અને બળિયાની સ્ત્રી

**ધુઆ કર્યો ધેધે' કે જે પિટે કયો પીર.**

—દેદાઓને દુઆ કરો જેણે પીટીને પીર બનાવ્યો.

**ધુકી વારે સેડાવો.**

—ધુકી ગામના મહેમાનને મળવા આવનારા એક પછી એક એવી રીતે આવતા કે રાત ખૂટે પણ મળના આવનારાનો મેળાવો ન ખૂટે

**નીથ ભધ્ર ય માની અધ.**

—દાનત બદ તો રોટી અર્ધી

**પડવે ન ધોડ સે પોય કુરો ધોડ ?**

—પડવાને દિવસે જે ન દોડે તે પછી શું દોડે ?

**પીગે લુડ' સે ઘોડે ચડ'.**

—પારણે ઝૂને તે ઘોડે ચડે.

**બકરી જે મોં મે કારીગો ન માય.**

—બકરીના મોઢામાં કલીંગડ ન સમાય

**બારે બુદ્ધ, સોરેં સુદ્ધ, વીયેં આવઇ ત આવઇ નકાં વજ'ઇંધી વઇ.**

—બાર વરસે બુદ્ધિ આવે, સોળ વરસે ખરી સમજ આવે

અને છેવટે વીસ વરસે આવે તો આવે નહિ તો જાય
પડે વગાડતી સદાને માટે

બાવા, બલાધૂર ! ત-ચે' ઝલ ગોડો !
—બાવા, બલાદુર ! તો કહે ઝાલ ઘોડાને !

બુચકાર્યો કુતો બૂથ ચટે.
—બુચકાર્યો કૂતરો મોઢું ચાટે

બોચી વગ નું ધાર.
—બોચી બકરી ટોળાથી જુદી

બોડા બોઢા, જુવાર ! ત-ચે' કપાસિયા ને ગુવાર !
—બહેરા બહેરા જુહાર ! તો કહે કપાસિયા અને જુવાર !

ભલિયું તેજ્યું ઠલિયું ને ઠલિયું તેજ્યું ભલિયું.
—ભલી તેની ઠાલી અને ઠાલી તેની ભલી

ભા ભોરો ને ભાભી ડાઈ, હિનજી કસર હુન મેં આઈ.
—ભાઇ ભોળો અને ભાભી ડાહી આની કસર તેનામા પૂરાઈ

ભુજ ભજર સૂધે ને કચ્છ છિક્ક ડે.
—ભૂજ છીંકણી સૂધે ને કચ્છ છીંક દે

ભૂત મરે પલીત જાગે.
—ભૂત મરે તો પ્રેત જાગે

ભૂત કે પિપર ઘણાં ને પિપર કે ભૂત ઘણા.
—ભૂતને પીપળા ઘણા ને પીપળાને ભૂત ઘણા

માહુએં ખોડઇયુ મુનુ તરેં જીમે ચડાયો ફ્રુનું.
—માણસોનુ સૂના-ટાણુ થયુ ત્યારે જીમાએ હાડનુ ચડાવ્યુ

મા ન મિડે અને રુએ તો નાની કે
—મા નથી અને નાનીને રડે છે

મા મરે ધી-લા, ને ધી મરે ધીંગે-લા.
—મા દીકરી માટે ઝખે અને દીકરી ધીંગા માટે

મા મરે ને માસી જીએ, મા-નુ ઓર માસી છછ-માસી થીએ.
—મા મરે ને માસી જીવે માથા પડેલા માગીની છમાસી થાય

મારે મિયાં ને પોરગે પીઆરો.
—મારે મિયા અને ફૂલાય પીંજારો

માલણ રુસે ત ફુલે જી ધણિયાણી,
ચોટે જી ધણિયાણી ન થીએ.
—માલણ ખીજાય તો ફૂલની ધણિયાણી ચોટલાની ધણિયાણી ન થાય

મિઠ્ઠિયા મિઠ્ઠી માઠ.
—મૌન સૌથી મીઠ

મુડસ મેહિયે કા બેડિયે.
—મર્દો મહેલમા અથવા જેલમા

મુલ્લાં નિમાજ પડને ? ત-ચેં ખલે હથૂકી
—મુલ્લા નિમાજ પઢીશ ? તો કહે જોડા ખાઇને !

રબ તા વડો રસ, જ હુવે ખંખારો ખીરજો.
—રાબમા તો અદ્દભુત રસ છે જો દૂધની વિપુલતા હોય તો.

રબ તી બુડ ને ડ તો કુડે.
—દૂધમા ડમાડૂમ રાબ મઝે તો દેશ મઝા કરે

રિઠે જો વગ ઉતે ભગાઠ છી બિઠ.
—ઘેટાનું ટોળું ત્યાં નહારનું રહેઠાણ

રૂપ રુએ ને કરમ ખાય
—રૂપ રડે અને કર્મ ખાય

રોજ મરે તે કે કેર રુએ ?
—રોજ જે મરે તેને કોણ રડે ?

લગે જે ઘરે વીયાં, પિઢ ગાય ને પિઢ વજાય.
—લગ્નને ઘેર વિવાહ પોતે ગાય ને પોતે જ વગાડે

લાખા લખ પણ ફૂલાણીઅે ફેર.
—લાખા લાખ પણ ફુલાણીએ ફેર

વસાય વારી ન વે, ત મોઆ, તાજી ડાઢી તી ડુગે
—ઘર વસાવવાવાળી ન હોય તો કહે—મુઆ, તારી દાઢી ડગડગ થાય છે—નાચવું નહિ તો આંગણું વાંકુ

વાઘેરે જો વાણ, તેજો સિઢ ન-કા સુખાણ.
—વાઘેરોનું વહાણ સઢ પણ નહિ ને સુકાન પણ નહિ

વાય જો પડછાઇયો વાય મે
—કૂવાનો પડછાયો કૂવામાં

વ્યાજ કે ઘોડા ય ન આપરે.
—વ્યાજને ઘોડા પણ ન પહોંચે

વિઞણું છાય ગિનણું ને પારો લિકાયણું.
—છાશ લેવા જવું અને પાળિયો છુપાવવો

સભ ડી સરખા ને ઇધ જા ઉઘાડા.
—બીજા બધા દિવસે ઠીક પણ ઇદને દિવસે ઉઘાડા

સપ નતો મારે ડપ તો મારે.

—સાપ નથી મારતો સાપની ભડક મારી નાખે છે.

મીયાડે કે સી પૅ, તડે ડર સંભરે.

—શિયાળને ટાઢ પડે ત્યારે ગુફા કરવાનું સાંભરે.

મીંધરી બરે પણ વટ ન છડે.

—કાથી બળી જાય પણ વળ ન મેલે.

સૂંઢો ખિલે ડાલે તા, તો જો મોં મુગતો.

—સૂંડલો ડાલા પર હસે કે તારૂ મોઢું મોકળું !

મોઢી સણગાર કરે તેસીં ભાજાર ઉથી વિએ.

—મોટી શણગાર કરે ત્યા સુધી બજાર ઊઠી જાય.

સોઢો વ્યો બિજ કે.

—મોઢો બીજ માટે ગયો તે ગયો !

હજામ જે હથ મેં ડાડી આવઇ ત હજામ જી ન થય.

—હજામના હાથમા દાઢી આવી તો હજામની ન થઈ.

હિકડો નન્નું સો રોગ હરે

—એક નકાર અનેક દુઃખ મટાડે

હિકડો બર ને સો છર.

—એક બળામા સો કળ.

હીલે રિજક ને ભાયને મોત.

—ગુજરાન માટે ઉદ્યમ અને મોત માટે બહાનુ.

હુવે ત ઇંધ, ન હુવે ત રોજો.

—હોય તો ઇદ ને ન હોય તો રોજો.

અખ વિઆણ આંઅણી, નક વિઆણ નાગુર;
મોં વિઆણ મોયડો, ડંધ વિઆણ ડાઢારસી.

—આજણી આંખને બગાડે, નાસર નાક બગાડે, ખીલ મોઢું બગાડે અને દાઢારસી દાત બગાડે.

**આંજી બત્રી ને આંજો બિજજ.**

—તમારી બત્રી ને તમારૂ બી–અમે તો છોડયુ.

**ઉત્તર તો ઝણુકે. (ઉજ્જડ છે.)**

**ઉભરભા વારો લેખો. (ધકેલ પચા દોઢ સો)**

**કન તોડે ઇ સોન કેરો ?**

—કાન તોડે તે સોનુ શા કામનું ?

**કવલી તે કાંઠા ન વે.**

—ગાય પર પલાણ ન હોય.

**કુત્તે જો સંઘ કાસી ન પુજે.**

કૂતરાનો સ ઘ કાશી ન પહોચે.

**કુંવારી જો કતેલ નાંય.**

—સહેલુ નથી.

**કો ફૂકે, કો સૂંકે, કો ચબે, કો ચટે (તમાકુ)**

—કોઇ ધૂમ્રપાન કરે, કોઈ સૂઘે, કોઇ ચાવે, કોઇ ચાટે.

**કાકો ડિઠે કુટમ ડિઠો. મામું ડિઠે મોસાર.**

—કાકાને જોયો તો કુટુ બ જોયુ, મામો જોયો તો મોસાળ જોયુ.

**ખલ્લે સેં હણુ, ને પટારે સેં ઝાપટે.**

—જોડાથી મારવુ અને પટોળાથી લૂછવુ.

**ખીલો ખીર ડે, ત મે કેર ધારે ?**

—ખીલો દૂધ દેતો હોય તો ભેંસ કોણ રાખે ?

**ગાંઇયું ગોઠ ને ઠક્કર વાંઢ, છોરા કરીં છલે મેં રાંધ.**

—ભેંસ ભાગોળે ને છાશ છાગોળેના સમાનાર્થે.

ગરીબ જો મા કુત્તાય ન ખે.
—ગરીબનું માસ કુતરા પણ ન ખાય.

ધાસીયો ઘોડો ને પેટીયો ચાકર ( બંને સરખા )

ચતુર જી ઘડી ને મૂરખ જી જમાર.
—ચતુર એક ઘડીમાં સમજી જાય ને મૂર્ખ જન્મારામા

ચુલ વટ ચકર કરીં, ઘર મેં કેસર સીં;
બારાં જાણે બકરી, ઇનીં પુતરેં વાર્યાં ડીં.
—જે ચૂલા પાસે જ ચક્કર લગાવતા હોય, ઘરમાં સિંહ અને બહાર બકરી જેવા હોય એના દીકરાથી દહાડો વળ્યો !

જાપંધે જામ નતો થિયાજે.
—જન્મતા વેત મહાપુરૂષ થઇ શકાતું નથી.

ડુંગરેં છાંઇયું ન વે.
—કહેવાતી મોટાઇ કામની નહિ.

ડાય પોઆ જમણું, ત લાભ થિયે બમણું.
—તેતર ડાબા પછી જમણો આવે તો ઘણો લાભ

ઢોલ પિટ સેં, ને ફસ્મો ફિટ મેં.
—ઢોલ પીટાવાથી રણકે અને મૂર્ખ ફિટકારથી પણ.

તરા મેં પાણી નાંય પુગો, ને ભાગુ વઇ રયા પાર તેં.
—તળાવમા હજુ પાણી પહોંચ્યુ પણ નથી અને ત્યાર પહેલા મગર તો પાળે આવીને બેસી રહ્યા

તાજી તાજાણું ન સય.
—તાજી ઘોડો ચાબુક ન ખમે

તડ તેં બૂરો આય.
—જરા વારમા નષ્ટ થાય એવું

**તિત્તર જે મેં સકન.**
—તેતર કહે તે ખરું! (વ્યંગ)

**ધોરો જખ્ખ (સુમ)**

**ધાર અણી ને ધૂબાકો, સચો હથિયાર ઓસાણુ.**
—ધારવાળાં, અણીવાળાં અને ધૂબાકાવાળાં હથિયારોમાં સૌથી ઉત્તમ હથિયાર સમય પરનો ઉત્સાહ.

**નિત વડી આય.**
—દરરોજની વાત મોટી છે.

**પાટઇ જી પેડી, ને હારે જો હુલ.**
—કરવું થોડું અને કુલાઇને ગાવું ઘણું.

**પીરેં જા પિટ્ટલ વરેં, પણ માઇત્રેં જા ન વરેં.**
—દેવોના શાપિત ઠેકાણે પડે ખરા, પણ માવિત્રોના શાપિત ઠેકાણે ન પડે.

**બકરીએં મેં ઉઠ પધરો.**
—બકરાંમાં ઊંટ પાધરો.

**ભર વરસારે સવ ભુખ્યો ન રે.**
—ભર્યા ચોમાસામાં સસલું ભૂખ્યું ન રહે.

**ભજંધે હથિયાર ભા ડિયાં ફિગાઇજે.**
—ભાગી જવા વખતે પોતાનાં હથિયાર પોતાના ભાઇ તરફ ફેંકવાં જોઇએ.

**મા મુઇ ત પે ચોરેં કઢયો.**
—મા મુઇ તો બાપ પણ હરાઇ ગયો.

**મા મુઈ ત પે વિકાણું.**
—મા મરી ગઇ તો બાપ વેચાઇ ગયો.

**માર નું મોર તોભાં.**
—માર્યા પહેલાં જ તોબાહ!

**માઇતર તાં વડ જી છાંઈ.**
—માવિત્ર તો વડલાની છાયા.

**મુંધ આવઇ મે ઝલઇ ન રે.**
—સમય આવ્યે ભેંસ ઝાલી ન રહે.

**મિયાંજી નિમાજ પઢને ? ત-ચે ખલે હથુકી.**
—મિયાંજી નમાજ પઢશો?—તો કહે, જોડા માર્યે.

**મુડસ જો મટ મુડસ કેં.**
—મર્દની કિંમત મર્દ કરે.

**લંકા લાઠી ને ઘોઘે વર, ન થિયેં ભેરા ને ન વસે ઘર.**
—લાડી લંકામા ને વર ઘોઘામા, ન થાય ભેળાં ને ન વસે ઘર.

**લો જો લેટંધલ.**
—સમયસૂચક સ્વાર્થી.

**વાટ જી વાય, કો ચે ઊની કો ચે તાંગી.**
—રસ્તા પરની વાવને કોઇ ઊંડી કહે કોઇ છીછરી કહે.

**સોનારા ભા ! લિખ સોને તાં ડ ! ત ચે-આઈ વટી વિલાસી લગંતી.-ત ચે તડ મુંજો કીં વ્યો ?**
—સોની ભાઇ, જરા સોનું તો દે! તો કહે બાઇ, તું તો ઓડી મૂર્ખ લાગે છે. પેલી કહે—ત્યારે મારૂ શું ગયુ?

સુન્વર સાં ન ઉતરે.

—સુંઅર સીધા ન ઊતરે

સજણે જી સોઠ ભલી.

—સાજનની સકડામણ પણ સારી

સાઇયે જો વીયા ને માઇયેં કે ઊજાગો.

—વીવા એકને ઘેર ને ઊજાગરો બીજાને

હિકડી વસ ને સો રસ.

—એક વરસાદ ને સો રસ

હિકડે જો મોં સક્કર સેં ભરાજે, બિઇ જા મીંઠ સેં પણ ન ભરાજે.

—એકનુ મ્હો સાકરથી ભરાય અને બીજાનુ મીઠાથી પણ ન ભરાય

વાય મે સેતરાજે, સે કડ'ક તાં જુરે.

—ઘડો કૂવામા ઊતરે, તે કયારેક તો ભાગે

બાવા ! બાવા ! બારાં બાયડિયુ વિડેંત્યું. ત ચે-પુતર ! ન્યાર તાં ખણે, આણઇ વિચ્ચ મે હૂંધી.

—બાપા બાપા ! બહાર બૈરીઓ લડે છે તો કહે—દીકરા ! જો તો ખરો, તારી મા વચમા હશે

બરઇ તોજી લપઇ, જુકો સજી રાત તપઇ; ખાસો સુંજો ઠરેઓ, જે ખાઇ પેટ ભરેઓ.

—બળી તારી લાપસી જે આખી રાત પેટમા તપતી રહી. મારૂં ભરડકું સારુ, જેનાથી તૃપ્તિ થઇ

સુવર સંખ કહેઓ, ઈસ્રી ઉરજ આણ;
મોસર ફુટંધો ગોટિયો, પાંચોયોં કેકાણ;
સાવજ ઉથેઓ ડર મિંજા, ઇ તાં પંજ અજાણ.

—દાતરડી ઊગતી હોય એવો સુસ્વર, યૌવનમાં આવતી નારી, મોસર ફૂટતો યુવાન, જોબનમાં આવતો અશ્વ અને ગુફામાંથી ઊઠેલો સાવજ એ પાંચ શું કરે, તે કોઇ જાણી શકે નહિ.

વસ ઝિઝી, ત કણ-ખોટ,
જોખ ઝિઝી, ત મણ-ખોટ;
ધ્રુબ્બ ઝિઝી, ત ધણ-ખોટ,
કુખ કચી, ત જણ-ખોટ.

—વરસાદ ઘણો થાય તો દાણાની ખોટ, ઝાઝી ધાણ જોખવાની હોય તો એકાદ મણની ખોટ, પશુધનમા ધ્રૂજારીનો રોગ આવે તો ધણની ખોટ અને માતા ખાનદાન ન હોય તો સંતતિમાં ખોટ.

સીં સીચાણું, સુઘડ નર, પરદેસેં પરેં;
કુકડી ને કબૂતર, ખુડીએં મેં સડેં.

—સિંહ, સીચાણો અને ચતુર પુરુષ વિદેશમાં વિચરતા હોય છે. કૂકડીને કબૂતર એમની કાબકમાં જ પડ્યા પડ્યા સડતા રહે છે.

સિયારે કેર સુખી ?—જેંજે ઘરેં ભાય,
ઊનારે કેર સુખી ?—જેંજે ઘરેં છાય;
વરસારે કેર સુખી ?—જેંજી છાબંધ જાય.

—શિયાળામાં કોણ સુખી ?—જેને ઘેર તાપની અગવડ હોય

તે. ઉનાળામાં કોણ સુખી ?—જેને ઘેર છાશ પુષ્કળ હોય
તે. ચોમાસામાં કોણ સુખી ?—જેનું પાકું મકાન હોય તે.
(ચાના શોખીન કહે છે—જેંજે ઘરે ચાય.)

ઉંટ કઢાઇ ખાજી, તે વગ કનાં વરેઓ,
ઘોડે કઢ્યા બિલ્લા, ત ચડી કો ન ચડેઓ;
માડુ ખાધે અમલ, ત ટોલી કનાં ટરેઓ,
રન થઈ ફુવાડ, ઘર બુંભ કનાં બરેઓ.

—ઊંટને ખાજી થઇ તો જૂથથી જુદો પડ્યો.
ઘોડાએ બિલ્લા કાઢ્યા તો ચડવા માટે નકામો
માણસે અફીણ ખાધું તો મંડળીથી ટળી ગયો.
બૈરી ખરાબ થઇ, તો ઘર ઊંબરમાંથી બળી ગયું.

# કચ્છી પિરોલી (ઉખાણાં)

'કચ્છી પિરોલી' નામની પુસ્તિકા લખનાર ઉસમાન બચલ ખુડખુડિયાનું નામ છેક અપ્રસિદ્ધ નથી. એ મૂળ ભુજ તાલુકાના માનકૂવા ગામના રહીશ હતા. એમના પિતા બચલ ખત્રીનું અવસાન થતાં નાની ઉંમરમાં જ એમની માતા સાથે ભુજ આવ્યા અને મામા જાનમહમદ ધડિયાળીને ત્યાં ઊછરીને મોટા થયા. ભુજની પાટવાડી શાળામાં સાત ધોરણનો અભ્યાસ પૂર્ણ કરીને ઊંચા નંબરે પાસ થયા અને ત્યાં જ શિક્ષક તરીકે ગોઠવાઇ ગયા. એ વખતે કચ્છના શિક્ષણ અધિકારી તરીકે દલપતરામ પ્રાણજીવન ખખ્ખર હતા. એમણે ઉસમાનભાઇની બુદ્ધિમત્તાની કદર કરીને તેમને અમદાવાદ ટ્રેનિંગ કોલેજમાં દાખલ થવાની સગવડ કરી આપી. અહીં કોલેજનો અભ્યાસ પૂર્ણ કરી સંસ્કૃતમાં પ્રથમ નબરે પાસ થયા. એક મુસ્લિમ શિક્ષાર્થીનું સંસ્કૃત ભાષાનું આટલું જ્ઞાન જોઇને શિક્ષકો પણ ચકિત થઇ ગયા. ચિત્રકામની પરીક્ષાઓ પણ એમણે સારા નંબરે પસાર કરી હતી.

અમદાવાદથી કચ્છ આવીને એમણે ભુજમાં શિક્ષક તરીકે કેટલોક વખત કામ કર્યું. ત્યારબાદ રાજકોટની બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કોલેજમાં જોડાયા. મોટી ઉંમરે મેટ્રિકની પરીક્ષામાં પ્રથમ કક્ષામાં ઉત્તીર્ણ થયા. રાજકોટની નોકરીમાંથી નિવૃત્ત થઇને પંચગની મુસ્લીમ હાઇસ્કૂલમાં હેડમાસ્તર તરીકે ગોઠવાયા હતા.

આખર અવસ્થામાં એમણે આંખ અને કાનની શક્તિ ગુમાવી

હતી આખરે સન ૧૯૧૯ મા મુબઇમા એમના પુત્રને ત્યા એમનું અવસાન થયુ

ગુજરાતના કલાગુરુ શ્રી રવિશંકર રાવળ રાજકોટમા જ્યારે ડ્રાઈંગની પરીક્ષા આપવા ગયેલ ત્યારે તેમને માસ્તર ઉસમાન બચલનો પરિચય થયેલો ઉસમાનભાઇની ઓળખાણ આપતા શ્રી રાવળ 'સ્મૃતિ ચિત્રો'મા લખે છે કે—"પરીક્ષાની સર્વ દેખરેખ અને જવાબદારી ધરાવતા પ્રસિદ્ધ ચિત્ર-શિક્ષક ઉસમાન બચલને મે પહેલીવાર અહીં જોયા સ્વચ્છ સફેદ અર્ધો કોટ, પાટલુન, માથે સફેદ સ્વચ્છ સાફો, મકાઇથી કાપેલી આછી દાઢી વચ્ચેના ઊજળા મુખમાથી સ્મિત પ્રસારતા ઊંચા ઉસમાન બચલ એક આકર્ષક વ્યક્તિ હતા તેમના શબ્દો અને વાકયોમા ઉચ્ચાર અને વ્યાકરણની શુદ્ધિ હિંદુઓ કરતા પણ અસરકારક બનતા એમની પાસે હિંદુ-મુસ્લિમનો ખ્યાલ જ અદશ્ય થતો, એક આદર્શ શિક્ષકની છાપ જ પ્રકટ થતી"

આવા હતા શ્રી ઉસમાન બચલ ખુડખુડિયા તીવ્ર બુદ્ધિ અને સરળ સ્વભાવથી છેક નાની સ્થિતિમાથી તે ઊંચે ચઢ્યા હતા વિદ્યાર્થીવર્ગને ઉપયોગી અનેક પુસ્તકો એમના તરફથી પ્રકટ થયેલ કચ્છી સાહિત્યમા 'પિરોલી' નામક પુસ્તિકા સવત ૧૯૬૫ મા એમણે છપાવી પ્રસિદ્ધ કરી હતી અહીં આપવામા આવેલી ઘણી પિરોલીઓ એમના સગ્રહને આભારી છે

પિરોલી અર્થાત્ ઉખાણા એ કોઇ પણ પ્રજાની અમૂલ્ય સમૃદ્ધિ છે પ્રત્યેક દેશની પ્રજામા આવા પ્રકારનું સાહિત્ય અસ્તિત્વ ધરાવતું હોય છે નાના-મોટા સૌ આ સાહિત્યમા રસ લેતા હોય છે કચ્છમા પણ આવી પિરોલીઓના અખૂટ ભડાર છે સમય સમય પર પેદા થતા લોકકવિઓ પિરોલીઓની નવી નવી રચના

કરતા રહે છે. જુદા જુદા પ્રદેશોમાથી જુદી જુદી પિરોલીઓ મળી આવે છે. આ સાહિત્યથી બુદ્ધિ ખીલે છે અને વિચારશક્તિનો વિકાસ થાય છે. રાતે વાળુ કરીને કુટુંબીજનોની મ ડળી જામે છે ત્યારે આ સાહિત્ય એક આનંદદાયક મોજ થઈ પડે છે.

હિંદી ભાષાનો 'પહલી' શબ્દ અપભ્ર શ થઈને 'પિરોલી' રૂપે કચ્છીમા ઊતરી આવેલો લાગે છે.

પિરોલીને પારખવામા મદદરૂપ થવા માટે કેટલીક ખાણો એટલે પદાર્થ-સમૂહ નક્કી કરવામા આવેલ છે પિરોલીનો જવાબ શોધ વાની સગવડ માટે પિરોલીનો પૂછનાર એની ખાણ પ્રથમથી કહી દે છે. આ ખાણુને આધારે પિરોલીને પારખનાર એ દિશામા વિચાર કરવા લાગે છે આવી નવ ખાણો નીચે મુજબ છે—

૧ ઉદ્‌ભિજ:—એમા વનસ્પતિજન્ય વસ્તુઓનો સમાવેશ થાય છે. જેમકે—લીમડો, પીપળો, લુગડા, ટેબલ, પાદડા, કાગળ વગેરે.

૨. જરોજ:—જે પ્રાણીઓ જર અર્થાત ઓર મૂકે છે તે એમા મનુષ્ય, ગાય, ભેસ, છાણ, દાત, શીંગડા વગેરે આવે છે.

૩. ઇંડોજ:—જે પ્રાણીઓ ઈંડામાથી ઉત્પન્ન થાય છે તે તથા તેમની બનાવટો આ વર્ગમા આવે છે દા ત પક્ષીઓ, સાપ, છીપ, માખી, કીડા, મોતી વગેરે.

૪. પિંડ:—પાણી તથા પાણીમાથી ઉત્પન્ન થતી ચીજો. જેમકે પાણી, મીઠું, બરફ વગેરે

૫. સીતોજ:—ધાતુ માત્ર તથા પત્થર સીતોજમા ગણાય છે. લોઢું, પત્થર, તાબુ, સોનુ-રૂપુ વગેરે

૬ મીનોજ:—માટી તથા માટીમાથી ઉત્પન્ન થતી વસ્તુઓ. માગી, કોડિયુ, નળિયુ, માટલુ વગેરે

૭. અગોચર:—તમામ આકાશી પદાર્થો અગોચરના વર્ગમા આવે છે ચન્દ્ર, સૂર્ય, તારા, વાયુ વગેરે.

૮ વાઇ:—સ્થૂલ પદાર્થો નહિ પણ ભાવવાચક નામો આ વર્ગમા આવે છે જેમકે, સાચ, જૂઠ, મહોબ્બત, ભલાઇ વગેરે. (વાઇ=વાણી)

૯. વાઇવાવાણુ:—શહેરો, ગામો વગેરે આ ખાણુમા ગણાવે છે. કચ્છ, ભુજ, મુબઇ વગેરે



# કચ્છી પિરોલી

પિરોલી પરધાન ચે, સુણ સાંગાણી વીરા;
સત ઠીં સુકે તોય, નીલા જો નીલા.

—મુડ-મગ.

સ્રી કે અવગુણી, નર કે વલી નાર;
પાથારીએં પધરી, નવરેં વટે ન્યાર.

—કાભ કસવી કામ કસે ને વેણું.

જલતારણ ને કુત્તા મારણ, અંધે જો આધાર;
હંથડા ! તું કિત ભુલેં, ઇ હકલ જો હથિયાર.

—લટ.

થારેઆ ચેં થુવર મેં ડિઠી, નાલે ચંડી નાર;
અંઠેં-લિઠેં કુટરી, કારે મોં કુંવાર.

—ચણોઠી.

ભૂસિયેં ભભૂત સે, અંકેં-લિઠેં કારા;
તેજી સંગત ન કજે, જે હલેં ઉઘાડા.

—કપાસિયે જો બીજ.

( કપાસનું નાવેતર કોઇ વાર જોખમી બની જાય છે )

આંઉં આવૈસ તોકે, તું રોકે વિઠેં સુકે;
તૂં છડ સુંકે, ત ખણી વિઆં તો કે.

—એક પનિહારી પાણી ભરવા જતી હતી. રસ્તામા વરસાદ આવી પડતા તે એક છાપરા નીચે ઊભી રહી થોડી વાર પછી એને

રોકી રહેના વરસાદના પાણીને તે કહે છે—હું તો તને લેવા માટે જ આવી છું. પણ તું મને રોકી રહ્યો છે. તું મને છોડે તો હું તને લઈ જાઉં અર્થાત્ પાણી ભગી જાઉં.

કાઠ જિન જે પેટ મેં, કાઠેં-ચઢઈ આય;
વાગ બીં જે હથ મેં, ધૂડ પણી કે પાય.

—સરાણ.

પેલાં હુઇયું ન પધરિયું, પીય પેધા થઇયું,
વિજી વરાફા વિંગડિયું, વિંગડિયે તેં તે વઇયું;
કયો રંગ છડે કજે, પકે રંગ તેં પઇયું.
ઉભિયું એં અણિયારિયું, ઈ નારીયું કઇયું ?

—ધોળી મૂછો : ધોરીયુ મુછિયું.

—સફેદ અને વાંકડી મૂછોવાળા કોઈ વૃદ્ધ પુરાને વિંગડિયુ નામના ગામે જતો જોઈને કોઈ લોક-કવિએ આ સુંદર પિરોલીની રચના કરી જણાય છે.

સિંધ મિંજા સરદાર સે, ચડેઓ મેઘમલાર,
કટક કોઠેં કચ્છ મેં, હાથીડા હજાર;
હેતેં હાથી જોતરે, સીંચેંતે સરદાર,
ભલી થઇ ઊ ભામની, જેં ફૂલો ડિનું કાંધ કે.

—કચ્છના જામ લાખા ફૂલાણીનો સુવર્ણ-પુરસો ભુજના સુખપર ગામ પાસેના કુંડકમાંથી બહાર કાઢવા માટે સિંધના મીર ગુલામશાહ કલ્હોડાએ હાથીઓના કોશ માંડીને કુંડકનું પાણી ખેંચાવ્યુ હતુ ત્યારે કુંડકીએ છલકાઇને, ખાલી થતા કુંડકમા પાણીની રેલમછેલ કરી દીધી હતી એવી લોકકથા કચ્છમા પ્રચલિત છે.

પાણી મિંજા પેધા થ્યો, સે નાલે ચંગું નર,
નાલો ઈન જો તડં પેઓ, જડેં સુકી થેઓ સર,
આણે રખેઓ ચોક મેં, ડિસણ જેડો વર,
ખાધે તાં મન ખુશ થેઓ, ધિલ પણ થેઓ તર;
હલે ન પિઠ હેકલો, સાથ સંગાથેં સર,
હલે અસવારી વિચ મેં, કેં અસવારી ખર.

—મીંઠો : મીઠું.

જોધેં કે પણ જગ મેં, ઝુકાય ડે તી યાર,
મુડસેં જેડે મુડસ કે, ભનાય તાબેદાર;
સામેં અચે સુંદરી, સજે ને સણુગાર,
ઉમર ચેં મારઇ કે, ઓઠેં તેં વીચાર.

—ગરજ.

અરસેં મિંજા ઉતરયું, મે ઘડયું લાલ લુઆર,
ન એણુ કે ઓઢિયું થઈયું, ન કીં હથોડે માર;
જેંકે નમેં ડે ધણી, બેઆ જોગી જટાધાર,
ખાસી પિરોલી ખીમરાજ ચેં, વીર વિચારે ન્યાર.

—ધીણોધર નયુ વેગું.

સિંધ મિંજાનું સબકઈ, આવઇ કચ્છ કિનારે,
મહોબ્બત લગી મુડ સે, ઘટ ડિને ગારે;
પયો ચેં પિરોલી, વેલી ટીજ વારે.

—સિંધી ચોખા.

હથ બોલે ને હથ સુણે, કન તાં સુણે ન કીં;
કાં બોરો ગુરજી સુણે, બ્યો કો સુણે ન તીં.

—નાડી-પરીક્ષા.

ઉચેં આસન અલબેલા, ગે ધાના ડિઠા ધરવેસ,
વિઠા વિચારા વિલ મેં, છૂટા છડે કેસ;
તમા ન તેકે તામ જી, ન પાણી જો પરવેસ,
બંધણ ઘણું બાયઠ મેં, નાંય માપર સેં મેક;
વિઠા પેરેં વેસ મે, ઉથિઆ ન ઉમ્મર ચેં.

(બાવઠ ગામમાં મંદિરની અગાશી પર બેસાડેલાં પત્થરના બે પૂતળાં)

અરે લિંહ ચોરી, પણ મા-પે કારા,
હથેં પગેં જો પતો ન, એડી કુઢંગી કાયા;
મોં, નક, નેણ પણ, જીવ-જંત-નાંય,
જેકે છડે ડિની સૂગે, એડી અજબ નારી આય.
—સાપની કાચળી.

આડ કાઠ નોંઈ જારી, તેં મેં વિઠા કનધારી;
એં સોપારી ચબીએં પન, બીં જેણું જા બાઈ કન.
—ખાટલા પર બેઠેલ, રાવણ-મંદોદરી.

આયા તે ઉમગ ભિંજા, ત બો લગો ભિડંગ,
ન કો હથિયાર હથ મેં, ખંજર કીં ન ખણન;
ઇ બૈયા મતારા મે, વાત-સેં[૧] વિઢન,
કડંક તાં ડિની-સેં, સાવજ પ્રાગ્ર ધિરજન.
—મચ્છર.

ઉઠ કલગો હિકડો, પાસાઢિયું પિંજા,
લઢિયું લગેં હિકડે કે, ને ધાંઉં કન બેઆ;
ઊ પણ નર ત્રેઆ, જુકો જલ હારીંધા વેઆ
—જળરેંટ

૧. મોઢા વડે.

ઉદ્દમોજા ઉપની, તેંમેં કઈ કારીગર કાર,
વેછા[1] રખેઆ વિતરા,[2] વેછા ધારે ધાર;
તેં મેં ટંગેઆ કિતરા, સીતાજી સણગાર,
નારી નર જે હથ મેં, વિછાય વિઠી વાર.

—માછલાં પકડવાની જાળ.

ઉપની ઊંચે કુલ મિંજા, પે-જો જુકો પે;
તેં-સેં તી વીયાં કરે, સાલખ લજી ગિને.

—છાય-છાશ

કારી નાર કુરૂપ, ઓપે અચ્છી રીતેં,
મોંધી મોંઘે મુલ, હિત આવઇ હેતેં;
નર મિંજા થઇ નાર, જંગલ મેં મું તાં જાણઇ,
રાજા ડેતો માન, સાલખ સચ્ચી જાણઈ;
લુચ્ચો કોક લિકાય, તાંય પિનઈ પધરી થિયે.

—કસ્તૂરી.

ચૈતર મેણું ચમકેતી, નર મથે નારી;
ઓસડ મેં અધકી, ઓરત કે પ્યારી.

—નિમોરી-લીંબોડી.

( નિમોરી નામનું ગળામા પહેરવાનુ ઘરેણું )

ડુંગર મથે દરસટી, કંઠી મેં કોડાય;
જાં વિઆં બાજાર મેં, ત મે કે વિઠી બકરી ખાય.

—મે-એટલે ભેંસ નહિ, પણ આકડાનું ફળ આકોલિયું.

---

૧ કાણાં. ૨ ઘણાં.

ધરિયા કંઠે ધાધલી, નય જે કંઠે ન્યાર,
ફુલ જેંજા ફુટરા, ઍાંભે જે આચાર;
સિંધણ ઉભી સદ કરે, ઍાટે તેં વિચાર.

લઇ ( એક જાતનું ઝાડ ) લઇ=અલી.

નંગરથી નિકરઇ નાર, તેં કે લજ ન-કાં લી;
ઈન-જી મા ફૂઠી, નાની ફૂડી, ઇ ફૂટી ફૂટી જી ધી.

—માફૂડી—અર્થાત્ કીડી.

પએ સતેં ન ઉપડે, ડાંય મણેં જો ભાર;
ગોટ વિજી હલયો બેઠ મેં, લાહી જો ભરથાર.

—મૂડો ( વરરાજાને અપાય છે તે )

સિરો તાજો સિંધ મેં, તું હિતે હારઇ કયાં?
સમેં સંધે સાથડે, માંકે હિતે અપોર થ્યા.

—ચોખા.

સીતાજા નર સપનું, મે ભારી ભઠ થેઓ;
ઇસ્રી જે અંગ લગો, ત કિરી પદ પેઓ.

—તાળું.

સોન વરણું ને સામરો, વણ માર્યો રૂવે;
ઇ પિરોલી ન લજે, મે અકલ વોણું હુવે.

—ભમરો.

હિકડી આલા જે આસરે, બાઇ પોરઇ હલે પદ,
ત્રઇ ઘોડું જી સતર મેં, ચોથી ઇસ્રી વદ;
ખાસી પિરોલી ખત્રી ચય, જીરી પોંધી ઝટ.

૧. આકાશમાં વિંછૂડો, ૨ વીંછી, ૩ ઘોડાના સાજનો વીછીયો, ૪ પગે પહેરવામાં વીછીઆ.

હિકડી ખેંધે હિઠી ખેતર મેં, બઇ ભાજારેં હટ;
ત્રઈ વઇ સદ કંધી, સે મૂર ન અચે મટ.

૧ વૈયા-પંખી, ૨ વહી (ચોપડો), ૩ વય=ઉંમર.

હિકડી ચોરેં જે ચિત્ત મેં, બઇ જંધર મથે જોય,
મા ડિની ધીય કે, સે દાયજે મેં પણ હોય;
મોય ટાણે માડુઆ, છાલ કેં-મે મ હોય.

૧ ઉિઙ્ગો=આંચકી લેવુ, ૨ ઘંટીનો ઝડપી ફેરો, ૩ દાયજામાં અપાતુ છીકું, ૪ આંચકી.

વિઅ વિલાસી વેખલી, તું બાબુ ડિઠે બાર ?
હિકડા હેંકૈં મેં હેઠીં ઘોસ, બઈ હીંઘોસ સુતારેં જી માર;
વિઅ ભુજ જેડે સેર મેં, જિત પીંગે લુડન બાર.

—નિંધર-ઊંઘને ખેડૂત કહે છે.



# નોતિયાર ઇસા સલેમાન

કચ્છી લોક-સાહિત્યના પ્રેમી નોતિયાર ઇસા સલેમાન કચ્છી સાહિત્યના ચાહક છે, સંગ્રાહક છે અને કાવ્ય-રચના કરી શકે એવા કવિ પણ છે નખત્રાણા તાલુકાના ભાડરા ડેમ પર પોતાની ફરજ બજાવતા રહીને કચ્છના સાહિત્યની સેવા પણ કરતા રહ્યા છે. એમણે ઘણી પિરોલીઓ, ગુજ્જરતો તથા કચ્છી સગરોની રચના કરી છે અહીં એમણે રચેલી થોડી પિરોલીઓ આપવામા આવે છે—

ત્રે નર ડિઠા તેરે મેં, ગોઠ કનાં બાર,
જાત તિની જી હિકડી, નાલા ધારો ધાર;
ત્રોય હિકડે હંધ તે, સુરે ન આંગર ચાર,
ઇ પિરોલી ઇસો ચેં, વીર વિચારે ન્યાર.

—તેરાના ત્રણ તળાવ

હમાલ કંધ મેં, તરાર પણ નાંય,
હુલ થિયે તો, કજિયો પણ નાંય;
લઠિયું લગેંત્યું, ઢાર પણ નાંય,
પગ ન ખોડે, ઘોડો પણ નાંય.

—ઢોન

ઓરત ડિઠી અભડાસે મેં, સુઝ મે ઉભી સરાર,
ઉભી ઉન મકાન તા, સુરે ન આંગર ચાર;
જુની ગાલ જગલ મે, બારે કના બાર,
ઇ પિરોલી ઇસો ચે, વીર વિચારે ન્યાર.

—બારા ગામની જામ હમ્મીરની છતરડી

હિકડો પેઓ પાણી મેં, બેઓ જમીં મથે જોય;
ન કીં ભાંસ્યો ભુજિયે કે, ન કીં ખયો રોય.

—જામ પુઅરો–પાણીમાં પણ પુંઅરો.

( ભુજિયાને પણ ગમ્યો નહિ અને રોહાને પણ ગમ્યો નહિ )

કજિયો લગો કુટમ મેં, અધમ થેઓ અપાર,
ભેનરેં તેં ભાર પ્યો, થ્યો લોભી વીર લુઆર;
ભજી વઇયું ભર મિંજા, ભેનરૂં છડે ભાર,
મોટી વઇયું બે મુલક, લભી કરે કતાર;
સત તિની સતીયેં જો, કાયમ કયો કિરતાર.

—સમરી સતીઓ.



# બાલ-પિરોલી



અડધ મિટી જો, કંધ કપા જો;
જેડા લગોવા, તેડા નિકરી વેઓ સા.
—ડિયો.

બ બ જાણે, ત્રે ત્રે ન જાણે,
મા સુંઆણે, પે ન જાણે;
આયસ ડાડી, નાંયસ મુચ્છ,
ઈ પિરોલી ન લજે, ત પડલેં કે પુચ્છ.
—બકરો.

નાગી નિકરઈ નાર, તેંકે લજ ન-કાં લી;
મા કૂડી નાની કૂડી, ઈ કૂડી કૂડી જી ધી.
—માકૂડી.

કારી અેંયાં, કબરી અેંયાં,
કારે વડ મેં લિકી અેંયાં;
ગુલાલ પાણી પીંધી અેંયાં.
—જૂ.

કાઠ જી કૂકડી, લો જી ચુંજ;
ઉનાં કે તી, ચાર કાં પંજ.
—રેંટિયો.

કૂડ તો કુટજે, ધૂડ તી ધમજે;
મા કુંવારી, ધી તી પેણજે.

—ઘેડી.

લગ લગ ચ્યાં ત ન લગે;
મ લગ મ લગ ચ્યાં, ત લગે.

—ચપ.

( મ ના ઉચ્ચારથી હોઠને હોઠ અડકે. )

ચોખંઢી નગરી, ચાર ધરવાજા;
સોરો રાણીયું, સત ઐં રાજા.

—ચોપાટ.

નીલી ટોપી, કારા વગા;
આયા મુંજા, સજણ સગા.

—રીંગણાં.

નીલી પેટી, ગુલાબી ખાનાં;
તેમેં વિઠા, સીધી બાનાં.

—કારીંગે જા બિજ.

હેડડોક ડડો, મોતીયેં જડયો;
પાણી પીને ઉચું ચડયો.

—જુવાર જો સંગ.

નીલો તડેં નર, સુકે તડેં માધી;
ધાલો મેળી ચેં, મું તરા તેં તે ખાધી.

—આધુ-સુંઠ.

સોન જો પોપટ, પુચ્છ મેં પાણી પીએ.

—દિયો.

હલંધો વિઞ ને ભેઠ બધંધો વિઞે.

—સુતર જો કારકો.

હિકડી માની ને બ્યા મિડે ડારા.

—ચંવર ને તારા.

ભુજ ભઠાકા, ભિડ કા નાંકા;
મા છીનાલ ને બેટા વાંકા.

—ભુજમા ભિડના નાકાની બાજુના ઊંચા કોઠા પર છીનાળ નામની એક તોપ છે અને બાજુમા એક ગુડધિયો પડેલ છે તેને એ તોપના પુત્ર તરીકે ઓળખનામા આવે છે એને ઢાળતી વખતે કારીગરે એને સહેજ વાંકો રાખેલ છે આમ છતા તેનો અવાજ તોપ જેટલો જ થાય છે.

કમું ચેં મું કૂકડ ડિઠો,
અડેલે મેં હુરકલ વિઠો.

—ખનેર (રજપૂત)

ચતુર ને ચોરંઠિયો, પાછો ધિઓ પુરખ;
બારણુ વારો નાંય કો, રુઅણુ વારા લખ.

—કામડો.

બાંઠો હુકો બાવર જો, મેં ઝવેરી ફુલ;
પિંઠ સવા લખ જો, કરે વિઠો મુલ.

—રાણુ

ચાર હેઠ, ચાર ભેઠ, ચાર ચાઢીકે ચડયા;
ખમાં મું જે ખાવ ધ કે, જે હેડા ઘાટ ઘડયા.

—ગો-મે

ચુણુ ને ડુબિયું ઉ, તિત્તર ન-કાં હોલો;
તોજયું લખ પિરોલીયું, મુ જો હિકડો પિરોલો.

—ચીપીઓ



# ગુજારત

ગુજારત એ પિરોલીની મોટી બહેન, કહી શકાય. 'ગૂઢાર્થ' અથવા 'ગુહ્યાર્થ'માથી અપભ્રંશ થયેલ એ શબ્દ છે. જેનો અર્થ ગૂઢ છે, એવી ગૂઢાર્થવાળી સમસ્યાનું નામ ગુજારત ગુજારત એ પિરોલીનો જ એક પ્રકાર છે પરતુ પિરોલી જેવી એ સહેલ અને સરલ નથી એને સમજવી પણ સહેલી નથી. એટલે એનો ઉકેલ શોધ વામા જરા વધુ મુશ્કેલી પડે છે એનો ઉકેલ એક વ્યક્તિના જ્ઞાનભડાર પર આધાર રાખે છે ગુજારતને ઉકેલવામા શબ્દોના સુયોગ્ય અર્થ તારવી કાઢવાની કળા રહેલી છે. એ ભાષાની રમત અને શબ્દોના સ શો ધનનો વિષય હોવાથી સાહિત્યનો જ એક ભાગ બની જાય છે. એટલે ગુજારતમા સાહિત્ય અને સમસ્યા ઉભયનો સમાવેશ થઇ જાય છે.

ગુજારત એ ઘણા પુરાતન કાળનુ સાહિત્ય છે જૂના વખતમા એનો પ્રચાર પુષ્કળ પ્રમાણમા હતો ઘણી ગુજારતો પ્રાચીન ઇતિહાસ અને લોકકથાઓ સાથે સકળાયલી હોય છે ગુજારત એટલે લોક-સાહિત્યનો ભડાર સમયે સમયે ઉત્પન્ન થતા અનામી લોક કવિઓ એની રચના કરતા અને એની અદર રહેલા જોરદાર તત્ત્વના પ્રમાણમા આ રચના જુદા જુદા પ્રદેશોમા પ્રસરી જતી આજે આ સાહિત્ય-સમૃદ્ધિનો લગભગ લોપ થઇ ગયો છ જે કઇ થોડુ ઘણું બચી જવા પામ્યુ છે તે પણ આ વિષયના સાહિત્ય રસિકોના અભાવે લુપ્ત થઇ જવાની અણી પર આવી ગયુ છે એટલે સભવ છે કે થોડા સમયમા એનો પણ નાશ થઈ જાય

ગુંદિયાળી શાળાના એક વખતના સાહિત્યપ્રેમી અને કલા-વિશારદ એવા આશાસ્પદ યુવાન શિક્ષક શ્રી લ્હેરગિરિ દેવગિરિ ગોસ્વામી જે અકાળે ક્ષયના પંજામાં ઝડપાઇને એ ભયંકર દર્દના ભોગ બની ગયા, તે જ્યારે માતાના મઢમાં શિક્ષક હતા ત્યારે તેમણે ગરડા વિભાગમાથી આવી ગુજારતોનો ભંડોળ એકત્ર કરીને મોકલી આપેલો. એમાંથી થોડીક ગુજારતોના નમૂના જ માત્ર આ વિષયમાં રસ ધરાવનાર વાચક વર્ગની જાણ ખાતર અહીં આપવામાં આવે છેઃ—

**નર-નાં થ્યા માલ જા, પણ વણ જે ફેર.**

**ફોડ (સ્પષ્ટીકરણ):—નર-નાં=લાખો, માલ જા=લખ, વણ જો=ફુલ.**

**સેલ (ઉકેલ):—લાખા થ્યા લખ, પણ ફૂલાણીએં ફેર.**

નર-નાં એટલે નર જાતિનો શબ્દ—લાખો. માલ એટલે પશુધન. એ તો લાખોના પ્રમાણમાં હોય એટલે એમાથી ઉકેલનો શબ્દ આવ્યો લખ (લાખ). વણ જો એટલે વનનો. એમાંથી ઉકેલનો શબ્દ આવ્યો ફૂલ. એ રીતે આ ગુજારતનો જવાબ થયો—લાખા લખ પણ ફુલાણીએં ફેર.



**ખારે ચડઓ નર-નાં, સે પખી ઠોંધો કીં ન મિયાં !**

**ફોડઃ—ખારો=રણ, નર-નાં=જામ અબડો, પખી=સેણ.**

**સેલઃ—રણ ચડઓ અબડો, સે સૂમરિયું ઠોંધો કીં ન મિયાં !**

ખારે ચડઓ એટલે રણસંગ્રામમાં ચડેલો. નર-નાં તે જામ અબડો. પખી એટલે સેણ અથવા સમડી. સેણનો બીજો અર્થ

અને એ બનાવને સલોકામાં કે એવા કોઈ કાવ્યમાં અક્ષરબદ્ધ કરી દેતો. બહુધા દરેક ગામના કોઇ ને કોઈ પ્રસંગો આવા સાહિત્યમાં ગુંથાયેલા રહેતા. આવા સલોકા આખા પ્રદેશના ઇતિહાસ પર કંઇ ને કંઇ પ્રકાશ નાખતા અને વીરોની વીરતાને જીવંત રાખતા. એ ઉપરાંત વતનપ્રેમ અને દેશભક્તિનાં પાઠ પણ એમાંથી મળી શકતા. શૂરવીરોના શૌર્યની પ્રશસ્તિનાં એ કાવ્યો રણવીર રાજપૂતોને પણ બિરદાવતા અને વખત આવ્યે કોઈ વટના કટકા જેવા વાણિયાને પણ બિરદાવતા.

દાખલા તરીકે કચ્છ-મુન્દ્રા તાબે ભુજપુર ગામમાં એક કોરશી પટેલ થઈ ગયા. એની પાસે એક ઉમદા ઘોડી હતી. રતાડિયાના જાગીરદાર આસારિયાજીની આંખમાં એ ઘોડી ખૂંચી ગઈ. પટેલ પાસે એણે ઘોડીની માગણી કરી. કોરશી પટેલ પોચટ વાણિયો ન હતો. એણે ખુલ્લા શબ્દોમાં કહી દીધું, કે "ઠક્કર ! માંગા ધિંવરે જા શોભે, વહુઅરે જા ન શોભે ! ઠક્કર ઘોડે ચડી જાણેંતા ત વાણિયા પણ જાણેંતા."

# ભૂતકાળનું લોક સાહિત્ય

## સલોકા

જૂના વખતમાં જ્યારે વર્તમાનપત્રો અને સામયિકોના સાહિત્યનો અભાવ હતો ત્યારે પણ લોકો સાહિત્ય પ્રત્યે પ્રેમ ધરાવતા હતા. એ સમયે સમાજનું બંધારણ જ એવું હતું, કે સાહિત્ય તરફ લોકોનું આકર્ષણ કોઇ ને કોઈ રીતે ચાલુ રહેતું.

દરેક કોમમાં લગ્નના સમયે જોડકણાં રચવાનો કે સાહિત્યનો કંઇ ને કંઇ કાર્યક્રમ રાખવામાં આવતો. કેટલીક વાર જાનૈયાઓ જમવા બેસતા ત્યારે જમણને બાંધી દેવામાં આવતું. એ જમણને છોડવામાં ન આવે ત્યાં સુધી આખી પંગતની પીરસેલી થાળીઓ સૌનાં મોઢાં સામે જેમની તેમ પડી રહેતી. આ વખતે કોઈ કવિહૃદયની જરૂર પડતી. જાનૈયામાંથી કોઇક શીઘ્ર કવિ ઊઠીને ઊભો થતો અને જેવી રીતે જમણ બાંધવામાં આવેલ હોય તેવી જ રીતે તેને પોતાના જોડકણાથી છોડી નાખતો. આ રીતે બાંધેલ જમણ છૂટ્યા પછી જ સૌને જમવાની રજા મળતી.

ઉપરાંત લગ્ન સમયે ચોરીફેરા પહેલાં વરરાજા પાસે સલોકા બોલાવવામાં આવતા. એટલે વરરાજાને પરણવા જતાં પહેલાં જ કંઇ ને કંઇ સાહિત્યનો અભ્યાસ કરી લેવો પડતો. આ પ્રથાથી વરરાજામાં કંઇ ખોડ-ખાંપણ હોય તો પણ તે પરખાઇ આવતી.

જ્યારે જ્યારે કોઈ ગામમાં કે સમાજમાં કોઇ મહત્ત્વનો બનાવ બનતો ત્યારે ત્યારે જનતામાંથી કોઇ ને કોઇ લોકકવિ જાગી ઊઠતો

અને એ બનાવને સલોકામા કે એવા કોઇ કાવ્યમા અક્ષરબદ્ધ કરી દેતો બહુધા દરેક ગામના કોઇ ને કોઇ પ્રસંગો આવા સાહિત્યમા ગુંથાયેલા રહેતા આવા સલોકા આખા પ્રદેશના ઇતિહાસ પર કઇ ને કંઇ પ્રકાશ નાખતા અને વીરોની વીરતાને જીવત રાખતા એ ઉપરાત વતનપ્રેમ અને દેશભક્તિના પાઠ પણ એમાથી મળી શકતા ધરવીરોના શૌર્યની પ્રશસ્તિના એ કાવ્યો રણવીર રાજપૂતોને પણ બિરદાવતા અને વખત આવ્યે કોઇ વટના કટકા જેવા વાણિયાને પણ બિરદાવતા

દાખલા તરીકે કચ્છ-મુન્દ્રા તાગે ભુજપુર ગામમા એક કોરશી પટેલ થઈ ગયા એની પાસે એક ઉમદા ઘોડી હતી રતાડિયાના જાગીરદાર આસારિયાજીની આખમા એ ઘોડી ખૂચી ગઈ પટેલ પાસે એણે ઘોડીની માગણી કરી કોરશી પટેલ પોચટ વાણિયો ન હતો. એણે ખુલ્લા શબ્દોમા કહી દીધુ, કે "ઠક્કર ! માગા ધિરે જા શોભે, વહુઅરે જા ન શોભે ! ઠક્કર ઘોડે ચડી જાણે તા ત વાણિયા પણ જાણેંતા."

પટેલના તીખા જવાબથી ઠક્કર ભોઠા પડી ગયા એમણે વા દાઢમા રાખી લીધી લાગ આવતા કોરશી પટેલને બાન તરી પકડી લીધા

કોરશી પટેલ કાચો ન હતો. જગલ જવાને બહાને એ કે માથી સટકી ગયો અને મહારાઓશ્રી રાયધણજીને મોટી ફોજ મા રતાડિયા પર ચડાઇ કરવા તેડી લાવ્યો.

રતાડિયાનો ગઢ પાડી, ભાજી પોખાવી પછી એણે ભુજપુર પાણી પીધુ આ કોરશી પટેલના પરાક્રમનો સલોકો આ પ્રમાણે ઇ

# કોરશી પટેલનો સલોકો

સરસ્વતી માતા સમરૂં પાય, ટીલે વિહો શ્રી રાયધણ રાય;
શેઠ દેવચંદ જોર ચડાય, કચ્છમેં કારી રાત જ આય.

× × × ×

ચસ ચડેઓ,
ચસ ચડેઓ રતાડિયે કે જોર, કટક ભેરો કયો આસરિયે તેર;
પ્રથમ ગંજેનું વધેઓ વેર બેઓ થેઓતે મઠઇ સે ઝેર.

કોઠે મેઆણા,
કોઠે મેઆણા રખેંતા આઠ, કડેંક કંધાસીં રાજ સેં રાંધ;
એડા ઓરાતા ચાઠીંતા ચિત્ત, માલ કંઠી જો ફેરીંતા નિત.

હાણે મારીયું,
હાણે મારીયું ભુજપર વરે, રાજા વિહો અર રાજ જ કરે;
કોઠાયાં તેજો ને તહ્યંગ જોર, કચ્છ મેં પાકે પુછેતા કેર ?

ઠક્કર ! કોરસીંજી,
ઠક્કર ! કોરસી જી મ કજા છેડ, ખારી વાડી જી મ કજા ખેડ;
કોરસીં આંકે આડો અચીધો, રતાડિયો ઠીયે ન છડીધો.

× × × ×

હેકાર ઠક્કર જી,
હેકાર ઠક્કર જી ગઢી છણાઈયાં, ગામમેં પોઆ હર ખેડાઈયાં;
હર ખેડે ને ભાજી પોખાઈયાં, પે ય ભુજપર મેં પેર જ પાંઈયાં.

નોભત નંગારા,
નોભત નંગારા ભેરિયું વજે, રાયધણ ચડયો રતાઠિયે તેં;
કોરસીં સા કે કોઠેઆં ભેરા, હિકડી ચોટ જ બેરાજે હલ્યા.

છુટે નારીં ને,
છુટે નારીં ને વિછટે બાણ, ઘણા ધારૂ જા થ્યા ઘમસાણ;
પેલે ભડાકે તરોટી ગેડાં, નાર હેઠે ને ગામ મેં ગેડાં.

વિછટે નાર ને,
વિછટે નાર ને લગેતી લાય, કોઠે હેઠાનું વાઢું તી પાય;
મોવઠી રા-જા વારૂ વખાણ, ખાસો ખવાસ ને રામજી જાણ.

ઠક્કર આસારિયો,
ઠક્કર આસારિયો બેરાજે વેઓ, અધલ છડે ને ભધલ તેં પેઓ;
હાથડ હુક્કો હથ મેં રેઓ, રતાઠિયો ગંજે હથાનું વેઓ.

એરડા સો જો તાં,
એરડા સો જો તાં સૈકડા હુવો, બેતાલીયે મેં ઝગડા થેઓ;
દેવધર વાણીએ સરૂખો ચેઓ, નાં કોરસીં જો જુગ જુગ રેઓ.



એવો જ એક બીજો સલોકો છે કટારિયાના કાંયાજીનો. કચ્છના મહારાઓશ્રી રાયધણજી પહેલાને અગિયાર કુંવરો હતા. મોટા કુંવર નોઘણજી મહારાઓશ્રીની હયાતીમાં જ દેવ થયા હતા. બીજા કુંવર રવાજીને ખડીરના એક સોઢાએ ભુજમાં ઠાર કર્યો હતા. ત્રીજા કુંવર પ્રાગમલજી હતા.

૩ રાવ રાયધણજીના અવસાન વખતે બધા કુંવરો એમના અમિ-

સંસ્કાર માટે છતરડીએ ગયા. પરંતુ પ્રાગમલજી આંખો દુખવાનું બહાનું બતાવીને ભુજમાં જ બેસી રહ્યા.

બધા કુંવરો શહેર બહાર નીકળી જતાં પ્રાગમલજી રાજગાદી પર ચડી બેઠા, અને રાજ્યાભિષેકનાં વાજિંત્રોનો નાદ ગગનમાં ગાજી ઊઠયો. આ અવાજ કુંવરોના કાને પડ્યો. એ સાંભળીને પ્રાગમલજીના કુંવર ગોડજી બોલી ઊઠ્યા, કે "એ તો મારા ભોળા પિતાનાં કામ હશે, માટે હું હમણાં જ જઈને એમને સમજાવું છું." એમ કહી ગોડજી શહેરમાં આવ્યા અને અધૂરામાં પૂરૂં દરવાજા ખુલ્લા હતા તે બંધ કરાવી દીધા.

છતરડીએથી પાછા ફરતાં કુંવરોએ ભુજના દરવાજા બંધ જોયા એટલે સૌએ ત્યાંથી ચાલીને પોતપોતાનાં થાણાં દબાવી લીધાં. રવાજીના કુંવર કાંયાજીએ મોરબી અને કટારિયું દબાવ્યાં. કાંયાજી શરવીર અને સમર્થ હોવાથી એણે કચ્છના મહારાવ સામે બહારવટું ખેડવા માંડયુ.

કાંયાજીને દાબી દેવા માટે મહારાઓશ્રી પ્રાગમલજીએ પોતાના પાટવી કુંવર ગોડજીને મોટા લશ્કર સાથે કટારિયા પર ચડી જવા મોકલાવ્યા. પરંતુ કાંયાજીની કુનેહ અને વ્યવસ્થિત તાકાતથી ભુજના લશ્કરને ત્યાંથી ભાગવું પડ્યુ. આ પ્રસંગનો સલોકો અત્રે આપવામાં આવે છે.



# કાંયાજીનો સલોકો

સરસ્વતી માતા! પાય જ લાગું, સલોકો કે'વા વરદાન માગું;
શારદા દેવી! થાજે તું સાચી, મતિ કદીયે મ દેજે કાચી.

× ×

બેઠા ટીલેશ્રી,
બેઠા ટીલે શ્રી રાયધણ રાય, ઘરઘર ઓચ્છવ મંગલ થાય;
રાયધણ સુત રવા ભૂપાલ, હાલ્યા પ્રથમથી સ્વર્ગ દાવાર.

તસ પાટે શ્રી,
તસ પાટે શ્રી કાંયોજી સોહે, વીર જાડેજા જોઈને મોહે;
ધનધન માતા ફુલબાઈ માય, અંગે ઉપન્યા કાંઈયલ રાય.

નગર કટારિયા,
નગર કટારિયા વાગડ દેશ, ત્યાં કને કાંયોજી હુવા પ્રવેશ;
બોલ્યા વિનંતિ નફરી ન થાય, સાચો રાજા સીલવંત કે'વાય.

જાડેજા વચ્ચે,
જાડેજા વચ્ચે કરમી જાણું, કરમી કાંયલના આઠે વખાણું;
કુંવર તેજમાલજી મોરબી થાણું, કુંવર ભીમજી ચતુરસુજાણ.

× × × ×

પચ્છમ ધરામાં,
પચ્છમ ધરામાં આણ પરિયાણ, કચ્છ ધરામાં કરમી જાણ;
દેશ બધામાં દેવ ગવાય, હઠ્યો હમ્મીર એવો વંચાય.

બત્રીસ લક્ષણે,
બત્રીસ લક્ષણે શોભંતો શૂરો, વીર કાંયોજી ગુણિયલ પૂરો;
પર્વતો મધ્યે મેરૂ પ્રમાણ, ક્ષત્રિયો માંહે કાંયલ જાણ.

ચઉદ ચારો તો,
ચઉદ ચારો તો કચ્છ વંચાય, તેના ટીલે શ્રી પ્રાગમલ રાય;
પાટવી કુંવર ગોઢ બિરાજ, ગઢ કોટ બંદર વધારી લાજ.

લાગ્યો ગોઢને,
લાગ્યો ગોઢને માયાનો પાશ, ભાઇઓને કાઢી ખાય ગરાસ;
કાઢ્યા ભીમાણી ભાઇઓ છતાં, કચ્છને આઠા કમાડ હતા.

ભાઇ ભીમાણી,
ભાઇ ભીમાણી અહીંયાં જ આવો, અમ છતાં કેમ પરદેશ જાઓ?
રાખ્યા કાંયાજીએ દિલાસા દઈ, ગોઢજી સુધી વાત જ ગઈ.

કાઢ્યા કાસીદ,
કાઢ્યા કાસીદ કાંયાજી ભણી, લખી કાગળમાં વાત જ ઘણી;
વાંચી કાગળ ને થયો વિકરાળ, સામા આવો કરસું સતકાર.

એણે કારણે,
એણે કારણે ધીંગાણા થાય, પાડા લડે ને ઝાડ ખોદાય;
અવર કંધા અડિયા ભાઇ, સામા સામી માંહી કટકાઇ.

વરસે ગલોલી,
વરસે ગલોલી સામંત શૂર, ઘેલો ભાદરવો ઝાકમઝોર;
અંગ વિષે ત્યાં આડંગ થાય, અંતર ઘટા ચઢતી જાય.

એણી પરે તો,
એણી પરે બાર મેઘ મંડાય, રાણી જાયા ત્યાં નાવાને જાય;
ઉત્તર દખણનાં ચડ વાદળાં, સામસામા એમ દળ આખડયાં.

વહે તરવારૂં,
વહે તરવારૂં વીજ ઝમૂકે, સૂરા લડે ને કાયર કંપે;
છૂટે નારૂં, ને તેનો ન પાર, વહે વોકળા લોહીની ધાર.

ચડયો રવાણી,
ચડયો રવાણી ફરકે નીશાન, કાઢે કસુંબા સાકરની લાણ;
નીલૂડે ઘોડે નાખ્યાં પલાણ, ઉલટયો જાણે મીઠો મહેરાણ.

વાગે સરણાઇયું,
વાગે સરણાઇયુ સિંધૂડો થાય, સામા ચાલીને શાર્દૂળ જાય;
જેમ જેઠીમલ આવી તાડૂકે, તેમ કટક દળ થાય છે ઘોકે.

જાણે અંધાર્યો,
જાણે અંધાર્યો આષાઢી મેહ, ગોળા આકાશમાં કરે કલોલ;
ઘેલો ભાદરવો કરે હડડાટ, મેઘ અંધારી ન સૂઝે વાટ.

કુંવર ગોડનાં,
કુંવર ગોડનાં મેલાવ્યાં માન, ભુજની ફોજમાં પડે ભંગાણ;
લીલોજી ઠક્કર ભાગતા જાય, કોઇ કોઠીમાં જઇ સતાય.

સંવત સત્તર ને,
સંવત સત્તર ને ઉપર સાઠ, બીજ ઉજારી માસ વૈશાખ,
કાંયાજી કેરો સરૂખો કેરો, આનંદ અવિચળ જગમાં રેશો.



# વાઘેલાનો સલોકો

વાગડના વાઘેલા એટલે વટના કટકા. એક વખત આખી વાગડ વાઘેલાઓને ઘેર હતી. ધરણુ વાઘેલાના વખતથી વાગડ પર વાઘેલાનો સિક્કો હતો. વાઘેલા હંમેશાં માથાભારે હોવાથી ઘણીવાર કચ્છ રાજ્ય સાથે પણ આખડી પડતા. મણોના હિસાબે અફીણ પણ વાઘેલા જ જાળવી શકે અને જીરવી શકે. એક વખત કચ્છ રાજ્યના કટ્ટા દુશ્મન પૂંજા શેઠને ગઢડાના× કિલ્લામાં આશરો આપનાર પણ જાટાવાડાના વાઘેલા જ હતા. ત્યારથી કચ્છ રાજ્ય અને વાઘેલાઓ વચ્ચે સુમેળ બેસતો ન હતો.

મહારાઓશ્રી દેશળજીના વખતમાં જાટાવાડામાં આણંદસંગ અને પિથુભા નામે ગરાસીઆ હતા. બન્ને બહાદુર અને માથાના ફરેલ હતા. એ જ અરસામાં ત્યાં દેવરાજ ખંડોલ નામે એક વાણિયો હતો. એને અને ગરાસીઆઓને ખેતીનો ભાગ આપવા બાબત મતભેદ ઊભો થયો. દેવરાજ ખંડોલ હતો તો વાણિયો પણ ગરાસીઆથી ગાંજ્યો જાય એવો ન હતો. આ તરફ ગરાસીઆનું દબાણુ દિવસે દિવસે વધતુ જતું હતું. આખરે એ ગરાસીઆની દખલગીરીથી કંટાળ્યો અને એક રાત્રે પોતાની તમામ માલ-મિલ્કત સાથે વાઘેલાની નવાઇમાથી છાનોમાનો બહાર નીકળી ગયો.

---

× ગઢડાનો કિલ્લો જાટાવાડાથી ઉત્તરે ત્રણેક ગાઉ પર આવેલ છે. એ કિલ્લામાં એક કૂવો છે. એના પાણીથી શરવીરો પાકે છે એમ કહેવાતું. આ કારણથી એ કૂવો પાછળથી પૂરાવી દેવામાં આવેલો કહેવાય છે.

દેવરાજ ખ ડોલ ત્યાંથી સીધો મહારાઓશ્રીનું રક્ષણ માગવા ભુજ ગયો. મહારાઓશ્રીએ એનુ રક્ષણ કરવાનું વચન આપ્યુ એ વખતે વાગડમા તાજાજ વસાવેલા ગામ દેશલપરમા રહેવાની એને સગવડ આપવામા આવી દેવરાજ ખડોન હવે દેશલપરમા રહેવા લાગ્યો. દેશનપર રહ્યુ દરબારી ગામ એટલે અહીં વાઘેનાના ઉપદ્રવની ઝાઝી ધાસ્તી ન હતી

આ બનાવે આણુદસ ગ અને પિથુભાના અંતરમા આગ ચાંપી. બને ભાઇઓ કચ્છ રાજ્ય સામે બહારવટુ ખેડવા કૂદી પડ્યા જ્યા જ્યા લાગ ફાવતો ત્યા ત્યા દરબારી ગામો ભાગવાનુ એમણે ચાલુ કર્યુ. ચારે તરફ એમણે હાક બોલાવવા માંડી

આ વખતે પીર અબ્બાસઅલી ભુજમા લશ્કરી ખાતાના વડા હતા. એ મુત્સદ્દી હતા તેમજ શૂરવીર અને તેજસ્વી પણ હતા પોતે સૈયદ હતા મોટા પટાવત હતા બને હાથે એ તલ્વાર ફેરવી શકતા એમની ઝીક કોઇ ઝાલી શકતુ નહિ એ બળવાન પણ હતા અને બુદ્ધિમાન પણ હતા આથી વાઘેના આણુદસંગ અને પિથુભાને દાબી દેવા માટે દેશળજી બાનાએ એમને પસંદ કર્યા. અબ્બાસઅલી પોતાની ફોજ સાથે વાગડ તરફ ઊપડી ગયા.

આણુદસગ અને પિથુભાએ વાગડના દરબારી ગામોમા ત્રાસ મચાવી દીધો હતો. હમણા જ એ ચોબારી ભાગીને ત્યાથી થરપાર કરવાળા રણમા ઊતરી પડ્યા હતા

અબ્બાસઅલી પણ એમને છોડી દે એવા ન હતા એમણે પણ એમની પીઠ પકડી રણમા ઝુકાવી દીધુ રણની અધવચ્ચે એમનો ભેટો થઇ ગયો ધીંગાણુ ચાલુ થયુ પીર અબ્બાસઅલી બહાદુરીથી લડતા આખરે એ ધીંગાણામા કામ આવી ગયા એમના શબને ત્યાથી ભુજ લાવવામા આવ્યુ અને પીર તરીકે એમની દર-

ગાહ બંધાવવામાં આવી. આજે પણ લશ્કરી માણસો પીર અબ્બાસ-અલી પર ખૂબ શ્રદ્ધા રાખે છે.

આણંદસંગ અને પિથુભાનું બહારવટું લાંબો વખત ચાલ્યા બાદ આખરે કચ્છ રાજ્ય સાથે સમાધાન થયું હતું. એ પ્રસંગનો આ સલોકો છે—

સરસ્વતી માતા પાય જ લાગું,
કહેવા સલોકા વરદાન માગું;
પહેલો ફેરો તો કેસરજી ફેરો,
તેમાં વાઘેલો પિથુજી ભેરો.

પિથુજી જઇને,
પિથુજી જઇને ચોબારી ચડિયો,
માયા લઇને પાછો જ વળિયો;
કહે ફિરંગી એના શા ભાર ?
પઠાણ વાંસે લાર કતાર.

સાત સો ઘોડા તો,
સાત સો ઘોડા તો વાર જ ચડિયા,
જઇ નીલવાની પારે આપડિયા;
ભાગી મ જાઓ ઊભા રચો ઠામ,
છટું તમારૂં પારકર ગામ.

બેટા રજપૂતનો,
બેટા રજપૂતનો કદીયે ન ભાગે,
ભાગી જાઇયે તે નીલવો લાજે;
ભાગ્યા તણા તો કરશો આ ધોખા,
ભરાશે એવા ભરશું જ હોકા.

બીજે ટૈંગે તો મિયાણાં કેરો,
તેમાં વાઘેલો પિથુજી લેગો.

મોઆણે જઇને,
મોઆણે જઇને મેલાણ મારી,
ઘરેણાંગાંઠા લીધા સભારી;
પાછા પઠાણો સંપીને સાથે,
ચલાવી આવ્યા મોઆણા માથે.

કેસરો પ્રાગમલજી,
કેસરો પ્રાગમલજી આવીયો આડો.
જાણીએ જૂતો છે અઠોરી પાડો;
સલૂકો 'ગસીઓ કલો' જ કહે,
વાઘેલા તણી વાત જ રહે

એ જ રીતે લાખાપરના ભબીઆ ઠક્કરોએ કારાઘૂના પર કરેલ ધીંગાણાનો સનોકો ઊગમ ઓસવાળે રચેલ છે નવીનાળના ઠક્કર બાવાજીનો, ભુજપુરના વડેરાનો અને એવા અનેક સલોકા આજ લગી લોકોને કંઠસ્થ હતા એક આખું પુસ્તક ભરાય એટલો સલોકાના સાહિત્યનો સંગ્રહ થઇ શકે પરંતુ હવે તો એ સાહિત્ય પણ કાળના પ્રવાહમાં અદશ્ય થતું જાય છે



# કચ્છની લોકકથાઓ

## કારાયલ સમો અને કપૂરી સંધાર

૧

કારાયલ સમા અને કપૂરી સંધારની વીરત્વભરી કથા પર એક હજાર કરતાં વધારે વરસો વીતી ગયા છતાં એમનાં નામ કચ્છની જનતાના હૃદય-પટ પર ટંકોત્કીર્ણવત કોતરાઈ રહેલ છે. કારાયલ એટલે મયૂર. મયૂરના અદ્‌ભુત સૌન્દર્યનું આકર્ષણ કારાયલના નામની આસપાસ આજે પણ ફરતું રહેલ છે. કારાયલની બહાદુરી અને કપૂરીની તાકાતના તાણાવાણા વડે આ કથા ગુંથાયેલી છે.

અને એ સીપના મોતી જેવા એમના પુત્ર વીંઝારના ચરિત્રમાં બહાદુરી અને શક્તિ ઉપરાંત એક અપૂર્વ બુદ્ધિબળનાં પણ દર્શન થાય છે. પિતાના નામની પ્રતિષ્ઠા જાળવવા ખાતર પોતાના જ હાથે પિતાનું મસ્તક વાઢીને માતાના ખોળામાં ધરનાર આ વીંઝારની તલવારને શાની ઉપમા આપવી ? આ વીરકથા આબાલવૃદ્ધ સર્વને એક નવી જ પ્રેરણાનાં નીર પાતી રહી છે.

વિક્રમની દશમી શતાબ્દિનો સમય હતો. કરોળિયાનાં જાળાં જેવી, કચ્છમાં ઠામઠામ બાઝી રહેલી કાઠીસત્તા, સમા વીરોના સપાટાથી વિખેરાવા લાગી હતી. કેટલાક કાઠી સરદારોને પોતાની અનગળ સંપત્તિ ધરતી માતાના ઉદરમાં પધરાવીને રાતોરાત પોબારા ગણી જવાની ફરજ પડી હતી.

આવા ડામાડોળ સમયમા કચ્છની ઊપની તરફ આવેલા કારી કચ્છીના પ્રદેશમા નારાયણ સમાની આણ વર્તી રહી હતી આ નારાયણ સમો અન્ય કોઇ નહિ, પરંતુ સિંધપતિ જામ લાખિયારના નાના ભાઇ જમ્પરાનો પુત્ર હતો.

નારાયણ સમાને શેર માટીની[1] ખોટ હતી તેણે પાણા તેટલા પીર કર્યાં પણ તેના અંતરની અભિલાષા હજુ પરિપૂર્ણ થઇ ન હતી તેની પ્રજા અને તેના નોકર-ચાકરો પણ પ્રભાત સમયે એના મુખનું દર્શન કરવાને રાજી ન હતા આ વાંઝીયાપણાથી અકળાઇને નારાયણ સમો એક દિવસ કોઇને કાઇ પણ જાણ કર્યા સિવાય કારીકચ્છીનો ત્યાગ કરી ગયો

કેટલાક દિવસે તેને ચિત્રાણા[2] ડુંગર પર તપ કરી રહેલા એક સમર્થ યોગી ચિત્રનાથની ભાળ લાગી તે એકદમ ચિત્રાણા ડુંગર પર મહાત્મા ચિત્રનાથ પાસે આવી પહોચ્યો. રડતા હૃદયે તેણે પોતાની દુઃખદ સ્થિતિનું તમામ વર્ણન આ મહાત્મા પાસે કર્યું. સમા સરદારની સ્થિતિથી યોગીને તેના પર દયા આવી તેણે થોડે દૂર ઉભેલા એક આમ્રવૃક્ષમાથી એક આમ્રફળ તોડી લાવવાની તેને આજ્ઞા કરી

યોગીની આજ્ઞાનો અમલ કરવા નારાયણ સમો આમ્રવૃક્ષ પાસે આવ્યો તેને વિચાર થયો, કે એકને બદલે બે ફળ લીધા હોય તો શુ ખોટું ? તેણે બે ફળ તોડી લીધાં એક પોતાની ભેટમાં સંતાડયું અને બીજું ફળ હાથમા લઇને, તે ગુરુ મહારાજ પાસે આવ્યો

યોગી નારાયણ સમાની ચાલાકી સમજી ગયો હતો. તે બોલ્યો, "સમા સરદાર ! તારા હાથમાનુ ફળ તારી રાણીને ખવડાવજે.

૧ સંતતિની ૨ ચિત્રાણો ડુંગર અબડાસામાં વિંઝાણથી થોડે દૂર ઊગમણી તરફ આવેલો છે.

ઈશ્વરકૃપાએ તારે ત્યાં પુત્રનો જન્મ થશે, પરંતુ તેં ચૌર્યવૃત્તિ રાખી, તેથી તારો પુત્ર એક બહારવટીઓ થશે એ વાત ભૂલીશ મા !"

નારાયણ સમો હાથ જોડીને ક્ષમા માગતાં બોલ્યો, "મહારાજ ! એ દોષ મારો છે. પણ મારૂ વાંઝીયા મહેણુ ટળે છે, એ પણ હું તો મારૂ અહોભાગ્ય માનું છું." આમ કહી મહાત્માની આજ્ઞા લઈ તે ઘેર આવ્યો.

યોગીના કથન અનુસાર નારાયણ સમાને ત્યાં બરાબર યોગ્ય સમયે એક સ્વરૂપવાન કુમારનો જન્મ થયો. આ કુમાર તે આપણી કથાનો વીર નાયક કારાયલ સમો પોતે જ.

"પુતરજા લખણુ પીંગે મેં પધરા" (પુત્રનાં લક્ષણ પારણામાંથી) એ કહેણી મુજબ કારાયલ કુમારમાં બાલ્યાવસ્થાથી જ શૌર્ય, ઔદાર્ય આદિ ગુણો ઓતપ્રોત થએલાં જણાતાં હતાં. તેની પાસે યાચના કરનાર કોઈ પણ યાચક નિરાશ ન થઇ જાય, એવો એ બાલકુમારનો અટલ નિયમ હતો. ભાટ ચારણાદિ યાચક વર્ગના લોકો કારાયલની ઉદારતા પર આફ્રીન હતા તેઓ તેના પર સદા આશીર્વાદોની ઝડીઓ વરસાવી રહેતા

કારાયલ કુમાર કંઇક મોટો થતાં, તેને તેના પિતા પાસેથી મળતી જૂજ રકમનો દરમાયો તેના હસ્તમાંથી અખંડ વહેણે વહેતી દાન સરિતામાં માત્ર એક નાનીશી ઝરણી સમાન નીવડયો. આ મુશ્કેલીને પહોંચી વળવા માટે, કારાયલને નવો જ રસ્તો ગ્રહણ કરવાની ફરજ પડી. જ્યારે જ્યારે લાગ ફાવતો, ત્યારે ત્યારે તે આસપાસના પ્રદેશમાંથી એક જબ્બર ધાડ મારી આવતો અને આ રીતે યાચકગણને સંતુષ્ટ રાખવાની પોતાની પુણ્યપ્રથા તે અબાધિત ટકાવી રાખતો. કારાયલની આ વર્તણૂક તેના પિતાને રૂચતી નહિ.

પરંતુ એને મહાત્માના વચનોનું જ પરિણામ માની તે મનનું દુખ મનમાં જ સમાવી દેતો

કારાયલની પ્રવૃત્તિઓ તો સદા એકધારી ચાલુ જ હતી જ્યારે આજુબાજુનો પ્રદેશ સાવ સાફ કરી લીધો, ત્યારે તેણે સિંધ બાભણાસરના પાદશાહનો ખજાનો કાઢીને એક મોટી લૂટ લાવવાનો વિચાર કર્યો આથી તે પોતાના થોડા સાથીઓ સાથે બાભણાસરને રસ્તે ઊતરી પડ્યો

બરાબર લાગ સાધીને તેણે પાદશાહી ખજાનો ફાડ્યો, અને અખૂટ દ્રવ્ય ઉઠાવીને તે રાતની રાતમા પોતાના સાથીઓ સાથે પાછો કારીકચ્છી પહોંચી આવ્યો

બીજી સવારે બાભણાસરના પાદશાહને પોતાનો મોટો ખજાનો લુટાયાની ખબર પડી તેણે ચોરને પાતાળમાથી પણ શોધી કાઢવાનો નિશ્ચય કર્યો આ કાર્યને માટે તેણે સમસ્ત સિંધના મોટામા મોટા પગીઓને રોકી લીધા ચાલાક પગીઓ ચોરના પગ લેતા લેતા કારીકચ્છી તરફ આવવા લાગ્યા. ચોરનો પગ ચાલતા ચાલતા છેક નારાયણ સમાના રાજમહેલમા આવી પહોંચ્યો

પગીઓ ચોરનો પગ પાણીમાંથી પણ કહાડી આપે એવા કુશળ હતા. તેમણે જાણી લીધુ કે આ ચોરીનો કરનાર અન્ય કોઈ નહિ, પણ કારીકચ્છીના જામ નારાયણ સમાનો કુમાર કારાયલ પોતે જ હતો પરંતુ આ વાત નારાયણ સમાને જણાવવાની તેમની હિંમત નં ચાલતા તેઓ પાછા બાભણાસર તરફ ચાલવા લાગ્યા

જ્યારે પાદશાહે જાણ્યુ, કે આ ચોરીનો કરનાર નારાયણ સમાનો કુમાર કારાયલ છે, ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ તેણે નારાયણ સમાને તેના પુત્ર કારાયલ માટે સખત તાકીદ કરી અને પહેલી જ તકે તેને દેશપાર કરવાની સૂચના આપી દીધી

નારાયણ સમો પણ પોતાના પુત્ર કારાયલનાં કારસ્થાનોથી કંટાળ્યો હતો. હવે તો તેને પાદશાહના હુકમનો અમલ કરવા સિવાય છૂટકો જ ન હતો. કારાયલને સમજાવીને ઠેકાણે લાવવાના તેના આજ પર્યંતના તમામ પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા હતા. આથી તેણે પાદશાહનો સંદેશો કારાયલના કાન પર મૂકી દીધો.

પોતાના બાહુબળ પર જ પ્રમત્ત રહેનાર કારાયલને પરિણામની પરવા ન હતી. પિતાને ધર્મ–સંકટમાંથી મુક્ત કરવા, કારાયલ સમાએ પોતાના સંગાથીઓ સાથે કારીકચ્છીને છેલ્લી સલામ કરી દીધી. કુદરત જ્યાં ખેંચી જાય, ત્યાં ચાલ્યા જવાને તેણે પોતાના જીવન-નાવને ઝંપલાવી દીધું.

કારાયલ સમો પ્રથમ ચિત્રાણા ડુંગર પર આવ્યો. જે મહાત્માની કૃપા વડે તેનો જન્મ થયો હતો તે જ મહાત્મા હજુ આ ચિત્રાણા ડુંગર પર તપશ્ચર્યા આદરી રહ્યા હતા. કારાયલ આ ચિત્રનાથ મહાત્માને પગે પડ્યો, અને તેના આશીર્વાદ માગ્યા. ચિત્રનાથ એને જોતાં જ જાણી ગયા હતા, કે એ નારાયણ સમાનો કુમાર કારાયલ પોતે જ છે. મહાત્માએ પોતાના આશીર્વાદની નિશાની રૂપ એક યંત્ર તૈયાર કરીને કારાયલ સમાને આપ્યું. અને કહ્યું, કે જ્યાં સુધી તેની પાસે એ યંત્ર હશે, ત્યાં સુધી તેને ઊની આંચ આવવાની નથી.

યોગી મહાત્માના આશીર્વાદ મસ્તક પર ચડાવીને, કારાયલ પોતાના કાફલા સાથે ત્યાંથી આગળ ચાલ્યો. પોતાના રહેઠાણ માટે યોગ્ય સ્થળ પસંદ કરવા માટે તે જુદા જુદા ડુંગરોનાં સ્થાનક તપાસતો ચાલવા લાગ્યો. ધડા ડુંગર પર આવીને તેણે ત્યાં રાતવાસો કર્યો. ધડા ડુંગર પર ઝાડોનો જમાવ સારો હોવાથી શિકારને માટે એ સરસ સ્થળ જાણી કારાયલ ખૂબ પ્રસન્ન થયો.

ઘડા ડુંગરથી આગળ ચાલતાં મધળા ચંદ્રીયા ડુંગર પર આવ્યા, અને ત્યાંથી નીકળી ધરટોડા ડુંગર પાસે આવ્યા. આ ડુંગર પાસે કાસ ડુંગરની ધાર આવી રહેલી છે. એ ધાર પર એક મયૂર અખાડો કરીને નૃત્ય કરી રહ્યો હતો. સામે ધરટોડા ડુંગર પર ઢેલો ઘેરો વાળીને ઊભી હતી. ઢેલોને જોઈને મોર ત્યાંથી ઊડ્યો, અને ઢેલોના ઘેરામાં આવીને પડયો આ શુભ શુકન જોઈને કારાયલને અત્યંત આનંદ ઉત્પન્ન થયો.

ઘેરો ધરટોડા, ઢેલ સંધો તો હગે;
કારાયલ કામા, ઉડીને ઉતરી અચે.

ભાવાર્થ—ધરટોડા ડુંગર પર હળકતી ઢેલોનું ટોળું જોઈને, કારાયલ અર્થાત્ મોર કાસ ડુંગરની ઊંચી ધાર પરથી ઊડીને ત્યાં ઊતરી આવે છે.

કારાયલ ત્યાંથી ફરતો ફરતો આખરે પચ્છમાઈ ડુંગર પર આવી પહોંચ્યો. આ ડુંગર લખગુરનો કહેવાય છે પચ્છમાઈ ડુંગર કારાયલને પોતાના નિવાસ-સ્થળ માટે તદ્દન યોગ્ય જણાયો એ ડુંગરમાં મોટી મોટી ખીણો, મહાન વૃક્ષોના ઝુંડો, અને અનેક રમ્ય સ્થળો આવેલાં હોવાથી, કારાયલને તે જોતાં વાર જ ગમી ગયો. તેણે પોતાનું મેવાણું આ લખગુરના પચ્છમાઈ ડુંગર પર રાખી દીધું.

પચ્છમ વડે પાર, ડુંગર દિસજે સિંધીઉ;
ધારીયેં પીરેંજી વાડ, મથે ગુરૂ ગજાઉ કરે.

ભાવાર્થ—પચ્છમને કિનારે પચ્છમાઈ અથવા સિંધીઓ દેખાય છે એની ધાર પર ચારે બાજુ પીરોના સ્થાનક વાડની માફક આવી રહેલાં છે, અને ઉપર લખગુરની હાક વાગી રહી છે.

કારાયલ સમાએ આ દેવતાઇ ડુંગર પર પોતાનું થાણું જમાવ્યું. થોડા જ સમયમાં આ બહાદુર બહારવટીઆની હાકના પડઘા સિંધ અને કચ્છને થથરાવવા લાગ્યા. એ મહાન ધાડપાડુના ઝપાટામાંથી ધારેલો શિકાર છટકી જાય, એ સર્વથા અસંભવનીય હતુ છતા તેણે એક ખાનદાન બહારવટીઆને છાજે તેવી નીતિ ગ્રહણ કરેલી હતી. કોઇ પણ અબળા સામે દોષદષ્ટિએ નિહાળવાનો તેણે પોતાના સમસ્ત મંડળમાં સખ્ત પ્રતિબંધ કર્યો હતો. એટલું જ નહિ, પરંતુ તેના સાથીદારો પૈકી કોઈની પણ એવી અયોગ્ય વર્તણુક જોવામાં આવે તો તેને સખ્તમાં સખ્ત સજા કરતાં તે લેશ પણ અચકાતો નહિ

લૂટફાટમા પણ તેનો ખાસ નિયમ હતો, કે "મારવો તો મીર." ગરીબ કે પૂજ્ય ગણાતી વ્યક્તિઓ સામે ઊંચી આંખે પણ ન જોવાનો તેનો મજબૂત ઠરાવ હતો. અવાર નવાર તેની આ વીર-મંડળીને ધીંગાણામા ઊતરી પડવાનો પ્રસંગ પણ આવી પડતો. પરંતુ તેની ટોળીના મહાન ખેલાડી અને પટાબાજ જુવાનો કદીપણ કોઇને મચક આપે એવા ન હતા. આ બહાદુર નરનું જીવન–નાવ આમ ખુલ્લા બહારવટાને પથે ચડી ચૂકયુ હતું

## ( ૨ )

## કપૂરી સંથાર.

કારાયલ સમાના નિવાસ સ્થળથી થોડે દૂર ભાંજડો ડુંગર[૧]

૧ અહીં જૂના વખતમાં ભાજડો નામનો એક યોગી તપશ્ચર્યા આદરી રહેલો હોવાથી એ ડુંગરનુ નામ ભાજડો ડુંગર પડેલું કહેવાય છે. કાળી ચૌદશની રાત્રે મેલી વિદ્યાના સાધકો ત્યા સાધના માટે પહોચી જાય છે. "ભાજડે જી ડેણુ" એવી કહેવત આજ પણ કચ્છમાં પ્રચલિત છે.

આવેલો હતો. આ ભાજડા ડુંગર પર ઊજર રામો નામનો એક પ્રખ્યાત લુટારો રહેતો હતો. ઊજર રામો અનેક શ્રીમંતોને લૂંટીને તાલેવંત બન્યો હતો. ચારે બાજુ તેના નામનો ડંકો વાગતો એના રહેઠાણ પાસેથી પસાર થતાં મર્દોના મન પણ મૂંઝાતાં ચોરી અને લૂંટ એ જ એનો મુખ્ય ધંધો હતો.

ઊજર રામો એક વખત ફરતો ફરતો, પોતાની ટોળી સાથે થર પ્રદેશ તરફ નીકળી ગયો હતો. ત્યાંથી પાછા ફરતા તે બન્નીમાંથી પસાર થતો હતો. સમય બપોરનો હતો. આ સઘળા લોકો પાણીની તૃષાથી આકુળવ્યાકુળ થઇ રહ્યા હતા. બપોરના સખ્ત તાપમાં બન્નીનો રસ્તો કાપતા કાપતા તેઓ આખરે જ્યા સંધાર લોકોની વાઢો પડેલી હતી, ત્યા આવી પહોચ્યા

અહીં સાઓ સગાર નામક એક ધણાર પોતાની જંગી આથો સાથે પડેલો હતો. એ સમયમા શ્રીમંત લોકોની શ્રીમંતાઇ, તેમની પાસેના પશુધન પરથી અંકાતી આજ પણ આ રિવાજ બન્ની જેવા પ્રદેશમા ચાલુ છે. ઢોરોને ઉછેરવા, એ જ એ લોકોનો મુખ્ય ધંધો હતો દૂધ-દહીં એ એમનુ નિત્યનું ભોજન હતું.

સાઓ સગારને સંતતિમાં માત્ર એક પુત્રી હતી તેનું નામ કપૂરી હતુ. કપૂરીની ઉંમર સોળ સત્તર વર્ષની હતી ઘણે ભાગે તે દુગ્ધ-પાનથી જ ઉછરેલી હોવાથી, તે વીસ વર્ષની યૌવના જણાતી હતી યૌવનનો વસંત વાયુ તેના અંગે અંગને વિકસાવી તેમા કંઇ અજબ લાલિત્ય ફૂંકી રહ્યો હતો. ગુલાબી લાલીથી લાલ બનેલા તેના ગૌર લાલ જાણે પૂર્ણ ખીલ્યા કમળ પુષ્પોની હરીફાઇએ ચડ્યા હતા. શરદ પૂર્ણિમાના ચંદ્ર સમાન શીતળ કિરણોની ઝડીઓ વરસાવતું તેનુ મનોહર મુખારવિંદ, કાળી અણિયાળી આંખો પર આવી રહેલી કામદેવના ધનુષ્ય સમાન તેની ભમર-કમાનો, સિંહને શરમાવે એવો

કટિપ્રદેશ, અને મદમસ્ત બાલ-હરિતની જેવો તેનો થનગનાટ પ્રથમ દૃષ્ટિએ જ જોનારને મ્હાત કરવાને બસ હતાં. સરવના સોટા જેવું તેનું સીધું કદ અને જાડી ઓઢણીમાંથી બહાર પડતા કેળના ગર્ભ જેવા ઉભય હસ્ત કંઇ ઓર દેદીપ્યમાન દેખાતા હતા. સ્વર્ગમાંથી ઊતરી આવેલી અપ્સરા સમાન આ કપૂરી સંધાર જેટલી ખૂબસુરત હતી, તેવી જ તે સામર્થ્યવાન હતી. તેણે તેના પિતાનાં અસંખ્ય ઢોરોને પાણી પાવાનું કાર્ય પોતા પર જ લઇ લીધુ હતું. કૂવામાથી પાણી ખેંચવાની તેની રીત પણ અજબ હતી તેણે એક પાડાની ખાલનો એક જબ્બર ચડો (ડોલ) બનાવ્યો હતો. પાણીથી ચીકાર ભરેલો આ ચડો કૂવામાંથી ખેંચી કાઢવો, એ તેને મન એક રમત માત્ર હતી. દરરોજના આ પ્રકારના વ્યાયામથી તેનું શરીર પણ કસરતબાજ બની ગયું હતું. જેની મૂછે લીંબુ ઠરે, એવા જવાંમર્દો પણ કપૂરીની આ કળા પાસે મસ્તક ઝુકાવતા. કપૂરી સંધારે ખુલ્લો એકરાર કર્યો હતો, કે જે માણસ એ ચડો કૂવામાંથી ખેંચી કહાડે, તેને જ 'વરવુ. કેટલાયે વીર યુવાનો પોતાનાં નસીબ અને બળને અજમાવવાને અહીં આવ્યા હતા અને લાચાર બનીને પાછા ફર્યા હતા. જે કાર્ય કપૂરી સંધાર હસતાંરમતાં કરતી, તે કોઇ મર્દ મહા મુસ્કેલીએ પણ કરી શકતો નહિ. આ કારણથી કપૂરીના પિતાનું મન તેના ભવિષ્ય માટે રાતદિવસ અત્યંત ચિંતામગ્ન રહેતું હતું. પરંતુ કપૂરીના અડગ નિશ્ચયને ડગાવી શકવાને કોઇ સમર્થ ન હતું.

ઊજર રામો જ્યારે પોતાના બેલીઓ સાથે કૂવામાંથી પાણી કાઢતી કપૂરી સંધાર પાસે આવી લાગ્યો, ત્યારે તેનું સુંદર મુખમંડળ નિહાળીને તે તેના પર મુગ્ધ બની ગયો.

તે કપૂરી સંધાર તરફ આવતો હતો, તેવીજ તેની દૃષ્ટિ ત્યાંથી ઝપાટાબંધ પસાર થતી એક રોઝડી પર પડી. કપૂરીને પોતાની બહાદુરી બતાવીને ચકિત કરવા માટે આ સરસ અવસર આવેલો

જાણી, તેણે એક તીર કહાડીને કમાન પર ચડાવ્યુ, અને તેના એક જ ઘાયે રાઝડીને તેજ વખતે જમીન પર પાડી દીધી

ઊજર રામાનુ આ નિર્દય વર્તન કપૂરીને જરા પણ ગમ્યુ નહિ છતા તેને કઇ પણ ન કહેતા તે શાન્ત રહી. એટલામા એ નજદીક આવી પહોચ્યો તેણે પોતાને પાણી પાવાનુ કપૂરી સધારને કહ્યુ —

કુંજલડી કપૂરી, નજર કરેને ન્યાર;
થરનું થકી આવેઆ, પાણી તિની પિઆર.

ભાવાર્થ—હે કૂંજ જેવી સ્વરૂપવાન કપૂરી, તું નજર કરીને જો થર મુલકથી થાકીને આવેલા અમો મુસાફરોને તુ પાણી પિવાડ

કપૂરી સધારે ઊજર રામાને જણાવ્યુ —

પાણી પાતરા, સિજે કઢે સે પીએ,
ઊજરીઅલ તુ આ, રૂપ સુચગા રામા.

ભાવાર્થ—પાણી તો પાતાળમા છે, અને તેને મહાર કાઢી શકે તેજ પીએ છે માટે હે સ્વરૂપવાન ઊજર રામા, તું અહીં આવ અને પાણી કાઢ

કપૂરીના શબ્દો શ્રવણ કરીને તે ત્વરિત ગતિએ કૂવાના પડ થાળ પર ચઢી ગયો આમડાનો ચડો પોતાના હાથમાં લઇને તેને તે કૂવામા ઉતારવા લાગ્યો

જ્યારે ચડો પાણીથી ચીકાર ભરાઇ ગયો ત્યારે ઊજર રામો તેને બહાર કાઢવાને બળ કરવા લાગ્યો તેણે પોતાની તમામ તાકાત અજમાવી જોઇ, પરતુ ચડાને એક હાથ પણ પાણી ઉપર લાવી શકયો નહિ તેનું શરીર મહેનતથી લાલચોળ થઇ ગયું મોઢુ ફીકા

વીયા થવા લાગ્યું. ચહેરા પર જોઠપ તરી આવી. હવે યોગ્ય પ્રસંગ આવ્યો જાણીને કપૂરી બોલી:—

ઉજરીઅલ અબોટ, રૂક પછાડે રોઝડી;
ડઇ ચડે કો ચોટ, કઢજ બાર કપૂર ચે'.

ભાવાર્થ—હે ઊજર રામા! તેં જેમ તીર મારીને પેલી નિર્દોષ રોઝડીને પાડી નાખી, તેમજ હવે ચોટ દઇને આ ચડો બહાર કાઢજે.

કપૂરીનું આ મહેણુ ઊજર રામાના હૃદયમાં તીરની પેઠે વાગ્યુ. તેણે કેટલીયે અહેમત ઉઠાવી, અને રાતોપીળો બની ગયો, પણ ચડો પાણીમાંથી બહાર ન નીકળ્યો તે ન જ નીકળ્યો. અંતે તે નિરાશ થઇને કૂવા પરથી વીલે મોઢે પાછો ફર્યો.

કપૂરીની પ્રાપ્તિ માટે આજ પર્યંત આ ઊજર રામા જેવા કેટલાયે વીર જવાનો પોતાના તકદીર અજમાવવાને આવી ચડયા હતા. પણ સૌને નસીબે નિષ્ફળતા સિવાય બીજું કશુ લખાયેલું ન જ હતું.

જ્યારે આ વાતની કારાયલ સમાને જાણ થઈ, ત્યારે તેને પણ કપૂરી સંધારને જોવાની ઈચ્છા જાગી ઊઠી. એક દિવસ તે પોતાના બહારવટીઆ–મંડળ સાથે ફરતો ફરતો કપૂરી સંધારની વાઢમાં આવી લાગ્યો. સમય મધ્યાહ્નનો હતો. તાપ પણ પ્રચંડ હતો. સૌનાં ગળાં પાણીની તૃષાથી શુષ્ક બની ગયા હતાં.

વીરકન્યા કપૂરી સંધાર પોતાના પશુ–સમુદાય વચ્ચે કૂવાના પડયાળ પર ઊભીને પાણી ખેંચવાના પોતાના હંમેશના કાર્યમાં મશગૂલ બનેલી હતી. ઓઢણીનો એક છેડો છાતી પરથી કમ્મર પર બાંધી લઇને ખુલ્લા મસ્તકે પદ્મણીના અવતાર સમી એક સુકોમળ કુમારિકાને હેરથી ભયાનક ચડા સંગાથે ખેલતી નિહાળીને, કારા-

યલનું હૃદય આશ્ચર્યમુગ્ધ બની ગયું. કોઈ દિવસ ન જાગેલી એવી અનેક લાગણીઓએ તેના અંતરમાં મહાન યુદ્ધ મચાવી મૂક્યું તેની તેજસ્વી આંખોએ આ મનોહર મુગ્ધા તરફ મીટ માંડી.

પંજેં સત્તેં ન ઉપડે, એડો ભાર અપાર;
સતેં સાનેંજો ચડો, સે સિંઞે કઢે સંધાર.

ભાવાર્થ—પાંચ સાત જણથી ન ઉપડે એવો સાત સાંઢના ચામડાનો ચડો કપૂરી સંધાર સીંચીને કૂવામાંથી કહાડે છે.

જેના માત્ર નામ–શ્રવણથી બહાદુરમાં બહાદુર પુરુષો પણ થરથરી જતા, એવો એક બળવાન બહારવટીઓ એક બાળાની આ અજબ શક્તિ નિહાળીને યંત્રવત્–જડવત્ ઊભો રહ્યો. અગ્નિના તણખા વરસાવતી તેની ચકચકતી આંખોએ, પોતાના કાર્યમાં તલ્લીન બની રહેલી આ વીરબાળા પર લેશ પણ અસર કરી નહિ. તેની પાસે આવ્યા તેવા પાછા ફરનારાઓનો તોટો ન હતો. તે કોઈ સામે ઊંચી આંખ કરીને જોવા જેટલી તસ્દી પણ ભાગ્યે જ લેતી.

કારાયલ સમો કૂવામાંથી પાણી ખેંચતી આ વીર રમણી તરફ એકી ટસે જોતો ઊભો રહ્યો આ અદ્‌ભુત દૃશ્યના અવલોકનમાં તે પોતાની તૃષાને ઘડીભર વીસરી ગયો હતો.

પાસે ડઇ તાણુ, સિંઞે સંગાર કઢેઓ;
લગા મોહજા બાણ, સુઅણેં સમેં જામકે.

ભાવાર્થ—કપુરી સંગારને એક પડખેથી જોર કરીને ચડો કાઢતી જોઈને કારાયલ સમાને પ્રેમના બાણ વાગ્યા.

થોડીવાર આ દેખાવ અનિમિષ નયને નિહાળીને તેણે બોલવાની શરુઆત કરી.

"વીર કુમારી! તૃષાતૂરોની તૃષા અહીં ટળી શકે છે?"

કપૂરીએ ઊંચે જોયું. તેની હરિણી જેવી ચપળ આંખો જાણે કારાયલનું સામર્થ્ય માપી રહી હતી.

"રાજપૂત વીર ! અહીં તો પાણી કાઢી શકે, તે જ પી શકે છે. નહિ તો આ ચોપાંનો હવાડો વિશાળ છે, અને તે સૌને માટે ખુલ્લો છે." કપૂરીએ ધીરેથી પણ બેપરવાઇથી તલવારની ધાર જેવો તીક્ષ્ણ જવાબ આપતાં જણાવ્યું.

કપૂરીનો આવો વિચિત્ર ઉત્તર સાંભળીને કારાયલ જાણે થંભી ગયો. તેનું વીર-હૃદય તેને કૂવા પર ચડવાને ધકેલવા લાગ્યું. કપૂરીનો પડકાર સાંભળીને શાન્ત રહે, એવું કારાયલનું માનસ ન હતું. તે તે જ ક્ષણે સડાપ ! દેતો કૂવાના પડથાળ પર ચઢી ગયો. અને પેલો ભીષણ ચડો હાથમાં લઈ, ચિત્રનાથ ગુરુનું સ્મરણ કરીને, તે તેણે સરરરર ! કરતો કૂવામાં સેરવી દીધો.

કારાયલની ચપળતા અને ચાલાકી જોઇને કપૂરી પણ સ્તબ્ધ બની ગઈ. કેટલીએ મુદ્દતથી સુકાતી જતી તેના અંતરની આશા-વેલીને નવલ-જળનું સીંચન થયું. વીરનરની શોધ કરી કરીને આખરે નિરાશ બની પાછી ફરેલી તેની અણિયાળી આંખો એક પલકારો પણ લીધા વિના કારાયલની કળાને અમીટ દૃષ્ટિએ નિહાળી રહી.

પેલો રાક્ષસી ચડો કૂવામાં પડયો, તેવો જ ભરાઇને આ રાજપૂત વીરના બળવંત બાહુ વડે ઉપર ચડવા લાગ્યો. જેમ જેમ ચડો ઊંચે આવવા લાગ્યો તેમ તેમ કપૂરીની કરમાઇ ગએલી આશલતા વધુ ને વધુ પાંગરવા લાગી. તેના સ્નેહ-સાગરનાં ઓસરી ગયેલાં પાણી જાણે પાછાં ચડવા લાગ્યાં. તેને માટે આજ એક નવી જ દુનિયા રચાની હોય એવું તેને જણાયું. વિધાતાએ કપૂરી સંધારનો આજનો દિવસ સોનાનો સરજ્યો હતો.

જોતજોતામાં પેલો જંગી ચડો બહાર પડથાળ પર આવીને પછડાયો. પાણીની રેલમછેલ થઇ રહી. સાથે સાથે કપૂરીનું હૃદય પણ આનંદના ઊભરાથી રેલમછેલ થઇ રહ્યું. કારાયલ પ્રત્યે તેને અપૂર્વ માન ઉત્પન્ન થયું. તેણે તરત જ માથે ઓઢી લીધુ. તેના હૃદય પર દિનપ્રતિદિન વધતો જતો અસીમ બોજો આજે ખાલી થતો જણાયો.

કારાયલ પાણી પીને શાન્ત થયો. તેના સંગાથીઓ પણ તૃષા ટાળી તૃપ્ત બન્યા.

કપૂરીનો પિતા સાઓ મંગાર પણ આજે સંયોગવશાત્ અહીંજ હાજર હતો. તે પણ આનંદાવેશથી કારાયલને આવીને ભેટ્યો. એક બીજાને ઓળખાણો અપાઇ. કારાયલ સમાનુ નામ સાંભળી તેના આનંદનો અવધિ થયો.

કારાયલ તથા તેના સઘળા સંગાથીઓ આજ સાઆ સંધારના મહેમાન બન્યા રાત્રિ પડતાં કપૂરીના પિતાએ કપૂરીની પ્રતિજ્ઞા સંબધી સવિસ્તર હકીકત કારાયલ પાસે રજુ કરી. અને કપૂરીનો હસ્ત ગ્રહણ કરવાની તેને અરજ કરી.

કારાયલ સમો પણ પૂર યુવાનીમા આવેલો હતો. જેવો તે પોતે શૌર્યવાન, સ્વરૂપવાન અને સામર્થ્યવાન હતો, તેવી જ પત્ની પ્રાપ્ત કરવા માટે અનાયાસે આવી ચડેલા આ સુયોગને તેણે વધાવી લીધો.

સઘળો નિર્ણય થઇ ગયો. થોડા જ દિવસોમાં કારાયલ સમા તથા કપૂરી સંધારના વિધિ પુરસર સ્નેહ-લગ્ન થઇ ગયાં.

કપૂરીના પિતાએ પુષ્કળ પ્રમાણમાં પહેરામણીઓ અને માલ ધન આપીને પોતાની પુત્રીને વિદાય કરી.

કારાયલ સમો કપુરી સંધાર સાથે સીધો પચ્છમાઇ ડુંગર પર આવી પહોચ્યો. પરંતુ હવે તેને ગૃહસ્થી જીવન જીવવાનું હોવાથી પચ્છમાઇ ડુંગરનુ ભયંકર સ્થાન તેને યોગ્ય જણાયુ નહિ આથી તેણે પચ્છમાઇ ડુંગરનો ત્યાગ કર્યો. અને પોલડીઆ[૧] ટંકારા આવી પહોચ્યો આ જગ્યા તેને પોતાના નિવાસ સ્થાન માટે યોગ્ય જણાવાથી તેણે અહીં જ પોતાનુ રહેઠાણ કર્યું.

પોલડીએ ટંકાર, મણધર મેડી અડે;
હિત હીંડોરા ખાટતે', હુડે લાલ સંધાર.

ભાવાર્થ—પોલડીઆ ટંકારમા મહાન કારાયલ સમાએ પોતાનું મહાલય તૈયાર કરાવ્યુ, અને ત્યાં હીંડોળાખાટ પર કપૂરી સંધાર હીંચના લાગી.

કારી ચૌદસ કાર્તકી, જાયો વીર વીંઝાર;
ઇંદ્રાસનનું આવયું, હૂરૂં બંધણ હાર.

ભાવાર્થ—કાર્તક માસની અંધારી ચૌદશના દિવસે કારાયલ સમાને ત્યાં વીર કુમાર વીંઝારનો જન્મ થયો. જેને હાર પહેરાવવાને ઇંદ્રપુરીની અપ્સરાઓ આવે એવુ એનું સ્વરૂપ હતું.

ઉત્તમ પ્રકારની સીપ અને સ્વાતિબિંદુના સંમિલનથી જેમ મહામૂલ્યવાન મોતી પાકે, તેમ. કારાયલ અને કપૂરી સંધારના જોડલામાથી પેદા થયેલો વીંઝાર કુમાર પણ જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ તેનામા શૌર્ય, સૌન્દર્ય અને કૌશલ્ય આદિ ગુણો વૃદ્ધિ પામતા ગયા.

---

૧ ગઢશીમા અને કોટડી વચ્ચે આવેલા પોલડીઆ ગામે આજ પણ કારાયલના સ્થાનની જૂની નિશાનીઓ જોવામા આવે છે.

વીંઝાર કુમારને બાલ્યાવસ્થાથી જ તીર, તલવાર, બંદૂક આદિ અસ્ત્ર-શસ્ત્રો વાપરવાનો શોખ હતો. કંઈક મોટો થતાં તે તેમનો કુશળતાપૂર્વક ઉપયોગ કરવા લાગ્યો, અને એક રાજકુમારને છાજે તેવી સર્વ વિદ્યામાં તે પારંગત બની ગયો.

કપૂરી સંધારના સૌન્દર્ય-સામર્થ્ય અને કારાયલ સમાના શૌર્ય-ઔદાર્યનું એકીકરણ તે વીરકુમાર વીંઝાર.

---

૩

## ચૌર્યકળા

એક વખત કારાયલ સમાને વીંઝારની કસોટી કરવાની ઈચ્છા થઈ. એમના ઘરના આગણામા એક ઉંચું લીમડાનું ઝાડ હતું. આ ઝાડ પર એક કાગડીએ માળો બાંધ્યો હતો. માળામા ઈંડાં હતાં. કાગડી ઇંડા સેવવા માટે આખો દિવસ માળામા બેસી રહેતી.

કારાયલે કહ્યુંઃ " વીંઝાર ! આ લીમડા પરના કાગડીના માળામાંથી કાગડીને ખબર ન પડે એવી રીતે એનાં ઈંડાં તુ સરકાવી શકે ખરો ?

" બાપુજી ! બધાં પંખીઓમાં કાગડો મહાચતુર અને લુચ્ચું પંખી છે. એને ઠગી લેવાની કળા તો તમે મને આજ સુધી શીખવી જ કયા છે ? "

" પણ આવી કળાઓ કંઈ શીખવી થોડી જ શીખાય છે ? એ તો આપોઆપ આવડે ! ત્યારે તારામાં હજુ એટલી અધૂરાશ ખરી ! "

" અને બાપુજી ! તમે એના ઇંડા ઉઠાવી શકો ખરા ? " વીંઝારે નવી યુક્તિ ચલાવી.

"કેમ નહિ ? હું તો એનો આખો માળો ઉઠાવી આવું તોય એને ખબર ન પડે !" કારાયલે પોતાની કળાનું દિગ્દર્શન કરાવ્યું.

"ત્યારે તો એ પ્રયોગ મારે જરૂર જોવો છે."

"તો જોઇ લેજે ! હું તને હમણાં જ બતાવું."

આમ કહેતાં જ કારાયલ સમો સડસડાટ ! કરતો એક ચિત્તાની છલંગથી લીમડા પર ચઢી ગયો.

એની પાછળ વીંઝાર પણ બાપને ખબર ન પડે તેમ બિલ્લી-પગે ત્યાં પહોંચી ગયો.

કપૂરી નીચે બેઠી બેઠી આ બાપ-બેટાની ચાલાકીનો તમાસો જોઇ રહી હતી.

કારાયલે કળાપૂર્વક ઘણી જ સીફતથી કાગડીના માળા નીચેની ડાખળીઓ પવનથી આવતા આંચકાના મેળ સાથે ધીરે ધીરે ખસેડી દૂર કરી. પછી તે એનાં ઈંડાં એક પછી એક ઉઠાવતો આવ્યો અને પોતાની ભેટમાં મૂકતો આવ્યો.

અને પિતાની ભેટમાંથી આ ચાલાક પુત્રે એટલી જ ચાલાકીથી એ જ ઇંડાં સરકાવી લઇને પોતાના ખીસામાં મૂકવા માંડયાં.

કાગડીના માળામાંથી કારાયલે ચોરેલાં ચારે ઈંડાં આમ વીંઝારના હાથમાં આવી પડયાં.

પોતાનું કામ પૂરૂં થઇ જતાં વીંઝાર ગુપચુપ નીચે આવી ગયો અને ડાહ્યો-ડમરો થઇને માતા કપૂરી પાસે છાનોમાનો નીચે બેસી રહ્યો. એટલામાં કારાયલ પણ લીમડા પરથી નીચે ઊતરી આવ્યો.

"બાપુ ! માળામાં ઈંડાં હતાં ખરાં ?" વીંઝારે અજ્ઞાનતા બતાવતાં પિતાને પ્રશ્ન કર્યો.

"કેમ ન હોય ? ઈંડાં તો ચાર હતાં." કારાયલે હસતાં હસતાં કહ્યું.

"અને ચારે ઉઠાવી આવ્યા ?"

"ત્યારે બીજાં કોને માટે રાખું ? અને જો, પેલી કાગડી બાઈ તો હજુ એમ ને એમ બેઠાં છે. એ બિચારી જાણે છે કે હું હજુ મારા ઇંડા પર જ બેઠી છું."

"પણ કાગડીનાં ઈંડાં હોય કેવા ?" વીંઝારે દિશા બદલી.

"અને એ જ તને બતાવું છું ને ! શું તેં હજુ કાગડીનાં ઈંડાં જોયાં જ નથી ? નવાઇ !"

આમ કહીને કારાયલ સમો પોતાની ભેટમાં ઇંડાને શોધતો ખાંખાખોળા કરવા લાગ્યો. તેને નવાઇ લાગી, બધાં ઇંડાં એકાએક ક્યાં ઊડી ગયાં ! તે પોતાની ભેટ છોડી જોવા તૈયાર થયો.

આટલો વખત કપૂરી મોઢા આડું કપડું મૂકીને મહા મુશ્કેલીએ પોતાનું હસવું ખાળી રહી હતી. પણ હવે તેનું હસવું તેનાથી રોકી શકાયું નહિ તે મોટે મોટે ખડખડાટ હસી પડી.

ચતુર કારાયલ સમજી ગયો કે દાળમાં અવશ્ય કંઇક કાળું છે. એટલામાં વીંઝારે પોતાના ખીસામાંથી એક પછી એક ચારે ઈંડાં બહાર કાઢી બાપ પાસે રજુ કરી દીધાં.

કારાયલ ક્ષણભર તો આભો જ બની ગયો. પણ તરત જ તે બધી હકીકત પામી ગયો. ત્રણે જણના ખડખડાટ હાસ્યની એક લહરિ વાતાવરણમાં વેરાઇ ગઇ.

"વીંઝાર ! તેં તો જાદુ કર્યું. તું મારાથી આગળ ગયો." કારાયલે મુક્ત કંઠે વીંઝારના વખાણ કરવા માંડયાં.

"ગુરુ કરતાં ચેલા સવાયા જ હોય ને!" કપૂરીએ ટહુકો પૂર્યો.

"અને વીંઝાર! એ હવે પાછાં તું જ મૂકી આવ." કપૂરીના માતૃહૃદયે ગરીબ કાગડીની દયા ખાધી.

તરત જ વીંઝાર પાછો લીમડા ઉપર ચઢી ગયો અને ચારે ઇંડાં પાછાં જેમનાં તેમ કાગડીના માળામાં યુક્તિપૂર્વક ગોઠવી દીધાં.

"વીંઝાર! આજની પરીક્ષામાં તું સફળ થઇ ચૂક્યો." કારાયલે પ્રમાણપત્ર આપતાં કહ્યું.

"ત્યારે બાપુ! આજે વાઘેલા રાજાના રાજમહેલની જડતી લેવા મને જરૂર તેડી જશોને?" વીંઝારે તક સાધી.

"વારૂ, ત્યારે આજે તો તું પણ તૈયાર થઇ જજે."

ઘણા દિવસની માગણીના સ્વીકારથી વીંઝાર આજે રાજી રાજી થઇ ગયો.

---

( ૪ )

## મસ્તક-વિચ્છેદન

કારાયલ સમાના નિવાસસ્થળથી થોડે દૂર ધારાનગર નામનું એક મોટું શહેર આવેલું હતું. અહીં વીસળ વાઘેલો પોતાનો અમલ ચલાવી રહ્યો હતો. વીસળ વાઘેલાનો ખજાનો શીકાર હતો. પરંતુ તે પ્રજા-કલ્યાણ અર્થે તેમાંથી કદી એક પાઇ પણ વાપરતો નહિ. કારાયલની નજર કેટલાયે દિવસથી વાઘેલાના આ અખૂટ ખજાના પર ચોંટી હતી.

એટલામાં આખા કચ્છમાં એક કાળો દુકાળ ઊતરી પડ્યો.

ભૂખના દુઃખે પશુઓ તાવડામાં ધાણી ફૂટે, તેમ ટપોટપ પડવા લાગ્યા. ઘાસ–ચારાની અત્યંત તંગીથી ત્રાસી જઇને પશુ–સમુદાયના માલીકો પોતપોતાનું પશુ–ધન લઇને તેમના નિર્વાહ માટે કોઈ સિંધ કોઇ હાલાર, કોઈ આગ્રુ એમ જુદા જુદા સ્થાને જવા માટે નીકળી પડ્યા કચ્છ વેરાન જેવુ થઈ ગયુ અને કારાયલની આમદાની પર મોટો કાપ આવી પડયો.

સમય દુષ્કાળનો હોવાથી, ભૂખે મરતા અને રઝળતા દુકાળીઆઓની એક મોટી સંખ્યા વીસળ વાઘેલાનો આશ્રય લેવાને તેની પાસે આવી પરંતુ જેનામા ઔદાર્યનો એક છાંટો પણ નહિ, એવા આ વાઘેલા રાજાએ આ લોકોને આશ્રય આપવાને બદલે એમને હડધૂત કરીને કહાડી મૂકયા. આ માણસોએ જ્યારે કારાયલ સમાનું નામ સાભળ્યુ, ત્યારે તેઓ ત્યાથી સીધા આ સમા સરદાર પાસે ધસી આવ્યા. આશરો માગવા આવેલાને તરછોડી કહાડે એવો કારાયલ ન હતો તેણે આ સઘળા લોકોને ઘણા જ માન સાથે પોતાને ત્યા રાખી લીધા આમ એક બાજુથી જ્યારે કારાયલનો હાથ તંગીમા હતો, ત્યારે બીજી બાજુથી દુષ્કાળને લઇને યાચક વર્ગની સખ્યા દિન પ્રતિદિન સમુદ્રની ભરતી પેઠે વધવા લાગી. હવે કયો માર્ગ ગ્રહણ કરવો, તેના વિચારમા આ ધીરવીર યોદ્ધો રાત–દિવસ મુંઝાવા લાગ્યો.

કેટલાક ઝરણાં પોતાના પહાડી પ્રદેશમાથી નીકળતા જ સામી દિશામા એક સરખી ગતિએ વહેવા માંડે છે. કેટલાક અનેક આડા અવળા અને વાંકા–ચૂકા વળાંકા લઇને પછડાતા પછડાતા મહા મુશ્કેલીએ પોતાની નિયમિત ગતિને પ્રાપ્ત કરે છે. અને કેટલાક તો ડુંગરાળ પ્રદેશમા રખડતા રઝળતા આખરે ત્યા જ લય પામે છે. કારાયલના જીવન–ઝરણનું વહેણ પણ આવુ ત્રીજા પ્રકારનું હતું.

હાલ દુષ્કાળના સમયને લઇને તેનો દીનજન–સહાયક હસ્ત, વધુ પ્રમાણમાં તંગ બની ગયો હતો.

જે સમયે લોકોને પેટપૂરતા દાણા મળવાના સાસા હતા, તે સમયે વીસળ વાઘેલો પોતાના ખજાનામા સુવર્ણની ઇંટો ખડકયે જતો હતો. આ વાત કારાયલના અંતરમા ખૂચી રહી હતી. તેણે પોતાના મન સાથે નિશ્ચય કરી લીધો, કે આવા કંજૂસ રાજાનો ખજાનો ખાલી કરવો, અને તેનો ઉપયોગ દીન જનોના પોષણ અર્થે કરવો એ પાપ નહિ પણ પુણ્ય જ હોઈ શકે

ત્યારપછી કારાયલ દરરોજ વીસળ વાઘેલાની રાજ–કચેરીમા જવા લાગ્યો, અને પોતાના ઉપયોગની બાતમી મેળવવા લાગ્યો. થોડા જ સમયમાં તેણે વીસળ વાઘેલાના ખજાના, ભોયરા અને ભંડારોની સઘળી હકીકત અત્યંત કુશળતાપૂર્વક પ્રાપ્ત કરી લીધી. હવે તેણે વાઘેલા રાજાના ખજાનામાથી ધાડ મારવાનો વિચાર કર્યો.

એક રાત્રે તે પોતાની ચંદન–ઘો* લઇને ધારાનગર શહેરના કિલ્લા પાસે આવી પહોચ્યો. ચદન–ઘોની મદદથી કિલ્લા પર ચડીને તે શહેરમા દાખલ થયો. કયા જવુ, અને કાર્ય કેવી રીતે પાર

* જૂના વખતમા ચોરો કિલ્લા પર ચડવાને ચંદન–ઘોનો ઉપયોગ કરતા. એક દોરડી આ ચદન–ઘોની કમરે બાધવામા આવતી, અને બીજી તેના નાકમા પરોવવામા આવતી ચંદન–ઘો જ્યા પડે ત્યા ચોટી જવાનો તેનો સ્વભાવ હોવાથી તેને કિલ્લા પર ફેંકતા જ્યારે તે ચોટી જાય, ત્યારે ચોર લોકો તેની કમર પર બાધેલી દોરડીના આધારથી ઉપર ચડી જતા અને એ જ રીતે બીજી બાજુએ ઊતરી જતા. આ કામ પૂરૂં થઇ ગયા પછી તેના નાકમાની દોરીને જરા ખેંચવાથી તે તરત જ ઊખડીને નીચે પડતી.

ઉતારવું, એ યોજના તેના મગજમાં પ્રથમથી જ ઘડાઇ ગયેલી હોવાથી, તેને તેના કાર્યમાં કોઇ પણ પ્રકારની નડતર થવા પામી નહિ. વીસળ વાઘેલાના રત્ન-ભંડારમાંથી કીમતી રત્નોનો એક મોટો ગાંસડો ભરી, તે આવ્યો હતો તે જ રીતે પાછો પોતાના સ્થાનક પર પહોચી આવ્યો.

રાજાનો રત્નભંડાર હરાઇ જવાની વાત બીજે જ દિવસે કર્ણોપકર્ણ આખા શહેરમાં પ્રસરી ગઇ. પરંતુ ચોરને શોધી કાઢવાના વાઘેલા રાજાના સઘળા પ્રયત્નો નિષ્ફળ ગયા.

થોડા જ સમયમાં કારાયલ સમાએ વીસળ વાઘેલાના ખજાનામાંથી બીજી બે ચાર ધાડો મારી લીધી. હવે વાઘેલો રાજા અત્યંત ક્રોધાયમાન બની ગયો. ચોરને પકડી પાડવા માટે તે જુદા જુદા ઇલાજ કામે લગાડવા લાગ્યો.

આ તરફ કારાયલ અને વીંઝારે પણ વાઘેલા રાજાના ખજાનામાથી એક જબરો હાથ મારવાનો મનસૂબો કીધો. એમણે વિચાર્યું, કે એક જ વખતે એક જંગી ધાડ લગાવી હોય, તો વારેવારે તેમ કરવાની કડાકૂટ જ મટી જાય. આ કારણથી વીંઝારે પણ આજે પિતા સાથે જવાનો નિશ્ચય કરી લીધો.

પે ને પુતર પાણમેં, પૂરો કેઆં પરિયાણ;
માણક સુઝે મોલમેં, સે પિટે અચીં પાણ;
પીય રાતોય ડીં રેઆણુ, મર જાચક જકોરૂં કરીં.

ભાવાર્થ—પિતા અને પુત્રે વિચાર કર્યો કે રાજમહેલમાંનું સઘળું ઝવેરાત આપણે ઉપાડી લાવીએ, તો પછી યાચક વર્ગ ભલે આનંદમંગળ કર્યા કરે.

રાત્રિ પડી કારાયલ સમો અને વીંઝાર શસ્ત્રાસ્ત્ર-સજ્જ થઇને બહાર નીકળી પડયા.

**વારી વીસલ વીરજી, ધારાનગર ધામ,**
**પોત્રા વાંગઠ જખરે, બાપ નારાયણ નામ;**
**વાંઝણ ઘર વિશ્રામ, કારાયલ કોટે ચડે.**

ભાવાર્થ—વીસળ વાઘેલાના વખતમાં, પુત્રહીન માતાના વિશ્રામ-રૂપ, જખરા જામનો પૌત્ર અને નારાયણ સમાનો પુત્ર કારાયલ ધારાનગરના કિલા પર ચઢયો.

આજ રોજે વીસળ વાઘેલાના મંત્રી ઓધવે ચોરને પકડવાનો નિશ્ચય જ કર્યો હતો. તેણે ધારાનગર શહેરની ચારે બાજુએ એક મોટી ખાઇ ખોદાવીને, તેમાં ફીલ પથરાવી રાખ્યું હતુ. ઓધવ મંત્રી અત્યંત કાબેલ હતો. આજ કેટલાયે દિવસથી તે કારાયલ સમા તરફ વહેમની દષ્ટિએ નિહાળી રહ્યો હતો. તેણે કારાયલ સમાને ફસાવવાને આજે આ ઘાટ ઘડયો હતો. આ બીના કારાયલ સમાના લક્ષ બહાર ન હતી. પરંતુ આવી અનેક ખાઇઓ કુદાવી જવાની શક્તિ ધરાવનાર વીર કારાયલ તેની દરકાર કરે તેમ ન હતું. ખાઈની નજદીક આવતાં જ તે ચિત્તાની છલંગથી ખાઇ કૂદી આવ્યો, અને કોટની બાજુમાં જ આવીને ઊભો રહ્યો પાછળ વીંઝાર પણ વીજ-ળીના સબાકાની પેઠે આવી પહોચ્યો. બંને જણ ચંદન-ઘોની મદદથી ગઢ ઓળંગીને હમેશને રસ્તે રાજમહેલમાં આવી પહોંચ્યા.

આજ તેમનો છેલ્લો દાવ હતો. આથી જેટલું હાથમાં આવે તે બધુ ઉઠાવી જવાનો તેમણે નિશ્ચય કરી લીધો હતો. વાઘેલા રાજાના કીમતી ભંડારો તેમણે ખોળાખોળાને ખાલી કરવા માંડયા અમૂલ્ય ઝવેરાતના જંગી ખડિયા ખભે ચડાવીને તેઓ તરત સરકી

જવા તૈયાર થયા. એટલામાં વીંઝારની નજર વાઘેલા રાજાના સોનાના હીંડોળા ખાટ પર પડી. પરંતુ તેના પર તો રાજા પોતે સૂતેલો હતો. તેઓ જરાવાર વિચારમાં પડયા. તરત જ વીંઝારને એક યુક્તિ જડી આવી. હીંડોળાખાટમાંની હીરની પાટી તલ્વાર વતી કાપીને, વાઘેલા રાજાને કળ ન પડે એવી સીફતથી, તેમણે તેને ધીરે રહીને જેમનો તેમ જમીન પર સુવાડી દીધો. હીંડોળાખાટ અને તેની સુવર્ણ-સાંકળો કાઢી, ખભે ચઢાવીને આ બંને જણ પાછા પોતાને પંથે પડયા. વાઘેલો રાજા તો જેમનો તેમ ઘોરતો જ પડી રહ્યો.

ગઢ પર ચઢી તેમણે ગાંસડા-પોટલા ખાઇની પેલી પાર નીચે ફેંકયા, અને પોતે પ્રથમની રીતે જ પાછા નીચે ઊતરી ગયા. હવે તેમને માત્ર એક ખાઈજ કુદાવવાની જરૂર હતી. કૂદકો મારવા પહેલાં થોડુંક દોડવાથી સહેલાઈથી કૂદી શકાય છે. આવવા વખતે તેઓ સામી બાજુએથી દોટ મૂકીને કૂદી આવ્યા હતા. પણ હવે તો આ બાજુએ કિલ્લો આડો આવેલો હોવાથી, તેમને માટે દોટ ભરવાની જગા ન હતી. આ કારણથી ખાઇ કુદાવી જવાનું કાર્ય જરા મુશ્કેલ બન્યું હતું. કારાયલને પોતાની છલંગમાં સંપૂર્ણ શ્રદ્ધા હતી ચિત્રનાથનું યંત્ર આ વખતે તેણે પોતાના બાહુમાંથી છોડીને વીંઝારની સલામતી માટે તેના બાહુમાં બાંધી દીધું. વીંઝાર તેજ ક્ષણે વાનર-છલંગથી કૂદીને ખાઇને પેલે પાર પડયો. વીંઝારને સહી-સલામત સામે પાર કૂદી ગયેલો જોઇને કારાયલને સંતોષ થયો. હવે તેણે પોતે પણ કૂદી જવાની તૈયારી કરી. કારાયલની કૂદવાની કળા કંઈ ઓછી ન હતી. પરંતુ કુદરત કયારે શું કરવા માગે છે, તે કોણ જાણી શકે ? કારાયલનો કૂદકો કમનસીબે ખાઈની પાળથી માત્ર એકાદ હાથ ઘટી ગયો.

થઇ ચૂકયું. કારાયલનું આખું શરીર કીલની અંદર ખૂંચી ગયું. જેમ જેમ તેણે બહાર નીકળવા માટે બળ કરવા માંડયું, તેમ

તેમ તે અંદર ને અંદર ઊતરતો ગયો. વીંઝારે પણ પોતાના પ્રયત્નો અજમાવવામાં કશી મણા રાખી નહિ. પરંતુ કીલના રાક્ષસી પંજામાંથી પિતાને મુક્ત કરવા તે આખરે અશક્ત નીવડયો જ્યાં કુદરત વીફરે ત્યાં પામર માનવીનુ કેટલુ ગજું ?

> હિનું ઠેંક, કારાઈડે, વેઓ કોટ ચડી,
> કામલ કીલ પથર્યો, રેઓ મિંજ અડી;
> વિંઅ વીંઝાર વરી, સિર કપે સમેંઓ.

ભાવાર્થ—કારાયલ કૂદકો મારીને કોટ ચડી ગયો, પરંતુ કાબેલ મંત્રીએ પથરાવેલા કીલમાં તે ખૂચી ગયો. હવે વીંઝાર! તું કારાયલ સમાનું મસ્તક કાપીને ચાલતો થા!

કારાયલ સમાએ વિચાર્યું, કે હવે તેને માટે એક પણ રસ્તો બાકી નથી. આથી તેણે આ કાર્યની ગુપ્તતા જાળવવા ખાતર પોતાનું મસ્તક ઉતારી લેવાની વીંઝારને આજ્ઞા કરી.

પિતાનું ભયંકર ફરમાન શ્રવણ કરતાં જ વીંઝાર પત્થરની માફક સ્થિર થઇ ગયો. કારાયલનાં આ કપરી આજ્ઞાનો અમલ શી રીતે કરવો, તેના વિચારમાં વીંઝારનું બહાદુર હૃદય ગોથાં ખાવા લાગ્યું. વીંઝારને મુઝાતો જોઇને કારાયલ તરત બોલી ઊઠયો.

થરથરતા હાથ અને હૃદયને દૃઢ કરીને, તારી કમરે લટકી રહેલી મહાદેવીનો ઉપયોગ કરી લે! રાત્રિ પોતાનું કાર્ય કરતી પસાર થઈ જાય છે. માટે વ્યર્થ સમયનો વ્યય ન કરતાં તારી આ કપરી ફરજ ઝટ બજાવી લે! નહિ તો બધી બાજી ધૂળમાં મળી જશે! ચાલ, તૈયાર થા! મારૂં મસ્તક કપૂરીને આપી તેને દિલાસો દેજે."

સારે ઠીજ સંધાર કે, વઢ સર વીંઝાર;
કોડે કારાયલકે, લોડે લાલ સંગાર.

ભાવાર્થ:—હે વીંઝાર ! તું મારૂં મસ્તક કાપીને તે સંભાળપૂર્વક કપૂરી સંધારને આપજે. પછી કપૂરી સંધાર કારાયલના મસ્તકને ભલે કોડથી ઝુલાવે.

કુરૂક્ષેત્રમા આપ્તજનોના સંહારથી દુઃખિત થઇને હથિયાર ફેંકી દેવા તૈયાર થયેલા અર્જુનના અંતરપટ પર જે અસર કૃષ્ણ પરમાત્માના અમર વચનોએ કરી હતી, તે જ અસર કારાયલનાં સ્નેહ અને શૌર્યથી નીતરતાં વચનોએ વીંઝારના હૃદય પર કરી. વીંઝારને તેના કર્ત્તવ્ય-પથનું ભાન થયું તેના હૃદયમાં નિર્બળતાને સ્થાને જ્વલંત જુસ્સાએ વાસ કર્યો. સુદૃઢ થઈ તેણે તલવારની મૂઠ પર હાથ નાખ્યો. હાથ પાછો ખેંચાતો જોઇને, વીંઝારને તેના ફરજચ્યુત થવા પર જરા ક્રોધ વ્યાપ્યો. તરત જ તેણે હૃદય પર પાછો કાબુ મેળવી લીધો. અને તે જ ક્ષણે મ્યાનમાંથી ઝગઝગતી યોગિની તેણે બહાર ખેંચી કાઢી.

કારાયલના મુખમાથી આનંદનો એક ધ્વનિ બહાર આવ્યો, અને કાળી રાત્રિની અઘોર શૂન્યતામા મળી ગયો.

"શાબાશ! બેટા! વીર-ધર્મ તે આનુ નામ!" વીંઝારને

સતેજ થતો જોઇને કારાયલે કહ્યું, " મારા બહાદુર કુમાર ! ચલાવ ! તારા હાથમાની મહાદેવીને ચલાવ ! શિવ...શિવ...શિ"

ખેલ ખલાસ થયો ! કારાયલનુ રક્ત–ટપકતું મસ્તક વીંઝારે ઝટ પોતાના હાથમાં લઇ લીધું. તરત તેને રેશમી રૂમાલમાં લપેટી લીધું ભાંગતા પગે, અને દ્રવતા હૃદયે, તે ઘર તરફ ચાલતો થયો. એટલામાં તેને ઓધવમંત્રી યાદ આવ્યો. એનુ વેર પણ વસૂલ કરી લેવાની આજની તક સાધી લેવા વીંઝારે વિચાર કર્યો.

તેણે પોતાની સાથેની સઘળી વસ્તુઓ એક સ્થળે અંધકારને ખોળે અનામત રાખી દીધી. પોતે પાછો શહેરમા દાખલ થઇ, ઓધવમંત્રીના ઘરના બારણા જોરથી ખડખડાવવા લાગ્યો

આ વખતે મોટી પ્રભાતનો સમય થવા આવ્યો હતો. મંત્રી તરત જાગી ઊઠયો. અત્યારે દરવાજો કોણ ખડખડાવે છે તેની તપાસ કરવા તે એકદમ બહાર આવ્યો. જેવો તે દરવાજો ખોલીને પોતાનું ડોકું બહાર કાઢવા જાય છે, કે તરત જ વીંઝારની રક્તભૂખી તલવાર તેના પર તૂટી પડી મંત્રીનું મસ્તક ધડ પરથી છૂટું થઇને ધરણી પર ઢળી પડયુ. વીંઝારે મંત્રીનુ ધડ એક મોટા પત્થર સાથે બાંધીને કૂવામાં નાખી દીધુ અને તેનુ મસ્તક ઉઠાવીને તે ચાલતો થયો.

બહાર આવીને તેણે કારાયલ સમાના ધડ પર ઓધવમંત્રીનુ માથુ બરાબર ગોઠવી દીધુ. હવે વીંઝારના હૃદયનો ભાર કંઇક હળવો થયો. તે પોતાની સઘળી વસ્તુઓ સંભાળી લઇને પાછા–હટતા પગે ઘર તરફ ચાલવા લાગ્યો.

આજની રાત કપૂરી સંધાર માટે કાળરાત્રિ સમાન સરજાયલી હતી તેને વારંવાર ભયાનક સ્વપ્નાં સતાવી રહ્યા હતા, થોડી થોડી

વારે તે બહાર રસ્તા પર દષ્ટિને ફેંકની, તો કાળા આકાશમા ભયંકર હાસ્ય કરતા તારલાઓ સિવાય કશુ પણ દષ્ટિગોચર થતુ નહિ આજે ઘુવડોના ઘૂઘવાટ, આપસમા લડતી ચીબડીઓના કચકચાટ, અને સુસવતા વાયુથી ડોલતા વૃક્ષોના સૂકા પાદડાના ખડખડાટથી તે જરા જરા વારમા ઝબકીને જાગી ઊઠતી જાણે કોઇ તેના કાનમા કહી રહ્યુ હોય, કે " કપૂરી ! આજ તારો કારાવલ રખે પાછો ન ફરે !" સદાની સ્વસ્થ કપૂરી સધાર આજે અસ્વસ્થ બની હતી માથા હાથમા લઇને મેદાને પડેલા પતિ–પુત્રને ખીલી–ખટકો પણ ન થાય તે માટે પ્રભુને પ્રાર્થી રહી હતી.

એટલામા બહારથી આવતા કોઇના પગલાનો સ્પષ્ટ અવાજ કપૂરીના કર્ણપટ પર પડયો. તે સફાળી ઊઠી, અને બહાર આવી. જુએ છે, તો બને ખભે ચઢાવેલા ચીકાર ખડિઆ સાથે વીંઝારને આવી પહોંચેલો દીઠો. કપૂરી અત્યંત ઉમંગભર ઊઠી, અને વીંઝારની સામે આવી

ઘણુ ઉમંગે ઉથઇ, કારાઇરે જે કોડ;
ત મથો મિજા ગોડ, અચી ડિને અમાં કે.

ભાવાર્થ—કારાવલને જોવાની હોસથી કપૂરી ઉમંગભેર ઊઠી, તો વીંઝારે ભેટમાથી પિતાનું મસ્તક કાઢીને કપૂરીને આપ્યુ.

સાવજ જેડી મુછડી, મથો જાણે મટ;
પેઓ અચી પટ, સિર સમે જામ જો.

ભાવાર્થ—સાવજ જેવી જેની મૂછો છે, એવુ કારાવલ સમાનું ગોટુ માથુ જમીન પર મૂકવામા આવ્યુ.

વીંઝારે કારાયલ સમાનું ફરફરતી મૂછોવાળું મસ્તક થાળીમાં લઇ જમીન પર મૂક્યું.

કારાયલનું મસ્તક દષ્ટિએ પડતાં જ કપૂરીની આંખો ફાટી ગઈ. તે જાણે બેબાકળી-દીવાની બની ગઇ. તેના અંગેઅંગમાં અકથ્ય વેદના જાગવા માંડી. શ્વાસ રૂંધાવા લાગ્યો. હૃદય અકળાવા લાગ્યું.

"વીંઝાર ! આ ગોઝારૂં કૃત્ય કોણે કર્યું ?" કપૂરીએ રડતા હૃદયે વીંઝારને પ્રશ્ન કર્યો.

"માતા ! આ કાળું કૃત્ય કરનાર તમારો કુળાંગાર તમારી સામે જ ખડો છે !" વીંઝારે ગળાગળા અવાજે અને થરડાતી જીભે જવાબ દીધો.

"તું ?" કપૂરીએ ફાટી આંખે મીટ માંડી.

**ખાતર ડીંધે ખુડકે, ખભા બે ભર્યા;**
**સિર વઢીંધે પેજો, હથડા કીં વર્યા ?**

ભાવાર્થ—ખાતર પાડતાં તારા ખભા ધૂળે ભરેલા છે, પણ વીંઝાર ! પિતાનું મસ્તક કાપતાં તારા હાથ કેમ ચાલ્યા ?

વીંઝારે પ્રત્યુત્તરમા કપૂરીને જણાવ્યુઃ—

**પે મરંધે આંઉં મરાં, સું મરંધે વંસ જાય;**
**સિર હી સમેં જામ જો, કપુરી પીંગે પાય.**

ભાવાર્થ—જો હું એમ ન કરત તો મારા પિતાના મરણ પછી મારૂં પણ મરણ થાત, અને આપણા વંશનો ઉચ્છેદ થઇ જાત. માટે હે માતા કપૂરી, તું આ મારા પિતાનું મસ્તક પારણામાં મૂકીને તેને હીંચોળ !

વીંઝારે સઘળી બીના કપૂરીને સમજાવી, અને તેને દિલાસો આપવા માંડયો પરંતુ કપૂરીનું હૃદય હવે ધીરજ ધરી શકે તેમ ન હતુ તે છાતીફાટ રુદન કરવા લાગી.

" માતા ! આ સમય રુદન કરવાનો નથી. રડવાનો સમય પાછળથી પુષ્કળ મળી રહેશે. હમણા તો આ વાતની સહજ અસર પણ બહાર જશે, તો સઘળી યોજના ધૂળમા મળી જશે. જે ટેકને માટે મારા વીર પિતાએ હસતા હસતા શીશ સમર્પણ કર્યું, તેનો પણ નાશ થશે. માટે માતા ! મારા અવટંકી પિતાના આત્માને ખરેખરી શાતિ આપવી હોય, તો આ બધુ થોડા સમયને માટે ભૂલી જવા સિવાય આરો નથી." વીંઝારે કપૂરીને સમજાવતા કહ્યું.

" પણ વીંઝાર ! મનમા હોળી હોવા છતા બહાર દિવાળી શી રીતે દેખાડી શકાશે ? " કપૂરીએ દુઃખપૂર્ણ અવાજે જણાવ્યુ.

" અનેક વીરમર્દોના મદને દળનારી, અને એક મોટા પાડાની ખાલનો ચડો રમતા રમતા ખેંચનારી મારી માતાનું હૃદય આટલી હદ સુધી નિર્બળ હોય, એ વાત હું સ્વપ્ને પણ માની શકું તેમ નથી" વીંઝારે કપૂરીને તેની ખરી શક્તિનું ભાન કરાવતા કહ્યુ.

વીંઝારના આ વચનોએ કપૂરીના હૃદયમા હિંમત ભરી તેણે વીંઝારની સૂચના અનુસાર વર્તવાની કબુલાત આપી

આમ વાતોમા ને રોકકળમાં રાત પૂરી થઇ, અને સવાર પડી. આજ હવે ધારાનગરનો ધણી વીસળ વાઘેલો ચોરને શોધવાને શા ઉપાય કામે લગાડે છે, તે જાણવાની ખાસ આવશ્યકતા હોવાથી, વીંઝાર ઠારાવલની બદલીમા પોતેજ રાજકચેરીમા ચાલતો થયો

વીંઝાર ગયો, કે તરતજ કપૂરીની આખોમાથી જાણે શ્રાવણ

અને ભાદરવો વહ્યા. કપૂરી સંધાર રાત-દિવસ અખંડિતપણે કારાયલના નામનું રટન કરવા લાગી. અનેકાનેક સ્મરણો, સંબોધનો, ફુલામણાં, અને રીસામણાં-મનામણાંથી રડતીરડતી, આ પતિ-પ્રેમી સતી એક જ જાપ જપવા લાગી. મર્દોને હંફાવનાર મહા સમર્થ કપૂરી આજ દીન-લાચાર બની હતી. તેનું હૈયુ હાથમાં રહેતું ન હતું. તે મુક્ત હૃદયે વિલાપ કરવા લાગી.

કપૂરીના રુદનના કારાઇંડા સૂરના કચ્છી બ્હેતો સાંભળી પત્થર હૃદય પણ રડી ઊઠે એવી કરુણ રસની જમાવટ તેમા રહેલી છે.*



* કપૂરીના કલ્પાંતના આ દુહા આ પુસ્તકમાં અન્ય સ્થળે દુહા-વિભાગમા આપવામાં આવેલ છે આ કથાનો વીંઝાર-ચરિત્રનો ઉત્તર વિભાગ સ્થળ સંકોચના કારણે અત્રે આપવામા આવેલ નથી.

# લા અને સા.

પાંડવોને અશ્વમેધયજ્ઞાર્થે જ્યાંથી પંચકલ્યાણક અશ્વની પ્રાપ્તિ થઇ હતી, તે મહાભારતમાં વર્ણવેલી પુરાણી ભદ્રાવતી નગરી પર આજ પર્યંત અનેક કાળચક્રો ફરી વળ્યાં છે. જામ લાખા ફુલાણીના સમયમાં આ ભદ્રાવતીનગરીમાં 'લા' અને 'સા' નામના બે પરમ મિત્રો રહેતા હતા. બંને જણ વચ્ચે ગાઢ મૈત્રી જામેલી હતી. એક-બીજાને ન જુએ, ત્યાંસુધી કોઇને ચેન પડે નહિ.

એક દિવસ પ્રભાતના સમયે 'લા'ની બહેન લફીર સરિતા તટે પાણી ભરવા માટે ગઈ હતી. તે પાણી ભરીને પાછી ફરતી હતી. તે વખતે તેના પર 'સા'ની દૃષ્ટિ પડી. બાઈનું સૌન્દર્ય અદ્દભુત હતું. તેની હંસગતિ સમી આકર્ષક ચાલ અને મનોહર છટાથી 'સા' મોહાંધ બન્યો. એ અપૂર્વ સૌન્દર્યશાળી મનોહર મુગ્ધાને જોઇને તે મંત્ર-મુગ્ધ બની ગયો. તેનું ચિત્ત ચકડોળે ચડયું. તેની સઘળી બુદ્ધિ બજે બહેર મારી ગઇ. એ લાવણ્યવતી લલના તેના પરમ મિત્ર 'લા'ની બહેન છે, એટલું ઓળખવાની તેની શક્તિ પણ તેને તજી ગઈ. આ ખૂબસુરત બાળાની પાછળ પાછળ એ ચાલવા લાગ્યો.

તેને અત્યંત નવાઇ લાગી હતી. થોડીવાર પછી જ્યારે તે પાછી બહાર આવી, ત્યારે દરવાજા પાસે જડવત્ ઊભેલા 'સા' પર ફરી તેની દૃષ્ટિ પડી. તેને જોઇ 'સા' પણ સફાળો પોતાની વિચારનિદ્રામાંથી જાગૃત થઈ ગયો. તેનું હૃદય હવે તેને અનેક વીંછીઓની વેદનાથી ડંખી ઊઠ્યું 'લા'ની બહેનની તેના પર દૃષ્ટિ પડતાં જ, તે અત્યંત શરમિંદો બની ગયો. જમીન માર્ગ આપે, તો તેમાં પેસી જવાનું મન થયું. તેજ ક્ષણે તે ત્યાંથી પાછો ફર્યો, અને ત્વરિત ગતિથી ત્યાંથી પસાર થઇ ગયો. કોઇ અદૃષ્ટ આકર્ષણ જાણે તેને આકર્ષી રહ્યું હોય તેમ તે ભદ્રાવતી નગરી બહાર નીકળીને જંગલને માર્ગે પ્રયાણ કરવા લાગ્યો.

ઘેર આવતાં જ્યારે 'લા'ને આ ઘટનાની જાણ થઇ, ત્યારે તેને પણ નવાઇ લાગી. તેને ધાસ્તી પેઠી, કે 'સા' કોણ જાણે ક્યાં ચાલ્યો ગયો હશે! તે પણ પોતાના પરમ મિત્રની શોધમાં તેના પગ લેતો લેતો આગળ ચાલવા લાગ્યો.

પોતાના ભાઇને 'સા'ની શોધમાં નીકળેલો જોઇને 'લા'ની બહેનનું હૃદય પણ પળેપળે અસ્વસ્થતા અનુભવવા લાગ્યું. તે પણ આ બંને જણની પાછળ જવા તૈયાર થઇ. પૂછતી અને પગ લેતી, તે 'લા-સા'ના પંથે પરવરી ચૂકી.

સૌથી પહેલાં 'સા' હતો. તેને જાણે કોઇ નિશ્ચિત કલ્પના દોરી જતી હોય, તેમ તે ધસારાબંધ જંગલમાં ધસ્યો જતો હતો. તેની પાછળ 'લા' અને તેની પછવાડે 'લા'ની બહેન, આમ આ ત્રણે વ્યક્તિઓ એક પછી એક વાયુવેગે કૂચ કરી રહી હતી.

આગળ ચાલતાં 'સા' જંગલમાં એક નિર્જન સ્થળે આવી પહોંચ્યો. અહીં તેણે 'હાશ!'નો એક ઊંડો શ્વાસ લીધો. તે વિચાર-મગ્ન બની જરાવાર સ્થિર ઊભો રહ્યો. તેના ચહેરા પર દુઃખ

ભદ્રાનગરી રાજીયા, લખિયર લા ને સા;
સે બરેંઆ નિંગારમેં, થઈ અમરવેલ પેદા.

ભાવાર્થ—ભદ્રાવતી નગરીનાં નવજવાન રાજ્યવંશી લા અને સા નીંગાળ પાસે બળીને ભસ્મ થવાથી ત્યાં અમરવેલી ઉત્પન્ન થઈ.

ભદ્રાવતી નગરીમાં માવલ નામનો એક ચારણ રહેતો હતો. તેની પાસે ઊંટ, ઘોડા, ગધો, ભેંસો, ઘેટાં, બકરાં ઇત્યાદિ પુષ્કળ પશુ–ધન હતું. નીંગાળીઓ નામનો એક રબારી આ માવલ ચારણનાં બકરાં ચારતો હતો. નીંગાળીઆના વગમાં એક અત્યંત ઘરડી બકરી હતી. તે માંડ માંડ ચાલી શકતી હોવાથી, આખા ટોળાની પછવાડે ચાલતી. એ બકરી હવે વિયાવાની ન હોતાં નીંગાળીઓ રબારી તેની બહુ દરકાર કરતો ન હતો. છતાં કુદરતની કૃપાએ આજ લગી આ ઘરડી બકરી વાઘ કે વરૂનો ભોગ થતાં બચી

શક્તિ નીંગાળીઆ રબારીમાંથી ઓસરી ગઇ ન હતી તેણે તરત જ આ બકરીને ઓળખી લીધી તેના શરીરમાં આવો અજબ પલટો કેમ થઇ ગયો, તેનું કારણ તે કળી શક્યો નહિ બકરીના ફાટ ફાટ થતા આંચળોમાંથી ઊભરાઈ જતું દૂધ જોઈને તે તેને દોહવા લાગ્યો ગેડકડું દૂધ નીંગાળીઓ રબારી પોતે જ ગટગટાવી ગયો આ દૈવી દૂધ રબારીના ઉદરમાં જતાં જ તે એક અલમસ્ત નવજવાન બની ગયો આ બકરીનું દૂધ બને વખત એ પોતે જ પીવા લાગ્યો એક દિવસ સવારમાં એ બકરીનું દૂધ થોડું વધી પડવાથી તે તેણે આકડાના પાંદડાના એક દડિયામાં નાખીને તેને એક સર્પના રાફડા પાસે મૂકી દીધું અને પોતે બકરાં ચારવાના પોતાના કાર્યમાં મશગુલ બની ગયો

અહીં એવું બન્યું કે સાધુઓની એક મોટી જમાત હીંગળાજ પરગીને પાછી ફરતાં એ જ ઠેકાણેથી પસાર થતી હતી એ જમાતમાં પણ ચેથી બુઢ્ઢી બકરી જેવો એક અત્યંત ઘરડો અને વધરામાં કોઢીઓ સાધુ સૌથી પાછળ ધીમે ધીમે ચાલ્યો આવતો હતો શારીરિક વ્યાધિને લીધે તેને પોતાના જીવન પર કંટાળો આવી ગયો હતો અચાનક આ સાધુની દૃષ્ટિ સર્પના રાફડા પાસે પડેલા પેલા દૂધના દડિયા પર પડી સાધુએ વિચાર્યું કે આ દૂધ સર્પનું પીવેલું જણાય છે માટે લાવ, હમણાં જ એ પી જઇને મારી જીંદગીનો અંત લાવું અને આ દુઃખદ વ્યથાથી મુક્ત થાઉં તેણે પેલો દૂધનો દડિયો ઉઠાવી લીધો તેમાંનું સઘળું દૂધ તે ગટગટાવી ગયો' દૂધ પીતાં જ તેને સમસ્ત જગત જાણે પલટી ગયેલું જણાયું તેના શરીરનું વૃદ્ધત્વ, ભૂખ, દુઃખ અને ત્રાસ સૌ એક સ્વપ્ન સમાન બની ગયાં તે જાણી ગયો કે આ દૂધના પીનારને જો કડકડતા તેલના કડાયામાં તળી લીધેલો હોય, તો તે એક અખંડિત સુવર્ણ પુરસો બની જાય સાધુ મહારાજના મનમાં સુવર્ણ-પુરસો બનાવ

વાની ધૂન જાગી ઊઠી આ વિચારથી તેણે પોતાનો ચાલુ કાર્યક્રમ ફેરવી નાખ્યો. પેલા સાધુઓની જમાત પાછળ જવાને બદલે એ દેવી દૂધના પીનારની શોધમાં નીકળી પડ્યો.

સમય બપોરનો હતો નીંગાળીઓ રબારી પોતાના વગને સારી પેઠે ચારી–પીવડાવીને એક નાની તળાવડીની પાસે ઝાડના છાંયડા નીચે, આખે ડીલે પોતાનો જાડો ધાબળો ઓઢીને, આરામથી ઊંઘતો હતો. ત્યાં દૂરથી ચીપીઓ પછાડતા પેલા સાધુ મહાત્મા આવી પહોંચ્યા. તેના 'અહાલેક'ના ધ્વનિથી આખું જંગલ ગાજી ઊઠ્યું નીંગાળીઓ રબારી પડખું પણ ફેરવ્યા વગર જેમનો તેમ નિશ્ચિત પણે ઊંઘી રહ્યો હતો રબારી ન ઊઠવાથી સાધુ મહારાજે તેને જગાડવા માંડ્યા.

**હલી જોગી આવેઓ, વેઓ વગ જી વટ;**
**સામી કરે સટ, નિંગારીઓ ઉથીઆરેઓ.**

ભાવાર્થ—આ યોગી રબારીના વગ પાસે આવી પહોંચ્યો, અને દોટ મૂકીને તેણે નીંગાળીઆને ઉઠાડવા માડ્યો.

રબારી જાગી ઊઠ્યો. સાધુને જોતાં જ તે સઘળી વસ્તુસ્થિતિ સમજી ગયો. બાવાજીએ તો "રામ રામ" કરીને રબારી પાસેથી ખાવાનું માગ્યું અને ખાવાનું કાઢી આપવા માટે રબારી પોતાના રોટલાનું પોટકું છોડતો હતો, એટલામાં બાવાજીએ તેને પ્રશ્ન કર્યો, કે "ભોપા! તેં ગુરુ કર્યો છે કે કેમ?"

રબારી બોલ્યો, કે "બાપજી, હજુ સુધી તો મેં કોઇ પણ ગુરુ કર્યો નથી" રબારીનું બોલવું સાંભળીને સાધુ ક્રોધથી લાલચોળ બની ગયો. તે બોલ્યો, "એમ છે, તો તારા રોટલા જેમના તેમ

જ રહેવા દે ! હું 'નુગરા'નું અન્ન ખાતો નથી." રબારીએ વિચાર્યું, કે સાધુનું મોત આજ તેને બોલાવી રહ્યું છે. તે બોલ્યો, "મહારાજ, મારો ગુરૂ તો કોઈ નથી, પણ આજ તમે જ મારા ગુરૂ થાઓ તો ?" સાધુને આ વાતથી આનંદ થયો. તેને તો ભાવતું હતું અને વૈદે બતાવ્યા જેવું થયું. તેણે તરત જ ગુરૂ બનવાની કબુલાત આપી. વિધિ માટે એક મોટો કડાયો અને તેમાં સમાય તેટલું તેલ લાવવા રબારીને સૂચના કરી. રબારી તો તૈયાર જ હતો. તેણે થોડા જ સમયમાં એ વસ્તુઓ બાવાજી પાસે હાજર કરી દીધી. બંને જણ નહાઇ-ધોઇ તૈયાર થઇ ગયા.

કડાયામાં તેલ ભરી તેમાં અમરવેલનો રસ અને પેલી રામચાળી* બકરીનું દૂધ નાખવામાં આવ્યાં. નીચે દેવતા સળગાવીને નીંગાળીઓ રબારી તે બાવાજીની આજ્ઞા અનુસાર ઉકાળવા લાગ્યો. તેલ જ્યારે ઉકળીને લાલચોળ થઇ ગયું ત્યારે બાવાજીએ એ કડાયાને ફરતી દૂધની સાત ધારાવળિ દેવા રબારીને સૂચના કરી. નીંગાળીઓ અજ્ઞાનતાનો ડોળ કરીને બોલ્યો, "બાપા ! અમે જંગલમાં વસનારા એવું કંઇ પણ જાણીએ નહિ. પણ તમે કરી બતાવો, તો તે પ્રમાણે કરવાને હું તૈયાર છું." આથી સાધુ પોતે પેલા રબારીને સમજાવવાને કડાયાની આસપાસ દૂધની ધારાવળિ દેતો પ્રદક્ષિણા કરવા લાગ્યો. આગળ બાવો, અને પાછળ રબારી. એમ આ બંને જણ ફરવા લાગ્યા. સાધુના મનમાં હું છેતરૂં છું, અને રબારી જાણે છે, કે હું છેતરૂં છું. આમ કરતાં કરતાં જ્યારે ૭ આંટા પૂરા થયા, ત્યારે બાવાજી સાતમો ફેરો ફરવા લાગ્યા. તે પોતાના મનમાં ને મનમાં મનસૂબા કરવા લાગ્યો, કે આ મૂર્ખ રબારીનો સાતમો ફેરો પૂર્ણ થઇ જતાં જ આપણો બેડો પાર થઇ જવાનો છે. આમ

* વિયાવા વગર દૂધ આપનાર.

આગળ બાવો અને પાછળ નીંગાળીઓ પોતપોતાના મનમા અનેક અવનવા ઘાટ ઘડતા જતા હતા એક બિનાડી, ઉંદરને જે નજરથી ટાપી–ટાપીને જોતી ચાલે, તેવી જ રીતે રબારી પણ બાવાજી પર કૂદી પડવાનો લાગ શોધતો ચાલતો હતો બાવાજીનું સાતમુ ચક્કર પૂરૂં થતા જ રબારી એકદમ છલંગ મારીને તેના પર તૂટી પડ્યો, અને તેને કમ્મરમાથી પકડીને આ બળવાન નરે તરત જ ધગધગતા તેલના કડાયામા ઝીકી દીધો બાવો ફણફણતા તેલમા પડતા બોલ્યો, કે "હમારા સિર મત કાટના" અને તરત જ તેનુ શરીર સવા હાથના સુવર્ણ–પુરસાના સ્વરૂપમા ફેરવાઈ ગયુ

મંઢયો કડાઇયો તેલ જો, મંતર સાધી મધ;
ઝલે પછાટી પછાડ્યો, થ્યો સામી પુરસો સિદ્ધ.

ભાવાર્થ—તેનનો કડાયો ચડાવી, મંત્રની સાધના કરી, રબારીએ બાવાજીને કમ્મરમાથી પકડી તેમા પછાડયો, એટલે તે એક સુવર્ણનો પુરસો બની ગયો

નીંગાળીઆ રબારીને અચાનક આવી અમૂલ્ય વસ્તુની પ્રાપ્તિ થતા તેના આનંદનો પાર રહ્યો નહિ આ સુવર્ણ–પુરસામાં વિશિષ્ટ ગુણ એ હતો, કે મસ્તક સિવાય એના કોઈ પણ અંગનું છેદન કરવામા આવે, તો તે બીજે જ દિવસે, પ્રથમ મુજબ અખંડ બની જાય સુવર્ણનો આવો અખૂટ ભંડાર અનાયાસે હાથ ચડી જતા નીંગાળીઓ રબારી જાણે કુબેર ભંડારીનો અવતાર બની ગયો આ સંપત્તિનો તે પોતાની બુદ્ધિ–શક્તિ અનુસાર પરોપકારી કાર્યોમાં ઉપયોગ કરવા લાગ્યો જે તળાવડી પાસે તે પોતાના વગ સાથે દરરોજ બેસતો, ત્યા તેણે એક વિશાળ તળાવ ખોદાવ્યુ અને પોતાના નામ પરથી તેનું નામ નીંગાળસર રાખ્યુ જે અદ્યાપિ

કાયમ છે*

કેટલોક સમય આમ વીતી જવા પછી નીંગાળીઆને વિચાર થયો, કે આવી અપ્રાપ્ય વસ્તુની પ્રાપ્તિ તો થઇ, પરંતુ તેનો ખરે-ખરો સદુપયોગ મારાથી થઇ શકે તેમ નથી. તેણે એ બાબતમાં તેના શેઠ માવલ ચારણની સલાહ લીધી. તેમણે બંનેએ નિશ્ચય કર્યો, કે આ અનુપમ વસ્તુ મહાન દાતાર કચ્છાધિપતિ જામ લાખા ફૂલાણીને સમર્પણ કરવી. નીંગાળીઆ રબારીએ એ સુવર્ણ-પુરસો જામ લાખા ફૂલાણીને આપવા માટે તેના શેઠ માવલ ચારણને સુપરત કર્યો.

માવલ ચારણ અત્યંત સમૃદ્ધિશાળી હતો. તેની પાસે અનાયાસે આ સુવર્ણ-પુરસો આવી જતાં, તેણે પણ તેનો પૂરતો ઉપયોગ કરી લીધો. માવલ ચારણે એક મહાન યજ્ઞનો આરંભ કર્યો. જે કાર્ય મહાન નૃપાળો પણ ન કરી શકે, તે તેણે એ સુવર્ણ પુરસાની સહાય વડે સંપૂર્ણ કર્યું. આ યજ્ઞ એણે તેર માસ સુધી ચલાવ્યો, અને તે મુદત દરમિયાન તેણે અપૂર્વ અન્નદાન કરીને પોતાનું નામ યુગોયુગ પર્યંત અમર કર્યું. માવલ ચારણના અન્નદાનની પ્રશંસા કરતાં આજ પણ ભાટચારણો કહે છે કેઃ—

છપ્પો

ચરૂ ચડાયા માવલે, ધરા બાધી ધમધમે,
ચરૂ ચડાયા માવલે, તાપે શેષ તલખ્ખે;

* નીંગાળસર તળાવની પાસે આવેલા ગામનું નામ પણ નીંગાળ છે. ભાટ લોકોના કથન મુજબ જામ લાખાએ નીંગાળીઆ રબારીના સ્મરણ માટે ત્યાં ગામ વસાવી તેનું નામ નીંગાળ રાખેલ છે.

ચરૂ ચઢાયા માવલે, ભયવા સાંયર ભજ્જે,
ચરૂ ચડાયા માવલે, માન મહીપત તજ્જે;
ચરૂ માવલે ચઠાયા જેણે, રથ રત્તરાય રખ્ખિયો,
માવલ સાબો એહવો, આભ ઘુંવાડે ઢક્કિયો.

યજ્ઞનું કાર્ય સમાપ્ત થતાં માવલ ચારણ એ સુવર્ણ-પુરસો લઇને, કચ્છાધિપતિ જામ લાખા ફૂલાણીને તેની ભેટ ધરવા બદ્રાવતી નગરીથી ચાલતો થયો.*

---

* માવલ ચારણના મહાયજ્ઞ વિષે એવી દંતકથા ચાલે છે કે માવલને બે બેનો હતી. નાની બેનનું સગપણ વાગડમાં મેર બાટી (મેર નામ ને બાટી નુખ) નામના ચારણ સાથે કરવામાં આવેલ હતું. મેર ચારણને ત્યાં સાત સો ભેંસો હતી. તે ગામને પાદર દૂધના દેગડા તૈયાર રાખતો. કોઇ પણ મુસાફરને તે દૂધ પાવા વિના જવા દેતો નહિ.

એક વખત મોટો દુષ્કાળ પડતાં એની તમામ ભેંસો મરી ગઇ. મેર બાટી આફતમાં આવી પડ્યો. અધૂરામાં પૂરૂં આ સમયે માવલ ચારણે એને જણાવ્યું કે જે તે ત્રણ માસમાં લગ્ન નહિ કરે તો કન્યા બીજે જશે. આથી એની વિધવા માતા રાત દિવસ રડવા લાગી. કહેવાય છે કે આ મેર બાટીને કાસેખાં પઠાણ નામનો એક જીન સહાય હતો. મેર ચારણે એની જાહોજલાલીમાં એક વખત એને પુષ્કળ દૂધ પાઇને તૃપ્ત કર્યો હતો. આથી મેર બાટીએ હવે એનો આશરો લીધો. એની મદદથી એણે માવલ ચારણને કહેવડાવ્યું કે અમે જાન લઇ આવીએ છીએ અને તમે જાનના હાથી-ઘોડા વગેરેની સગવડ માટે ત્રેવડમાં રહેજો.

માવલને નવાઇ લાગી. એને આ શબ્દો રૂચ્યા નહિ એણે

એક મહાયજ્ઞ આદરીને તમામ ચારણો અને રાજા-રજવાડાંને પોતાની પાસે રોકી લીધા. મેરની જાનમાં આવવા જેવા તમામ માણસોને અહીં જ એકઠા કરી તેને પાછો પાડવો એવી એની ગોઠવણ હતી

આમ છતાં મેર બાટી એના દોસ્ત કાલેખાંની મદદથી મોટી જાન લઇ આવ્યો અને માવલ ચારણનો બધો મદ ઉતારી દીધો.

માવલ ચારણની બંને બેનોનાં લગ્ન સાથે હોવાથી દાન આપવા વખતે બે જાનો વચ્ચે હરીફાઈ જાગી. આખરે નક્કી થયું કે જેટલું દાન મોટી બેનનો સસરો આપે એથી બમણું મેરભાઇ આપે. સામી જાનવાળાએ મેરભાઇને હરાવવા માટે ભેડમાંથી કટારી કાઢી તેની અણી વડે પોતાની એક આંખ બહાર કાઢીને દાનમાં આપી. હવે તો મેરભાઇ બે આંખો આપે તો જ કરાર પૂરો થાય. આ વખતે મેરભાઇએ સમજીને નમી પડતાં કહ્યું કે "ગઢવી! હું નાનો ને તમે મોટા."

આવો અઘટિત બનાવ બની જતાં તેર મહિને માવલ ચારણે યજ્ઞની પૂર્ણાહુતિ કરી. માવલના યજ્ઞ વિષે અનેક ચારણી કાવ્યો આજ પણ ચારણો બોલે છે.

મેરભાઇના દાનથી આકર્ષાઇને રાવળ, વીરમ અને મોતીસર નામે ચારણોના યાચકોની ત્રણ નવી શાખાઓ ઉત્પન્ન થઈ.



# મેણુશીઓ રાવળ

## ૧

રાવળ મેણુશીઆની મનોહારી મૂર્તિ જગતકર્તાએ સંપૂર્ણ નવરાશની કો ધન્ય ઘડીએ ઘડી હતી.

મેણુશીઓ રાવળ જ્યારે મેરીવેશ* ધારણ કરીને ભવાઇનો ખેલ ભજવતાં, લોક સમુદાયની પુરાણી રંગભૂમિ પર પગ મૂકતો, ત્યારે ઇન્દ્ર મહારાજના ઘરની કો અપ્સરા મૃત્યુ–લોકમાં ભૂલી પડેલી હોય, એવો જોનારને ઘડીભર ભાસ થતો. ઝબકતી વીજળી જેવી ઝડપથી એ જ્યારે રમતના મયદાનમાં કૂદી આવતો, ત્યારે એના અતૂલ સૌંદર્યની ઝલકથી દિશાઓ પણ ઝળકી ઉઠતી. આકાશનો ચંદ્રમા પણ એના મનોહર મુખ–કમળનાં મીઠેરાં દર્શન માટે ઘડીભર થંભી જતો. કોમળતાના સત્વ સમું એનું નાજુક બદન, કાળજામાં સોંસરવી પેસી જાય એવી કાળી અણિયાળી આંખો અને કામદેવની કમાન સરીખી એના ભ્રમર યુગ્મની વક્ર કમાનો પ્રથમ દૃષ્ટિએ જ જોનારની માનસિક સૃષ્ટિને મ્હાત કરવાને બસ હતાં. એનાં અંગેઅંગમાંથી શીતલ ચાંદનીના જાણે ફુવારા ફૂટતા. સંક્ષેપમાં મેણુશીઓ રાવળ સ્ત્રીવેશની ભૂમિકા ભજવનાર એક સર્વાંગ સુંદર પાત્ર હતો. તમામ પ્રેક્ષક વર્ગને આંખની એક ઇશારત પર નચાવવાની અપૂર્વ કળા મેણુશીઆ રાવળે કંઇ અજબ સિફતથી સાધ્ય કરી લીધી હતી. એની લાવણ્ય મૂર્તિ પર લોકો પતંગોની પેઠે ઘેલાતૂર બનતા. રંગભૂમિ પર મેણુશીઆનો પગ પડતાં જ આખું વાતાવરણ જાણે નાચી ઊઠતું. ઝણઝણી ઊઠતું.

* સ્ત્રીનો વેશ.

` કચ્છમાં એક વખત પ્રખ્યાતિના શિખર પર પહોચેલ ભૂવડ ચાવડાની કીર્તિ ગાથાઓ ગાતું કચ્છનું પુરાતન ધામ ભૂવડ, એ મેણશીઆની જન્મભૂમિ.

મેણશીઓ ચારણોનો રાવળ હતો મેણશીઆ રાવળનું નામ ચારણી આલમમાં ચોમેર મશહૂર હતું. વંશપરંપરાથી ચાલ્યા આવતા બાપદાદાઓની વારના પોતાના ચોપડામાં ચારણ-પરિવારના વધતા વંશનાં નામો નોંધવાં, ચારણોના ડાયરા વચ્ચે બુલંદ સ્વરે તેમના પૂર્વજોની યશગાથાઓ ગાવી, પરીઆ વાચવા, ગામેગામ ફરવું અને ચારણોને ઘેર-ઘેરથી બાર બાર મહિને એકેક કોરી "શીખ"ની લેવી એ એનો પેઢી ઉતાર ધંધો હતો.

આ ઉપરાંત મેણશીઆ રાવળનો એક બીજો પણ કાર્યક્રમ હતો, અને તે ભવાઇની રમતનો. મેણશીઆ પર એક અનુપમ ઇશ્વરી બક્ષિસ ઊતરી હતી ભવાઇનો વેશ ભજવવામાં તેણે અતુલ કાબેલિયત કેળવી લીધી હતી તેણે પોતાની એ કળાનો અનુભવ પોતાના કુટુંબને પણ આપ્યો હતો. તેનું કુટુંબ વિશાળ હતું. ઝરપરા અને સંઘડનો "વાલ્જીગોત"ના નામે ઓળખાતો તેનો ભાણેજ પરિવાર પણ બહોળો હતો. તેઓ પણ સંગીત અને સ્વાંગમાં કુશળ બની ગયેલા હોવાથી મેણશીઆ રાવળે પોતાના કુટુંબીજનોનો ચાળીસેક માણસોની સંખ્યાનો એક 'પેડો' તૈયાર કર્યો હતો.

મેણશીઓ રાવળ જ્યાં જ્યાં જતો, ત્યા ત્યાં દિવસના સમયે પોતાના લાગાલગમ ઉઘરાવવાનું કાર્ય કરતો અને રાત્રે ભવાઇની રમતના ખેલ ભજવતો. મેણશીઆની હકૂમત તળે રહીને આ બધા સાંગરો તેની સાથે ફરતા અને એ રીતે પોતપોતાના કુટુંબનું ગુજરાન ચલાવતા. એક વર્ષમાં ૭ મહિના સુધી તેઓ એક ગામથી

બીજે ગામ ફરતા, રમતો કરતા અને છ મહિના પોતપોતાને ઘેર રહી આરામ કરતા.

૨

હાલારમાં બારાડી એ ચારણોનું મુખ્ય મથક ગણાય. ગાયો, ભેંસો વિગેરે પશુધનના વિસ્તારથી ત્યાંના ચારણો માલદાર અને મસ્ત રહેતા. આજ પણ બારાડીના ચારણોને ત્યાં ઘી-દૂધની છોળો ઉછળે છે, એટલું જ નહિ પણ હાલાર કાઠિયાવાડને પણ તેઓ ઘી-દૂધ પૂરે છે, એમ કહીએ તો પણ ચાલે. બારાડીના ચારણો એટલે આડો આંક!

હાલાર-બારાડીના માડી ગામમાં હરજુગ નામે અત્યંત સમૃદ્ધિશાળી ચારણ હતો. બારાડીનું તે નાક ગણાતો. ગાયો, ભેંસો ઇત્યાદિ અસંખ્ય પશુધનનો તે માલિક હતો. તેવી જ રીતે "ગરાસચાસ"ની પણ તેની પાસે ખોટ ન હતી. માડીના ચારણો એને પૂછીને પાણી પીએ, એટલું એનું ડહાપણ હતું. એના નામથી ચોર બહારવટિયા પણ ટળીને ચાલે એવી એની ધાક હતી.

મેણશીઆ રાવળની મંડળી કચ્છ કાઠિઆવાડ ફરતી ફરતી હાલાર-બારાડીના આ માડી ગામે આવી લાગી. હરજુગ ચારણે મેણશીઆના વેશની ખૂબ પ્રશંસા સાંભળેલી. પરંતુ આજલગી તેણે મેણશીઆ રાવળને કોઇવાર એરી વેશમાં ઊતરેલો જોયો ન હતો. આજે હાથમાં આવેલી અમૂલ્ય તક એળે જવા ન દેવી એવો એણે નિશ્ચય કર્યો. તરત મેણશીઆ રાવળને બોલાવીને રાત્રે ભવાઇની રમત કરાવવાની યોજના તેણે ઘડી લીધી.

આજથી લગભગ ત્રણસેં વર્ષ પહેલાંની આ વાત છે. એ સમયે નાટક, સીનેમા અને સરકસો ન હતા. એ તમામનો અંત

માત્ર એક ભવાઇની રમતમાં જ આવી જતો. ભવાઇ મંડળીઓનાં ટોળેટોળાં એક ગામથી બીજે ગામ ફરતાં અને લોકોને પોતાની કળા બતાવી એમનું મનોરંજન કરીને પોતાનું ગુજરાન ચલાવતાં. લોકો પણ ભવાઇનું નામ પડતાં દૂર દૂરથી ખેંચાઇ આવે એવા શોખીન હતા.

માડી ગામમાં આજે મેણશીઆ રાવળની રમત થવાની છે એ વાત આખા ગામમાં અને પડોશનાં ગામોમાં પણ પવનવેગે પ્રસરી ગઇ. સાંજ પડતાં શોખીન લોકોના થોકેથોક માડી ગામમાં ઊતરી પડવા લાગ્યા.

રાત્રી પડી. રમત ચાલુ થઇ. મેણશીઆ રાવળે હંમેશની પેઠે આજે પણ નારીવેશ ધારણ કર્યો હતો. તેણે પોતાની અનુપમ અભિનય-કળાથી બારાડીના ચારણોને છક્ક કરી નાંખ્યા. હરજુગ ચારણ પોતે પણ મેણશીઆની મનમોહક મૂર્તિ પર અને તેના અનેરા સંગીત પર મુગ્ધ બન્યો હતો. આથી તે તેના પર હજાર હાથે નિવાજવા લાગ્યો હતો. આખી રાત તેણે ભવાઇ ખેલતા રાવળોને ખુલ્લા દિલથી ભેટ-સોગાદો આપીને સંતુષ્ટ કર્યા. રાવળોએ પણ હરજુગ ચારણના નામની જયકાર બોલાવવામાં મણા ન રાખી.

છેક સવાર પડતાં રમત બંધ પડી. સૌ કોઇ પોતપોતાને સ્થાનકે ચાલવા લાગ્યાં. રાવળો પણ પોતાના સાજ-સરંજામ સંકેલીને આખી રાતના ઉજાગરાની અસર દૂર કરવા થોડી વારના આરામ માટે પોતપોતાની પથારી પર પડ્યા.

માડી ગામનો મહારથી હરજુગ ચારણ પણ ઘેર ગયો. અખંડ રાત્રીના ઉજાગરાને લીધે તે પણ બિછાના પર આરામ લેવા માટે પડ્યો. પરંતુ નિદ્રાદેવી તો કોણ જાણે કેમ તેનાથી આજે દૂર દૂર

નાસી ગઇ હતી. મેણુશીઆ રાવળના સૌંદર્ય અને સંગીતમાં એનું હૃદય આજે ઘેલું બન્યું હતું.

ઘડીમાં મેણુશીઆનું મોહક મુખડું તેની દૃષ્ટિ સમક્ષ તરવરી રહેતું. ઘડીમાં મેણુશીઆના મધુર સંગીતના ભણકાર તેના કર્ણપટ પર અથડાવા લાગતા. વારંવાર તે અર્ધી નિંદ્રામાંથી ઝબકી જાગી ઊઠતો-ધ્રુજી ઊઠતો. કોઇવાર તેનું હૈયું આનંદાવેશથી નાચી ઊઠતું અને કોઇવાર દુઃખ તેમજ તિરસ્કારની લાગણીથી કંપી ઊઠતું. આમ કેટલીયે વાર તેણે માખણુ જેવી પોચી રૂની તળાઇમાં તરફડિયાં માર્યાં પરંતુ તેના પર નિદ્રાદેવીની કૃપા ન થઇ તે નજ થઇ. આખરે તે કંટાળ્યો. બિછાના પરથી ઊઠીને બહાર આવ્યો અને મેણુશીઆ રાવળને તેજ વખતે બોલાવી લાવવા તેણે માણસ મોકલ્યો.

મેણુશીઆના સૌંદર્ય અને સંગીત કલાથી તેને સંપૂર્ણ સંતોષ થયો હતો એ ખરૂં, પરંતુ મેણુશીઆ જેવો એક મર્દ માણુસ સ્ત્રીનો વેશ ધારણ કરીને લટકાં-મટકાં કરવા લાગે, એ વાત તેના અંતરમાં ખૂંચેલા તીરની પેઠે ખટકી રહી હતી. જેટલો તેને મેણુશીઆની કળાથી આનંદ ઉદ્દભવ્યો હતો, તેટલો જ તેના સ્ત્રીવેશ પ્રત્યે તેને તિરસ્કાર વછૂટ્યો હતો. આ કારણથી મેણુશીઆને સ્ત્રીવેશ ન લેવાની કોઇપણ ઉપાયે પ્રતિજ્ઞા લેવડાવવાનો આજે હરજીગ ચારણે પોતાના મન સાથે નિશ્ચય કરી લીધો હતો.

કારણ કંઇ સમજાય છે ?" હરજુગ ચારણે મેણશીઆને આવતાં વેંતજ પ્રશ્ન કર્યો.

"વગર કહે કેમ સમજાય અન્નદાતા ? હમણાં જ માંડમાંડ મારી આંખ જરા મળી ત્યાં તો તમારા માણસે બૂમ મારી જગાડયો. હું ધારૂં છું કે અવશ્ય કંઇક જરૂરી કાર્ય તો હશે જ." રાવળે ઉત્તર આપતાં જણાવ્યું.

"એમ જ છે રાવળ દેવ ! આજનું કાર્ય ખરેખરૂં જરૂરી છે. આજે તારા જીવનનો એક મુખ્ય પ્રશ્ન મારે ઉકેલવાનો છે." હરજુગે મુદ્દાની વાત પર આવતાં કહ્યું.

"એટલે ?" મેણુશીઆ રાવળે પોતાની લાલ બનેલી આંખો ફાડીને એકાએક પ્રશ્ન કર્યો.

'એટલે એ જ કે આજે મારે તારી સાથે એક જરૂરી વાત કરવાની છે. પણ તું માને તો જ તે કહેવાની છે. મારી સોનાની જાળ પાણીમાં ન પડે તેની તું ખાતરી આપે તો જ.'

'પણ વાત સાંભળ્યા વિના કેમ સમજાય અન્નદાતા ! મેણુશીઆનું આ પિંડ ચારણોના અન્નજળથી પોષાયું છે. અને ચારણોના કાર્ય માટે કાળી રાત્રે કૂવામાં ઊતરતાં આ મેણુશીઓ રાવળ પાછો હઠે તેમ નથી.' મેણુશીઆએ પોતાની નીમકહલાલીની ખાતરી આપતાં જણાવ્યું.

'જો સાંભળ ત્યારે ! આજે તારી પાસે મારે એક વાતનું પાણી લેવડાવવું છે.'

'પાણી ? શાનું અને શા માટે ?' આશ્ચર્યચકિત મેણુશીઆએ સહસા સવાલ કર્યો.

"હું પણ હવે એ જ વાત પર આવું છું. જો સાંભળ! તું હમણાં ને હમણાં હાથમાં પાણી લઈને પ્રતિજ્ઞા લે કે આજથી તારે મેરીવેશ ધારણ ન કરવો. બોલ! છે કબુલ?" હરજુગે ખરી વાત જાહેર કરી.

"પણ એ તો અમારો ધંધો રહ્યો બાપ! પેટના માટે સ્ત્રીનો તો શું પણ પાવૈયાનો વેશ પણ લેવો પડે. અમારૂં તો અન્નદાતા! એ પર ગુજરાન રહ્યું. વળી મારી સાથે બીજા ચાળીસ માણસો છે. તેમના કુટુંબનો આધાર પણ અમારી એ કમાણી પર જ રહ્યો, માટે વેશ ન લેવાની વાત શી રીતે પરવડે? મેણશીઆએ પોતાની અશક્તિ જાહેર કરતાં જણાવ્યું.

"પણ રાવળ! મારી વાત તો એક તારે માટે જ છે. અન્યોને માટે મારે કશું જ કહેવાનું નથી. માત્ર તને એકને જ આજ મારે પાણી લેવડાવવાનું છે. અને તે ચોક્કસ વાત છે. હરજુગે પોતાનો અડગ નિશ્ચય જણાવતાં કહ્યું.

"તમારી વાત ભલે ચોક્કસ હોય છતાં તે અમલમાં આવવી અશક્ય છે." મેણશીઆએ પોતાનો નિશ્ચય રજુ કર્યો.

"પરંતુ તારી એ અશક્ય વાતને જ મારે શક્ય બનાવવી છે રાવળ! હું કોઈ કાર્ય હાથ પર ધરતો નથી અને ધરૂં છું તો તેને જીવના જોખમે પૂર્ણ કરૂં છું."

"આપની એ મમત છે." મેણશીઆએ ટૂંકમાં પતાવ્યું.

"પણ એના બદલામાં તને જે જોઈએ તે માંગી લે. આજ તારી જીભ વેરી છે. મેણશીઆ બોલ! તારે શું જોઈએ? અને લે, આ પાણી કે આજથી સ્ત્રી-વેશ ધારણ કરવો હરામ છે."

મેણશીઓ હવે મુંઝાઈ પડ્યો. વિચારવમળમાં તે ગોથાં ખાવા

લાગ્યો. આવો પ્રસંગ આવશે એમ તેણે સ્વપ્ને પણ ધાર્યું ન હતું. તે ચૂપ રહ્યો.

"કેમ જીભ નથી ઊપડતી રાવળ! આવો વખત ફરી ફરીને નહિ આવે હો! અને જો! મારો નિશ્ચય તો મેરૂ પર્વત જેવો અડગ છે. ચારણોનો અંત લેવામાં મજા નથી મેણશીઆ! ચાલ ઝટ કર!" હરજુગ ચારણ જરા આકરો થઇને બોલી ઊઠ્યો.

"પણ મારા મેરીવેશ સાથે તમારે શું સંબંધ છે, તે મારાથી તો કશું સમજાતું નથી." મેણશીઆએ અજ્ઞાનતા અને ભોળપણ ભરેલી દયામણી આંખે જણાવ્યું.

"તને તે નહિ સમજાય. હવે તું સીધી વાત પર આવ અને કહે કે શું જોઇએ? બસ! સો વાતની એક જ વાત."

મેણશીઆની મૂંઝવણનો હવે પાર રહ્યો નહિ. તેણે વિચાર કર્યો, કે આ બલામાથી હવે છટકી શકવું મુશ્કેલ છે. છેવટે તે હરજુગ ચારણ કબુલ ન કરે અને પોતાની મેળે જ ઠેકાણે આવી જાય એવી આકરી શરત તેની સમક્ષ રજુ કરવાના ડહાપણ ભરેલા નિશ્ચય પર આવી ગયો અને તરત બોલી ઊઠ્યો કે—"ત્યારે હવે માગી લઉં છું ગઢવી!"

"ખુશીથી. મને એટલી જ જરૂર છે." હરજુગ ચારણે આનંદ-યુક્ત પ્રત્યુતર આપતાં જણાવ્યું

"તો મને હજાર રૂપિયા રોકડા, હું પસંદ કરૂં તેવી ચાર ભેંસો અને તમારી ખાસ સવારીની રોઝી ઘોડી મળે તો હું આજથી મેરીવેશ ધારણ ન કરવાની પ્રતિજ્ઞા લેવા તૈયાર છુ."

હરજુગને તેની રોઝી ઘોડી જીવ કરતાં પણ વહાલી હતી. રોઝી પર 'રા' વાળવાની પણ કોઇને પરવાનગી ન હતી. પવનપુત્રી જેવી

એની ત્વરિત ગતિ અને માનવીને શરમાવે એવી એની સમજશક્તિ હતી. રાવળ મેણશીઆને ખાતરી હતી કે હરજુગ ચારણ ગમે તેમ તો પણ પોતાની રોઝી ઘોડીને કદી નજર આગળથી દૂર કરવાનો નથી. અને એ ખાતરીને લીધે જ તે ઉપર્યુક્ત માગણી રજૂ કરીને તેની સામે ઉત્સુકતાપૂર્ણ નેત્રે જોઇ રહ્યો.

"તથાસ્તુ!" હરજુગ ચારણ હર્ષાવેશથી પોકારી ઊઠ્યો. રાવળની આંખો ફાટી રહી.

તે જ સમયે મેણશીઆ રાવળની ત્રણે માગણીઓ પરિપૂર્ણ કરવામાં આવી. મેણશીઓ રાવળ વચનના બંધને બંધાઇ ગયો. એ પણ એકવચની હતો. તે જ ક્ષણે તેણે પાણી મૂક્યું કે—"આજથી 'જીવત-જાગત' મેરીવેશ ધારણ કરવો હરામ છે!"

હરજુગ ચારણની આંખો સંતોષ અને આનંદથી નાચી ઊઠી. મેણશીઆને બાથમાં દબાવીને તે ભેટી પડ્યો.

૩

'રાગા' એ કચ્છના મુન્દ્રા તાલુકામાં આવેલું ચારણોનું એક નાનકડું ગામ છે. ચારણોની 'રાગ' નામક ઓળખ પરથી એ ગામનું નામ 'રાગા' પડેલું. આજનું 'રાગા' ગામ શ્રાપિત અને ઉજ્જડ જેવું દીસામાં આવે છે, જ્યારે આપણી આ કથાના સમયમાં 'રાગા'ના ચારણો ભરપૂર જાહોજલાલી ભોગવી રહ્યા હતા. ખાતાં ખૂટે નહિ એટલો ગરાસ અને અપાર પશુધનનું ચારણો પાસે પૂર હતું. 'રાગા'ની સીમમા ગાયો ભેંસોનાં ધણ કીડીઓની પેઠે ઊભરાતાં અને ચારણો 'મુશા માગ ન દે' એવા મદમાતા અને સમૃદ્ધ હતા.

આ 'રાગા' ગામમાં રાગ જોગીદાસ અને પંવારીઆ નામે

બે ચારણ ભાઇઓ રહેતા હતા. બન્ને સુખી અને તાજા હતા. તેમાં પણ જોગીદાસ તો અકડાઇ અને અભિમાનની મૂર્તિ સમો હતો. આખું ગામ જોગીદાસના નામથી કંપવા માંડે એવી એની હાકલ હતી.

જોગીદાસ રાગનો ભાઇ પંવારીઓ કચ્છ-માંડવી તાબે આવેલા ગામ મોટા-ભાડીઆના કડા ચારણની દીકરી રાણબાઇ જોડે પરણ્યો હતો. પરંતુ પરણ્યા પછી થોડી મુદતમાં જ કંઇ નજીવા કારણે આ પતિ-પત્નીના હૃદયમાં કડવાશનાં બીજ રોપાયાં. એમનો અણબનાવ દિવસે દિવસે વધતો ગયો. પંવારીઆ રાગની સ્ત્રી રાણબાઇ ગરીબ અને શાંત સ્વભાવની હતી, જ્યારે આ લોકો અભિમાનનાં પૂતળાં હતાં. તેમનો જુલમ આ 'ગૌભેખ' જેવી રાણબાઈ પર દહાડે-દહાડે વધતો ચાલ્યો. છેવટે તેમણે આ બાઇને તેના પિતા કડા ચારણને ત્યાં મોટે-ભાડીએ મોકલાવી દીધી.

બાર મહિના ગયા-બે વરસ ગયાં, છતાં રાણબાઈના સાસરા પક્ષ તરફથી કોઇએ તેની ખબર પણ પુછાવી નહિ. એટલું જ નહિ પરંતુ કડા ચારણની તેમની સાથે અનેક ચોવટો ચલાવવા છતાં તેમની વંકાઇમા જરા પણ ફરક પડે એવું જણાયું નહિ. આ લોકો અતિ બળવાન હોવાથી બાપડા કડા ચારણની 'ધાં' કોઇ પણ સાંભળે એમ હતું નહિ. "સાપના ભારા" સરખી જુવાન દીકરીને ઘેર બેસાડીને કડો ચારણ આખરે કંટાળ્યો. તેણે પોતાની દીકરીનું બીજા કોઇ સ્થળે પુનર્લગ્ન કરવાની તજવીજ ચલાવવા માંડી પરંતુ તેમાં પણ તે પછાત પડ્યો. કચ્છના ચારણો જોગીદાસનું નામ સાંભળી થરથરતા. આ જોગીદાસના ભાઇની બાને જ ઘરમાં બેસાડવાની હામ કોણ ભીડી શકે ? બિચારો કડો ચારણ માથે હાથ દઇને બેસી રહ્યો. જુવાન જોધ જેવી દીકરીને આમ પોતાને ત્યાં કેટલો વખત બેસાડી રાખવી એ વિચારે એનું મગજ ભમી જતું. તે તો દિવસે-દિવસે તેની દેવી જેવી દીકરીના "સોસ"માં શોષાતો ગયો.

કેટલાક સમય પછી તેને હાલાર બારાડીના હરજુગ નામના એક ચારણની ભાળ લાગી. હરજુગ કાળ સામે પણ બાથ ભીડે એવો બહાદુર હોવાથી કડા ચારણની માગણીનો તેણે સ્વીકાર કર્યો અને કડા ચારણે તેની દીકરી રાણબાઇનો સબંધ બારાડીના એ બહાદુર ચારણ જોડે જડી દીધો.

આ હરજુગ ચારણ અન્ય કોઇ નહિ પણ જેણે રાવળ મેણુશીઆને તેનું મન માગ્યુ આપીને તેની પાસે મેરીવેશ ધારણ ન કરવાનું પાણી લેવડાવ્યું હતું તે જ માડી ગામનો વીર હરજુગ પોતે હતો.

૪

મેણુશીઓ રાવળ પોતાની રાવળ મંડળી સહિત ફરતો ફરતો હાલાર–બારાડીમાં થઇને સીધો કચ્છમાં ઊતરી પડયો અને અંજાર તાલુકાના વેવાર ગામમાં એક ખેલ કરીને ત્યાથી પરબારો પોતાના "પેડા" સાથે રાગા ગામે આવી પહોંચ્યો. સ્ત્રીવેશ ધારણ ન કરવાની એની પ્રતિજ્ઞા એણે અખંડ પાળી હતી. અનેક લાલચો અને ધમકીઓ વચ્ચે પણ મેણુશીઓ રાવળ પોતાની પ્રતિજ્ઞામાં ધ્રુવ સમાન અચળ અને અડગ રહ્યો હતો.

મેણુશીઆ રાવળ પર ગામ રાગા વાળા જોગીદાસ રાગના ચાર હાથ હતા. મેણુશીઆની રમતનું નામ સાંભળીને તે પાતાળમાંથી પણ પહોંચી આવતો.

રાગામાં મેણુશીઆનો પગ પડતાં જ આખું ગામ તેની રમત જોવા એક પગે થઇ રહ્યુ. આસપાસનાં ગામોમાં તો તેના ખબર કયારના યે પહોચી ગયા હતા. સાંજ પડતાં જ ચારે બાજુથી લોકોનાં રોળેટોળાં તીડની પેઠે ઊભરાવા લાગ્યાં.

રાત્રી પડી, અને રમતની તૈયારી થવા લાગી ગામના વિશાળ

ચોકમાં લોકોની મેદની જામવા લાગી. રણશીંગા જેવા તીણા અવાજનાં ભૂંગળાં ગગનભેદી નાદથી ફૂંકાવા લાગ્યાં. ઝાંઝના ઝણકાર અને મૃદંગના રણકારથી રાગા ગામનું શાંત વાતાવરણ ગરજી ઊઠયું. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ લોકોની ઠઠ પણ વધતી ગઇ. કેટલાક શોખીનોએ ખાટલા પર રૂપાળાં ગોદડાં પાથરીને તે પર પોતાનું સ્થાન લીધું હતું. કેટલાક કોટડીઓ પર, કેટલાક ગાડાં ઉપર અને કેટલાક ઝાડોની ડાળીઓ પર પણ ચડી બેઠા હતા. ચોકની એક બાજુએ સ્ત્રીઓ માટેનું સ્થાન પણ રાખવામાં આવ્યું હતું.

જોગીદાસ રાગે રાત્રે વાળુ કરતાં ભવાઈનાં ભૂગળાંનો તીણો અવાજ સાંભળ્યો તે પણ હાથમાં દિલ્હી (હુક્કો) લઇને રમતના મયદાનમાં આવી પહોચ્યો. પ્રથમથી જ તૈયાર રાખેલી સુંવાળી શીરખના બિછાના વાળા ખાટલા પર તેણે પોતાનું સ્થાન લીધું. તલપૂર જગ્યા પણ મળવી મુશ્કેલ પડે એવી લોકોની 'હેકડા ઠઠ' મેદની જામી ગઇ હતી

સમય થતાં રમત ચાલુ થઇ પ્રથમ ગણેશનો વેશ આવ્યો અને ત્યારબાદ એક પછી એક વિધવિધ પ્રકારના વેશ ઉપર વેશ આવવા લાગ્યા. એકંદરે રમત ઠીક હતી, છતાં પ્રેક્ષક વર્ગ આજે ઉલ્લાસમાં ન હતો, નિરાશ હતો. લોકોની આંખો મેણશીઆ રાવળને શોધી રહી હતી, અને મેણશીઓ તો આજે કોણ જાણે કયાંયે ગુમ થઇ ગયો હતો. અર્ધીક રાત્રી લગભગ ખલાસ થવા આવી છતાં એ હમણાં આવશે, હમણાં આવશે એ આશાએ લોકો ધીરજ ધરી રહ્યા હતા. છેવટે સૌએ ધાર્યું કે હવે છેલબટાઉ અને 'મોહના રાણી' ના વેશમાં મેણશીઓ અવશ્ય મોહના રાણીના સ્વાંગમાં આવી પહોંચશે અને એ આશાએ જ લોકો આટલો વખત વીતાવી શકયા હતા. થોડો વખત વ્યતીત થતાં જ છેલબટાઉ અને મોહનારાણીનો વેશ આવી પહોચ્યો. સમસ્ત પ્રેક્ષક વર્ગની આંખો એકદમ મોહના-

રાણી પર પડી અને તેજ ક્ષણે નિરાશાથી પાછી ફરી અફસોસ! મોહનારાણીના સ્વાગમા એ લોકપ્રિય પાત્ર મેણશીઓ રાવળ ન હતો લોકસમૂહ વચ્ચે ખળભળાટ જામી ગયો અને મેણશીઆ રાવળના નામની ઊપરાઊપરી બૂમો પડવા લાગી પરંતુ મેણશીઓ બહાર ન આવ્યો તે ન જ આવ્યો કોઈપણ તેને જોઈ શક્યુ નહિ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ પ્રેક્ષકગણમા વધુ ને વધુ નિરાશા ફેલાતી ગઈ રમતનું વાતાવરણ ડહળતું જતું હતુ

આટલો વખત શાંત થઇ બેઠેલા જોગીદાસનુ હૈયુ પણ હવે હાથમા ન રહ્યું હુક્કાની નળી મ્હોમાથી અળગી કરીને તેણે બુલંદ અવાજે મેણશીઆના નામની ત્રાડ પાડી જોગીદાસનો ગગનભેરી સ્વર સાભળીને પ્રેક્ષકવર્ગ શાન્ત થઇ ગયો તરત જ રાવળોમાનો એક જણ જોગીદાસ પાસે હાજર થયો અને નમ્રતાથી બોલ્યો, કે ' મેણશીઓ તો સૂતો છે "

' કેમ કંઇ માંદો પડી ગયો છે?" જોગીદાસે કરડાકીથી પૂછ્યુ પેલો આવનાર નિરુત્તર રહ્યો જોગીદાસના આજના દમામથી તે દબાઇ ગયો હતો "ચાલ, હમણા ને હમણા એને જગાડ, અને કહે કે જોગીદાસ રાગ બોલાવે છે ' જોગીદાસના અવાજમા સત્તા અને અભિમાન સ્પષ્ટ તરવરી રહ્યા હતા

રાવળ કંઇ પણ બોલ્યા વગર ત્યાથી ચાલતો થયો અને થોડી જ વારમા ઊંઘમાથી જાગૃત થયેલો આખો ચોળતો મેણશીઓ રાવળ રમતના મયદાનમા આવી પહોચ્યો

નિરાશ થયેલા લોક સમૂહમા મેણશીઆને જોઇને નવુ ચૈતન્ય આવ્યુ સૌએ એકી સાથે અને બુલંદ અવાજે ખુશાલીનો એક પોકાર કર્યો સૌને ખાતરી પડી કે મેણશીઓ હવે રમતમા જરૂર ઊતરવાનો

મેણુશીઆને આવી પહોંચેલો જોઇને જોગીદાસ રાગ ગંભીર મુખમુદ્રા ધારણ કરીને બોલ્યો, "કેમ રાવળદેવ ! આજે શરીરે સુવાણ નથી કે શું?"

"ના બાપ, બરાબર છે, આપનો પ્રતાપ છે." મેણુશીઆએ ટૂંકમાં જ પતાવ્યું.

"ત્યારે શું આ રાવળ લોકો જોડે તારે કાંઇ ઝગડો જાગ્યો છે?"

"એવું પણ કંઇ નથી અન્નદાતા ! તમે જાણો છો કે અમારૂં તો એક જ કુટુમ્બ છે."

"કંઇ પણ કારણ ન હોય તો જેનુ નામ મેણુશીઓ તે ચાલતી રમતે ઊઘી જાય ખરો?"

મેણુશીઓ ચૂપ રહ્યો. તેને મનમા ધારતી પડી કે બાજી રખે બગડી જાય.

"ચાલ ત્યારે ઝટપટ રમતમાં જોડાઇ જા !" જો ! આ તમામ માનવમેદની તારા નામની માળા જપી રહી છે.

"હમણાં વેશ નથી પહેરતો દાદા !" મેણુશીઆએ ગરીબાઇ ભરેલો ઉત્તર આપ્યો.

"વેશ નથી પહેરતો?" કંઇ કારણ? તને પણ હવે મૂછાળા બનવાના કોડ જાગ્યા, કે પેટ ભરાયું?"

"એવું તો કશુ નથી, અન્નદાતા ! મારે તો મૂછાળા દેખાવાનાય કોડ નથી અને પેટે નથી ભરાયુ. પણ..."

'એ પણ ને બણ !' જોગીદાસે મેણુશીઆ રાવળના વાકયને વચમાંથી જ કાપી નાખતાં કહ્યું.

"તારે મારે પળે પળે આતુર બનતી આ માનવમેદનીનું અને મારૂં માન આજ તો તારે રાખ્યે જ છૂટકો છે.

પણ મેણશીઓ ત્યાંથી ખસ્યો નહિ. જોગીદાસ રાગ સામે ટગર ટગર જોતો તે પત્થરની પેઠે ઊભો રહ્યો.

"કેમ જમીન પગ તળે ચોંટી ગઈ છે કે શું?" જોગીદાસે કરડાકીથી અને વક્તાથી પોતાની આંખ મેણશીઆ તરફ તાકીને ત્રાડ પાડી.

"જોગીદાસ રાગ! ખરૂં કહું? વેશ પહેરવાની મારી પ્રતિજ્ઞા છે, હાલ હું ક્યાયે રમતમાં ઊતરતો જ નથી." મેણશીઆએ દૃઢતાપૂર્વક ઉત્તર આપી દીધો.

"વેશની પ્રતિજ્ઞા? નવાઇની વાત! આવું તો આજે જ સાંભળ્યું. પણ આજ તો તારી પ્રતિજ્ઞાને જરા વાર ખીંટીએ લટકાવી દે અને મારૂં કહ્યું માની જા રાવળ!"

"આપના એક બોલની ખાતર હું મારા પ્રાણ પાથરી આપવા પણ તૈયાર છું, પરંતુ પ્રતિજ્ઞાનો ભંગ શી રીતે થાય?"

"અરે પણ રાવળના દીકરાને વેશની તે પ્રતિજ્ઞા હોય? મેણશીઆ! તું આજ તારી મમત છોડી દે! હું ઠીક કહું છું."

"મેણશીઓ જેવો ને તેવો મક્કમ જોગીદાસ રાગની સામે ઊભો હતો. એક પણ શબ્દનો ઉચ્ચાર ન કરતાં તે મૌન જ રહ્યો."

"પણ એવી પ્રતિજ્ઞા તેં લીધી શાને?" જોગીદાસે વળી પૂછ્યું.

"મેં નથી લીધી, પણ આપના જેવા એક દાતારે લેવડાવી છે."

"દાતારો પણ કઇ નવરા લાગે છે." જોગીદાસે જ નરમ અવાજે જણાવ્યું.

"દાતારોની તો એ મોજ છે બાપુ! ખાસા ખણખણતા હજાર રૂપીઆ રોકડા, ચાર મનમાનતી ભેંસો અને એક વાયુવેગી રેશ્મી ઘોડી, એ પ્રતિજ્ઞાના બદલામાં મને પ્રાપ્ત થયેલ છે, તો હવે તમે જ કહો કે મારાથી તે શા રીતે તોડી શકાય?"

મેણશીઆ રાવળની વાત જોગીદાસને વાસ્તવિક લાગી. તે જરા નરમ પડયો અને બોલ્યો, કે "મેણશીઆ! એ દાનવીરનું નામ તો કહે?"

"એ દાતાર કચ્છનો નહિ પણ બહારનો છે બાપુ!"

"પણ એ કોણ છે ને કયાનો છે તે તો મારે જાણવું જોઇએ ને!" જોગીદાસે જીદ ન છોડી.

"એ છે હાલાર–બારાડીનો!" મેણશીઆએ વાતને વધુ ન ચોળતા ગામનું નામ જ માત્ર જણાવ્યુ

"હાલાર–બારાડીનું નામ કાન પર પડતાં જ જોગીદાસની આંખો ચડી ગઇ. પરંતુ તે કોઇ પણ ન જાણી શકે તેમ પાછો સ્વસ્થ થઇ ગયો અને અધીરાઇથી બોલ્યો, પણ તેનુ કાંઇ નામ તો હશે કે નહિ?"

"એ વાત પૂછવા જેવી નથી, અન્નદાતા! જવા દો," મેણશી-આએ વાત પર પડદો પાડવાના ઇરાદાથી જણાવ્યુ.

"પણ મારે તો તે જરૂર સાભળવી છે." જોગીદાસ હઠે ચડયો.

મેણશીઓ હવે અકળાયો–મુઝાઇ પડયો.

"કેમ બોલતો નથી?" જોગીદાસનો ગાંભીર્ય અને ગુસ્સાના મિશ્રણ વાળો અવાજ આવ્યો.

મેણશીઆએ જરા ખુંખારો ખાધો. સ્વસ્થ થયો અને મરણિયો થઇને બોલી ઊઠયો, "ત્યારે એનું નામ જરૂર સાંભળવું છે?"

"હા, જરૂર!"

ત્યારે સાંભળો, એનું નામ "હાલાર–બારડીનો બંડો હરજીગ." મેણશીઆએ ધડાકો કરાવ્યો.

જોગીદાસની આંખો ચકર–ચકર ફરવા લાગી.

"કોણ માડી ગામનો?" જોગીદાસે પોતાની શંકાનું સ્પષ્ટીકરણ કરાવવા એક વધુ પ્રશ્ન કર્યો.

"બસ એ જ! દાતારો તો દશે દિશાએ પાધરા જ હોય ને!" મેણશીઆએ બળતામાં ઘી હોમ્યું.

હરજીગનું નામ સાંભળીને જોગીદાસના રોમે–રોમમાં ક્રોધની જ્વાળા સળગી ઊઠી. તેનાં રૂવાડાં ઊભાં થઈ ગયાં. આંખો રક્તવર્ણી બની ગઇ. તેના સગા ભાઈની સ્ત્રીને ઘરમાં બેસાડનાર હરજીગ ચારણની પ્રશંસાએ જોગીદાસના ગુસ્સામાં ભયંકર ઉમેરો કર્યો. પરંતુ તરત જ તેણે પોતાના ઉછળતા ગુસ્સાને કાબુમાં લઇ લીધો. હરજીગની લેવડાવેલ પ્રતિજ્ઞા કોઇપણ ઉપાયે તોડી નાખવાનો પોતાના મન સાથે નિશ્ચય કરી તે બોલ્યો.

"રાવળ, હરજીગે તને હજાર રૂપિયા, ચાર ભેંસો અને એક ઘોડી આપી, તો હું બે હજાર રૂપિયા, આઠ ભેંસો અને બે ઘોડીઓ હમણાં જ આપવા તૈયાર છું. બોલ હવે શો વિચાર છે?"

મેણશીઓ રાવળ તો પહાડ જેવો અડગ હતો. તે બોલ્યો, "જોગીદાસ, બે હજાર તો શું પણ હવે તો બે લાખ પણ મારે રાખ બરાબર છે. મેણશીઆનો બાપ એક છે અને તેનો બોલ પણ

એક છે. તમે તમારૂં માન જાળવવા ઇચ્છતા હો, તો હવે મને એ વિષે બિલકુલ આગ્રહ ન કરશો એવી મારી નમ્ર વિનંતિ છે." મેણુશીઆએ છેલ્લા શબ્દો દૃઢતાપૂર્વક સંભળાવી દીધા.

જોગીદાસે મેણુશીઆને જાતજાતની લાલચો અને ધમકીઓ આપી તેને સમજાવી લેવા ખૂબ પ્રયત્ન કર્યો. પરંતુ કોઇ પણ પ્રકારે આ બહાદુર રાવળ બચ્ચો એક ટળી બે ન થયો.

મેણુશીઆની મેરૂ સમાન અડગતા પાસે જોગીદાસ ઝંખવાઈ ગયો—ભોંઠો પડી ગયો. તેની આ ભોંઠપે તરત જ ક્રોધનું સ્વરૂપ પકડી લઇને તેના અંતરમાં કોઇ દારૂણ જ્વાળા જગાવી દીધી. એનાં અંગેઅંગ ધ્રૂજવા લાગ્યાં. એની ઉગ્રતા પ્રતિપળે વધતી ચાલી.

મેણુશીઓ ચાલવા લાગ્યો. જોગીદાસે અગ્નિઝરતી આંખોથી પોતાના ભાયાત વર્ગના જુવાનોને જરા ઇશારો કર્યો અને સેંકડો કડિયાળી ડાંગો આ રાવળ-મંડળી પર તૂટી પડી.

રમતમાં હાહાકાર જામી ગયો. પ્રકાશ આપતી મશાલો હોલવાઇ ગઇ. ચોતરફ ઘોર અંધકાર જામી ગયો. એકઠા થયેલાં લોકો જેમ ફાવે તેમ નાસવા લાગ્યા. રમતમા ભંગાણ પડ્યુ. સૌ કોઇ પોતપોતાને ઠેકાણે થઇ ગયા.

અંધકાર અને હોકારને લીધે જોગીદાસના મનની હામ તો હજુ મનમાં જ રહી ગઇ. તે પણ ઘેર ગયો. બિછાના પર પડયો પરંતુ અપમાનના ડંખે તેને આખી રાત જંપવા દીધો નહિ. આમથી તેમ તરફડિયાં મારવામાં જ તેની આખી રાત વીતી ગઇ.

આ ભયંકર રાત્રે જેવી અસ્વસ્થ સ્થિતિ જોગીદાસ રાગની હતી તેવી જ મેણુશીઆ રાવળની પણ હતી.

૫

બીજા દિવસની પ્રભાતથીજ રાવળો પોતાની રીખ ઉઘરાવવા માટે રાગા ગામમા ફરવા લાગ્યા પરંતુ જોગીદાસે ઘડેલી યોજના અનુસાર ન તો તેમને કોઈએ શીખ આપી, કે ન કર્યો કોઈએ ભોજનનો બદોબસ્ત માણમ દીઠ શેર શેર ઘીના પાકા ગીધા લેનાર રાવળો આજે રાગા ગામમા ભૂખે મરવા લાગ્યા કોઈએ પણ આજે તેમની ખબર સુદ્ધા ન લીધી

જ્યારે મેણુશીઆને ખબર પડી, કે આ સઘળા કારસ્થાન જોગીદાસના જ છે ત્યારે તે પોતાના જેવા મરણીઆ બનેલા બાર રાવળો સાથે જોગીદાસને ઘેર ગયો પરંતુ જોગીદાસની તો તેને સ્ત્રી–વેશ પહેરાવવાની એક જ આગ્રહ હતી અને મેણુશીઓ રાવળ તે કાળાંતરે પણ કબુલ કરે તેમ ન હતું પતાવટની તમામ વાતો તદ્દન ભાગી પડી જોગીદાસની જીદથી રાવળો ઉશ્કેરાઈ ગયા તેમણે ત્રાગા કર્યા, લોહીના ખોબેખોબા ભરી ભરી તેમણે જોગીદાસના ઘર પર છાંટ્યા રાવળો મરવા સુધી તૈયાર થઈ ગયા પરંતુ અભિમાની જોગીદાસ ચારણનું એક રૂંવાડુ યે ફરક્યુ નહિ મેણુશીઆની મૂછો મુંડાવવાનો તેનો એકનો એક અડગ નિશ્ચય જેવો ને તેવો દ્દઢ હતો

બને પોતપોતાની એટ માટે મરી ફીટવા સુધી તૈયાર હતા કોઇપણ કંઈ મચક આપે એવી વાત ન હતી

જ્યારે મેણુશીઆનો એક પણ ઈલાજ બાકી ન રહ્યો, ત્યારે તેણે બીજા બાર રાવળો સાથે જોગીદાસના ઘર પર લાંઘણ કરવા માંડયા એક બે ને ત્રણ દિવસો એવી રીતે નીકળી ગયા પરંતુ તેનું પરિણામ કંઈ આવ્યું નહિ રાવળો હવે જીવ પર આવ્યા તેમણે જોગીદાસના ઘર પર મરવાનો નિશ્ચય કર્યો.

ગામ-લોકોને અને આજુબાજુના ગામવાળાઓને જ્યારે આ વાતની જાણ થઇ, ત્યારે તેઓ બધા જોગીદાસ રાગને ઘેર એકઠા થયા. ઉભય પક્ષમાંથી એક પણ લળ ખાય એવું તો હતું જ નહિ. તમામ સમજાવટ નિષ્ફળ નીવડી. આખરે સઘળાએ મળીને રાવળોને પગે પાઘડીઓ મૂકીને તેમને રાગા ગામનો ત્યાગ કરી જવા વીનવ્યું. છેવટે મહા મુશ્કેલીએ સમજાવી ફોસલાવી, તેમને જોગીદાસને ઘેરથી ઉઠાડીને શેખડીઆ ગામની વાટે ચઢાવી દીધા.

જાલીમ જોગીદાસના નામ પર ધિક્કાર અને ફિટકારના વરસાદ વરસાવતા રાવળો, પેટમાં ભૂખને લીધે પડેલા વેંતવેંતના ખાડા સહિત રાગા ગામનું પાણી 'અગરાજ' કરી શેખડીઆને રસ્તે ચાલવા લાગ્યા.

રાવળો રાગામાંથી રવાના થઈ જવા બાદ જોગીદાસ રાગના જુસ્સાએ ફરી એકવાર ઉછાળો ખાધો. અપમાનની આગે આ ગર્વિષ્ઠ ચારણનું મસ્તક ફરી એકવાર ભમાવી નાખ્યું. તે એકદમ ઊઠી ઊભો થયો. હથિયારબંધ તૈયાર થયો. મેણશીઆ પાસેથી લીધેલું અધૂરૂં વેર પૂરૂં કરવા તે પોતાના પાણીદાર અશ્વ પર સવાર થઈને તેને રાવળોને રસ્તે તેમની પાછળ મારી મૂકયો.

૬

મેણશીઓ રાવળ પોતાની મંડળી સાથે રાગા ગામનું પાણી હરામ કરીને ભૂખ્યો-તરસ્યો ચલ્યો જતો હતો, સમય બપોરનો થવા આવ્યો હતો. સૂર્યનારાયણ પ્રખર તાપે તપતા જગતને તપાવી રહ્યા હતા. ત્રણ ત્રણ દિવસના ઉપવાસથી અશક્ત બનેલા રાવળો ભૂખે પેટે અને શોષાતે કંઠે કીડીની ગતિએ ધીમે ધીમે ચાલ્યા જતા હતા.

એટલામાં એકાએક પાછળથી દોડયા આવતા ઘોડાના દાબડાનો

અવાજ તેમના કાને આવ્યો. સૌની નજર એકી સાથે પાછી ફરી. સૌએ જોયુ કે હાથમાં મોટી બરછી સાથે લાલચોળ બનેલો જોગીદાસ રાગ પોતાના ઘોડાને પૂરપાટ દોડાવતો ધસ્યો આવતો હતો.

નિમિષ માત્રમાં જ જોગીદાસ રાગ નજદીક આવી પહોંચ્યો. તરત જ તે કરડાકીથી પોકારી ઊઠયોઃ—"ખબરદાર કૂતરાઓ ! હવે એક પણ ડગલું આગળ વધ્યા તો !"

ક્રોધના આવેશથી બેબ્બરો બનેલો જોગીદાસ રાગનો ભયંકર અવાજ સાભળીને, અશક્તિને લીધે માડમાંડ ચાલી શકતુ રાવળ-મંડળ એકદમ અટકી ગયુ-થંભી ગયુ.

મેણશીઓ સૌથી આગળ વધી મોખરે આવ્યો અને જોગીદાસ તરફ જોઇ બોલ્યો—" જોગીઆ ! આવી પહોંચ્યો કે ? ભલે આવ્યો બાપ ! હજુ તારૂ વેર પૂરૂ નહિ વળ્યુ હોય !"

" અને તે વાળવા માટે જ ઉતાવળો આવી પહોંચ્યો છુ " એમ કહી જોગીદાસ રાગે રાવળ મેણશીઆ પર પોતાના સઘળા બળથી બરછીનો ઘા કર્યો. બરછી ઝપ ! દેતી મેણશીઆના પેટમાં ઘૂસી ગઇ.

મેણશીઓ અડગ રહ્યો. નિર્બળતાને સ્થાને તેનામાં હવે નવું ચેતન આવી ગયુ હતું. પોતાના પેટમા પરોવી બરછી સાથે જ તે બોલ્યો ! હજી ઘા કરતા શીખ્યો નહિ જોગીઆ ! આખરે ચારણ તો ખરો ને !"

એમ કહી પેટમાં પડેલી બરછીને બન્ને હાથે પકડી જોરથી તેની અણી પેટની બીજી બાજુએ કાઢતાં તે અન્ય રાવળો તરફ જોઇ પોકારી ઊઠયો " મારા બહાદુર યુવાનો ! આવી જાઓ હવે તમે પણ આ બરછીમાં ! આ જોગીઆની બક્ષિસ આપણે બધા

સરખે હિસ્સે વહેંચી લઇએ અને આપણા ધગધગતા લોહીની એને ઉજાણી આપીએ."

મેણશીઆના મુખમાંથી ઉપર્યુક્ત વચનો બહાર આવતાં જ એક પછી એક એમ બીજા છ રાવળ વીરો એ જ બરછીમાં પોતાને હાથે જ બળ કરીને ભચ્ચોભચ્ચ પરોવાઈ ગયા. દેખાવ ભયંકર દિલદ્રાવક બની રહ્યો.

જોગીદાસની આંખો પણ આ દારૂણ દૃશ્ય જોઇને ફાટી ગઇ. તે જાણે ઘોડા પર જ ચોંટી ગયો. આ લોકો માણસ છે કે કોણ, તેનો તે નિર્ણય કરી શકયો નહિ.

અને આ તરફ એક જ બરછીમાં પરોવાયેલી સાત-સાત રાવળોની હાર શેખડીઆ ગામ તરફ આગળ ને આગળ ચાલવા લાગી.

રાપર* ગામ પાસે આવતાં જ બરછીમાં પરોવાયેલા સાત જણામાથી છેલ્લા એક જણના રામ રમી ગયા. તેને તરત જ બરછીમાથી બહાર કાઢવામાં આવ્યો, અને બાકી રહેલા છ જણ "હર! હર! મહાદેવ!" ના પ્રચંડ ધ્વનિનો આકાશમાં પડઘો પાડતા આગળ ચાલ્યા. થોડા સમયમાં જ મરણ કિનારે પહોંચેલા આ છ જણની લાંબી હાર શેખડીઆની સમીપમાં આવી લાગી.

શેખડીઆના ચારણો આ હૃદય-ભેદક દ્રશ્ય જોઈ મોંમાં આંગળી ઘાલી રહ્યા. એમનાં અંતર પણ દ્રવી ગયાં. આંખોમાથી આંસુધારાઓ ચાલવા લાગી

* શેખડીઆ અને રાણાની વચ્ચે અસલ રાપર નામનું નાનું ગામ હતું. હાલ એ રાપર ગામ ઉજ્જડ થઈ ગયું છે. આ રાપર ગામના કેટલાક લોકો ગુંદાળા ગામે ગયેલા તેથી આજ પણ ત્યાંનું એક ફળીઉં "રાપરીઆ ફળીઆ" ના નામથી ઓળખાય છે.

"નિર્દોષ રાવળો પર આવો ભયંકર જુલમ ગુજારનારનું નખ્ખોદ નીકળી જશે." એવી ભવિષ્યવાણી સૌના મુખમાંથી એકી સાથે નીકળી ગઇ.

શેખડીઆના ચારણોએ બરછીમાંથી એક એક જણને બહાર કાઢ્યા. પરંતુ હવે ઘા ફરી ગયેલ હોવાથી બહાર નીકળતાં જ છએ જણ બેભાન બની જમીન પર ઢળી પડયા. એમાંના ચાર તો તે જ વખતે જોગીદાસના જુલમની "ધાં" દેવા જગત્કર્તાના દરબારમાં પહોંચી ગયા.

શેખડીઆ ગામની પાદરે ઊગમણી તરફ આ રાવળ વીરોના આત્મ–સમર્પણનો ઇતિહાસ ઉચ્ચારતી પુરાતન પાળીઆઓની હાર એ આત્મ-ત્યાગી અટકી વીરલાઓની વિજયગાથા ગાતી આજ પણ અડગ ઉભી છે.

બાકી રહેલા બે જણની શેખડીઆના ચારણોએ તન-મન-ધનથી સારવાર કરવા માંડી. કેટલાક દિવસના પાટા-પીંડીને પરિણામે આ ઉભય રાવળ વીરો એ જીવલેણ જખ્મમાંથી ઉગરી આવ્યા. તેઓ સંપૂર્ણ તંદુરસ્ત થઇ જતાં શેખડીઆના ચારણોએ સુવર્ણની એક મઢી બનાવીને તેમને ભેટ કરી. આજ પણ એમના વંશજો શેખડીઆના ચારણોની પ્રશંસા કરતાં ગાય છે કેઃ—

**મઢી મેર સમાન, ભલી બનાવી ભાભરે;**
**સોનાની સપ્રમાણ, શેખડીએ સોંપી ભલી.**

હવે પેલા જોગીદાસનું શું થયું તે જોઇએ. કચ્છ-કોડાયનો પ્રતિષ્ઠિત ચારણ લાધો પીર, વેવારનો મોડ અને રાગાનો જોગીદાસ એ ત્રણે માસિઆઇ ભાઇઓ હતા. મોડને અને લાધાને જ્યારે

જોગીદાસના આ પાપાચરણની જાણ થઈ, ત્યારે તેઓ જોગીદાસ પાસે રાગા ગામે આવ્યા. રાવળોની માફી માગીને પાપનું પ્રાયશ્ચિત કરવા તેમણે જોગીદાસને ઘણું સમજાવ્યું. પરંતુ જોગીદાસના અભિમાનનો આંકડો અંશ માત્ર પણ નીચો નમે એમ ન હતું. લાધો પીર અને મોડ પણ નિરાશ થઈને પાછા ફર્યાં. જતાં જતાં લાધા પીરે મીઠાની એક કોથળી કૂવામાં નાંખીને જોગીદાસને શ્રાપ આપ્યો કે "જોગીઆ! જેવી રીતે આ મીઠાની કોથળી ઘસાઈને ઓગળી જશે, તેમ આજથી તું પણ ઘસાતો જઈશ અને નષ્ટ થઈશ!"

લાધો ચારણ* વચન-સિદ્ધ હતો. તેજ સમયથી રાગાના ચારણોમા ઘસારો પડવાની શરૂઆત થઈ. રાગા ગામ આજે ભૂઆને વાકે જ જીવી રહ્યું છે લાધો અને મોડ ચારણ જોગીદાસથી રીસાઈને ચાલ્યા ગયા હતા. આ કારણથી એમના વંશજો આજ પણ રાગ ચારણોથી 'રામરામ'નો વ્યવહાર પણ રાખતા નથી. રાગ ચારણોને અડવાથી કોઢ થાય એવી માન્યતા અદ્યાપિ એમનામા પ્રચલિત છે. રાવળોના વંશજો પણ રાગા ગામનું પાણી પીતા નથી. રાગનો માત્ર પડછાયો પડે તો પણ તેઓ નાહી નાખે છે.



* લાધા પીરની કચ્છ-કોડાયમાં દહેરી છે. આજ પણ તે પીર તરીકે પૂજાય છે.

# રવોજી ઠાકોર

## ૧

નવલખી સિંધમાં હમ્મર જતની હાક વાગતી. હમ્મરમીર્આં એટલે સમસ્ત સિંધનો નર-કેસરી. ગર્ભિણીઓના ગર્ભ ગાળી નાખે એવી એની હાક હતી. સૂર્યોદય થતાં જેમ ઝાકળ દીઠીને અદશ્ય થઈ જાય, તેમ હમ્મર જતના આગમનનો ઓળો પડતાં જ મહા ઘમંડીઓનાં ઘમંડ પીગળી જતાં. જેના શ્રવણ માત્રથી રડતાં છોકરાં છાના રહી જાય એવી વિકરાળ એની વાણી હતી. કચ્છ-કાઠિયાવાડ અને મારવાડના પ્રદેશોમાં એનાં ધાડાં નિરંકુશ ફરતાં જેની મૂછો પર લીંબુ ઠરે એવા અનેક મર્દ-બચ્ચા એના બાન-કેદી બન્યા હતા. આસપાસના પ્રદેશોમાંથી વાળી લીધેલી અસંખ્યાત આથો અર્થાત્ ગાયો, ભેંસો, બકરાં, ઘેટાં, ઊંટ, બળદ આદિ પશુ ધનના વિસ્તીર્ણ ટોળાંનો હમ્મર જત માલીક હતો. એની આણ સિંધની સીમાઓ ભેદીને દૂર દૂરના પ્રદેશોમાં પ્રસરવા લાગી હતી. ચારે તરફ સિંધના શેર સમા હમ્મર જતનો ડંકો વાગી રહ્યો હતો.

મર્દોની સાચી મર્દાનગી એ જમાનામા અસ્ત થઇ ન હતી રણવીરોની તલવાર એ સમયે હજુ ગીરો મૂકાઈ ન હતી. બળની સામે બાથ ભીડતાં બળ ન ફાવે તો કપટની કળાથી કામ કાઢી લેવાનું ડહાપણ કે કળાએ હજુ જનતામા પ્રવેશ કર્યો ન હતો. શૌર્ય અને વીર્ય હજુ સ્મશાનની શાન્તિના પ્રવાહમાં પરવારી ચૂકયાં ન હતાં. શૂરવીરોની આંખોનાં ઓજસ, આળસ અને અમલના કેદી પણામાં ઓસરી ગયાં ન હતાં. નવજવાનોની જવાની અને મર્દોની મર્દાનગી હજુ ફેશનના ફંદામા ફસાઇ ન હતી.

હમ્મર જતનો ડાયરો કોઈ રાજા-મહારાજાની રાજકચેરી જેવો જામતો. એ વખતે અસંખ્ય વીરપુરૂષો એની તાબેદારીનો સ્વીકાર કરતા. મસ્તક ઢાળી એની તહેનાતમાં ખડા રહેતા. ભાટ-ચારણાદિ યાચક વર્ગનો પણ હમ્મર જતના દાયરામાં કંઇ તોટો ન હતો હમ્મર જતની અતૂલ બહાદુરીના ગુણગાનના બદલામાં તેમને એ જત જવાંમર્દ તરફથી અનેક પ્રકારની ઉત્તમ બેરોની નવાજેશો થતી.

હમ્મર જતનો જંગી ડાયરો એક વખતે પૂર બહારમાં જામેલો હતો. આ જત જવાનના ઉન્નત મસ્તક પર બગલાની પાંખ જેવી સફેદ સિંધી પાઘડી ઢાલની પેઠે છવાયેલી હતી. ઘેરદાર સિંધી ચોરણા પર બાંધેલી ઉઠાવદાર ભેટમાં પડેલી જોટાળી છરીઓની રૂપેરી ઘૂઘરીઓ ઝણઝણી રહી હતી. અને હમ્મર જતની અખૂટ મર્દાનગીનાં ભાટ-ચારણોને મુખે ગવાતાં કાવ્ય-ગીતોની સાથે પોતાનો ઝીણો અને તીણો સ્વર મીલાવી રહી હતી. આખો ડાયરો આજે હમ્મર જતના શૌર્ય-ગાનના શ્રવણમાં ગુલ્તાન બની ગયો હતો.

ચારણી શક્તિએ ઇતિહાસમાં અતિ અગત્યનો ભાગ ભજવ્યો છે. એમની તેજસ્વી વાણીનો એક જ શબ્દ રાજ્ય-વ્યવસ્થામાં મહાન પલટા આણી શકવાનુ સામર્થ્ય ધરાવતો. શત્રુની તલવાર કરતાં ચારણની જીભ અનેકગણી શક્તિશાળી ગણાતી ઇતિહાસના પટ ઉપર દૃષ્ટિ ફેંકતાં સ્પષ્ટ જોઈ શકાય છે, કે ઘણીવાર આવા વાચાળ ભાટ-ચારણો પોતાના આશ્રયદાતાને પણ કડવા લાગે એવાં નગ્ન સત્યો સંભળાવી દેતા.

આવો જ એક સાચો સરસ્વતીપુત્ર-ચારણદેવ હમ્મર જતના ચિકાર ભરેલા ડાયરામાં આવી ચઢ્યો. આવતા વેંત જ સરસ્વતી દેવીએ ચારણદેવની તેજીલી જબાન પર સ્થાન લીધુ. ચારણે પ્રશંસાનાં પુષ્પો વડે સિંધના સિંહ હમ્મર જતનાં શૌર્ય અને વીર્યને

વધાવવા માંડ્યાં. આ કચ્છી ચારણની અનેરી કાવ્ય-કળાએ અન્ય કવિઓના મુખ-મંડળ પર ઝાંખાશ આણી દીધી

હમ્મર જત પોતાની મર્દાનગીમાં મસ્ત હતો. પ્રશંસાનાં પુષ્પો વડે તેની છાતી ગજગજ ફૂલવા લાગી. પ્રશંસા કોને પ્રિય ન હોય? ખુશામત ખુદ ખુદાને પણ પ્યારી કહેવાય છે ત્યાં હમ્મર જતનો શો દોષ? આગંતુક કચ્છી ચારણ પર આ જત સરદાર જાનોદિલથી ફિદા થઈ ગયો.

હમ્મર જતનો એક અચૂક નિયમ હતો. આ નિયમ એ હતો કે જ્યારે કોઇ પણ ચારણ તેના દરબારમાં પ્રથમ દાખલ થતો ત્યારે તે તેને સૌથી પહેલાં એ સવાલ કરતો, કે ' સાંઈ, માં જેડો કો મુડસ ડિઠે ?" અર્થાત્ " તેં મારા જેવો કોઇ મર્દ જોયો છે ખરો?"

હમ્મર જતના આ પ્રશ્નના પ્રત્યુત્તરમાં તેને હમેશાં નકારાત્મક જવાબ મળતો. અને હમ્મર જતના શરીરમાં શેર લોહી ચડી આવતું. તેની છાતી ફૂલી ઊઠતી. તેના ચહેરા પર લાલાશ તરી આવતી. અને જવાબ આપનાર ભાટ, ચારણ કે મીર ' ન્યાલ! ન્યાલ!' થઇ જતો. આજ લગી એક પણ ચારણ કે ભાટે હમ્મર જતના ઉપરોક્ત પ્રશ્નનો અણગમતો ઉતર આપ્યો ન હતો.

આ વખતે પણ હમ્મર જતે પોતાની પદ્ધતિ અનુસાર નવા આવેલા કચ્છી ચારણની સમક્ષ પણ એ જ પ્રશ્ન રજૂ કર્યો.

કેટલાક ભાટ-ચારણો કોઇના મોઢામાં માય એવા હોતા નથી. તેઓ તીખી તમતમતી કે કડવી ઝેર જેવી વાતો ભટકીરો, ભૂપાળો કે મહાન શહેનશાહોને સંભળાવી દેતાં પણ લેશમાત્ર અચકાતા નથી. આજે આવેલ કચ્છી ચારણ પણ આમ કોઇનો ગાંજ્યો જાય. એવો

ન હતો. હમ્મર જતના પ્રશ્નના પ્રત્યુત્તરમાં તેણે તરત જ વજ્ર-પ્રહાર કર્યો.

" જત જવાંમર્દ ! તને કચ્છ-વમોટીવાળો સાહેબાણી સરદાર રવોજી ઠક્કર ભેટ્યો જણાતો નથી. રવાજીને ભેટતાં તારા મગજની તમામ તુમાખી અને તોરને એક પળવારમાં પીગળી જતાં વાર નહિ લાગે એની ખાતરી રાખજે." કચ્છી ચારણે કચ્છી પત્થર જેવો કઠોર જવાબ સિંધી સરદારના મ્હો પર ફેંક્યો.

કચ્છી ચારણના આ સખત ફટકાથી સિંધના શાહ જેવો હમ્મર જત ક્ષણભર તો દિંગ થઇ ગયો. ચારણની તીક્ષ્ણ વાણીએ બરછીના ઘાની પેઠે હમ્મર જતની છાતીને વીંધી નાખી. તેના ચહેરા પર ચડેલી લાલાશ અગ્નિના ગોળા જેવી તેની આંખોમાં આવીને એકત્ર થઇ. તેની મૂછના બાલ એક પલકમાં તીણા સોયાની પેઠે ખડા થઇ ગયા. કેડીયાંની ભરાવદાર બાંયોવાળો તેનો હાથ અચાનક તલવારની મૂઠ પર આવી પડ્યો. હમ્મર જતની અભિમાની મૂર્તિ ક્રોધની જ્વાળામાં સળગી ઊઠી, વિકરાળ આંખોવાળા તેના મુખમાંથી એકદમ આ શબ્દો સરી પડ્યા.

" ચારણ ! ઇ રવોજી વમોટી વારો કે બ્યો ? અરે ઇ રવલી તાં માં વટ કુત્તી આય." અર્થાત્ " ચારણ ! એ રવોજી વમોટીવાળો કે બીજો ? અરે એ રવલી તો મારી પાસે કૂતરી છે." આમ કહેતાં જ તેણે ' રવલી ! રવલી !' એમ કહી પોતાની કૂતરીને બોલાવવા મોટેથી બૂમ પાડી.

માલીકનો અવાજ કાન પર પડતાં જ કૂતરી ત્વરિત ગતિએ દોડી આવી અને હમ્મર જતના હાથને ચાટતી પૂંછડી હલાવતી ગેલ કરવા લાગી.

"ચારણ ! હી તૉવારી રવલી !" ( ચારણ આ તારી રવલી ) હુમ્મર જતે ચારણના હૃદય પર અસહ્ય પ્રહાર કરતાં પડકાર કર્યો.

ચારણ આ દૃશ્ય જોઇ શક્યો નહિ. એની સહનશક્તિની હવે હદ આવી હતી. રણવીર રવાણજીને રવલી કૂતરી સાથે સરખાવતા હુમ્મર જતના શબ્દો ચારણના અંતરમાં તીરની પેઠે ખૂંચી ગયા. તેના રોમેરોમને જાણે કોઇ અકથ્ય વેદના કરડી ખાવા લાગી. જાડેજા વંશની વફાદારીથી પોષાયેલા તેના સ્વામિભક્ત હૃદયમાં કોઇ અવર્ણનીય વેદના જાગવા લાગી. એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા વગર આ રૂઠેલો ચારણ ત્યાંથી પૂંઠ ફેરવી ચાલતો થયો.

જુગ જેવી જતી હતી. કેમે કરી તેનો માર્ગ આજે ખૂટતો ન હતો. ગરૂડની ગતિએ ઊડતો અશ્વ આજે એને ગોકળગાય જેવો ધીમો લાગતો હતો.

ચારણને આજે એક જ ધૂન લાગી હતી-હમ્મર જતના શબ્દો એના મોઢામાં પાછા દેવાની. આ એક જ રટનનો ઘંટ આજે એના અંતરમાં અખંડિતપણે ગાજી રહ્યો હતો.

ચારણ પોતાની સઘળી શક્તિથી પહેલી જ તકે વમોટી આવી પહોચ્યો. રવોજી સાહેબાણી પોતાના ભરપૂર ડાયરા વચ્ચે ખૂબ ખીલેલો બેઠો હતો. 'કઠા–બેર' વાળી ચોરણી પર બાંધેલી રંગ-બેરંગી ભેટ આજે અપૂર્વ શોભા આપી રહી હતી. સિંહ સમાન છાતીની પાછળ બાંધેલી ગેંડાની ઢાલ દૂરથી ચમકી રહી હતી. કચ્છી પાઘડીનો વંકો પેચ આજે આ સાહેબાણી સરદારના મસ્તક પર બંકી-છટા આણી રહ્યો હતો. વીંછીના આકડા જેવી ચડેલી મૂછો પર ઝૂકી રહેલી વાંકી ભમર કમાનો એના શ્વેત મુખ-મંડળ પર કંઇ અજબ દીદારના દર્શન કરાવી રહી હતી ખરેખર, રવોજી ઠાકોર આજે પૂરબહારમા ખીલી ઊઠયો હતો.

ચારણને આજે અચાનક આવી ચડેલો જોઇને રવાજીને જરા નવાઇ લાગી સદા મેઘગર્જના સમો ગર્જતો ચારણ આજે ચોરની ચૂપકીદી ધારણ કરીને કેમ આવેલો છે, એ પણ એક અગમ્ય પ્રશ્ન હતો. રવાજીએ તરત જ તેને પડકાર્યો.

"અને અત્ર પળે જ ત્યાંથી પાછો ફરૂં છું અન્નદાતા!" આમ કહીને ચારણ એકીટસે રત્નાજી સાહેબાણીના મુખ-મંડળનું નિરીક્ષણ કરવા લાગ્યો.

ચારણની નજર પોતાના ચહેરા પર ચોંટી ગયેલી જોઇને રત્નાજીના આશ્ચર્યમાં અભિવૃદ્ધિ થઇ.

"બારોટજી! આજે આમ અમીટ દૃષ્ટિએ શું નિહાળી રહ્યા છો? કશુંક નવીન દેખાય છે કે શું?" રત્નાજીએ ચારણની આવી વિચિત્ર સ્થિતિ જોતા ફરી સવાલ કર્યો.

"નવીન તો ઘણુંએ છે, બાપુ! પણ કહેવું કે નહિ, એનો નિર્ણય કરવામાં જ આજે અટવાઈ પડયો છુ."

"સરસ્વતી-પુત્રોને કદી પણ કોઇ વિષયમાં અટવાઇ જવાનું હોતુ જ નથી. તીખામા તીખો રાજપૂત પણ ચારણની કડવામ કડવી ટીકા સહન કરવાની શક્તિ ધરાવતો હોય છે. માટે તમારે જે કંઇ કહેવાનુ હોય તે લેશ પણ અચકાયા વિના બેધડક બોલી નાખો!"

ચારણ વળી પણ રત્નાજીના ભવ્ય ચહેરા પ્રત્યે અનિમિષ નયને જોવા લાગ્યો.

"દેવી-પુત્ર ડાગળી ચસકી ગઇ છે કે શું?" ચારણની સ્થિર દૃષ્ટિથી ચકિત થઇને રત્નાજીએ ટકોર કરી.

ઠાકોર! આ ચારણ બચ્ચો તો ભલભલાની ડાગળી ચસકાવી દે એવો છે. પરંતુ આજે જ તે એક વસ્તુનો નિર્ણય કરવામાં મૂઝાઇ પડ્યો છે. આમ કહેતાં જ તેણે ફરી રત્નાજીના મુખ પર મીટ માંડી.

" ગઢવી ! એવી કઇ ગહનતામાં ઘેરાઈ ગયા છો ? જે હોય તે ઝટ કહી નાખો ! "

" સાચું કહું ઠાકોર ? હું જોઇ રહ્યો છું કે હમ્મર જતની રવલી અને રવોજી ઠાકોર એ બંને એક જ છે કે જુદા જુદા ? "

ચારણના આવા વિચિત્ર પ્રકારના ઉત્તરથી રવાજીની મૂંઝવણમાં વધારો થયો. તેણે જે હોય તે ચારણને સ્પષ્ટ શબ્દોમાં જણાવવા આગ્રહ કર્યો.

ચારણે લેશ પણ સંકોચ વિના શરૂઆતથી અંત સુધીની તમામ વિગત રવાજી પાસે રજૂ કરી, અને હમ્મર જતના ગર્વનું કોઇ પણ પ્રકારે ખંડન કરવા તેણે રવાજીને તૈયાર કર્યો.

હમ્મર જતની આવી ઉદ્ધતાઇ ભરેલી વર્તણૂક રવાજીથી સહન થઇ શકે એમ ન હતું. તેણે તરત જ પોતાના સાથીદારોને એકઠા કરી લીધા અને પહેલી જ તકે હમ્મર જતનો વટ ઉતારવા સિંધના માર્ગે કૂચકદમ કરતો આગળ ધસવા લાગ્યો.

૩

કચ્છ–વસોટીનો રવોજી ઠાકોર પોતાના બળવાન સરદારોની ફોજ સાથે મજલ દર મજલ કરતો ચડી આવે છે, એવા વર્તમાન હમ્મર જતને કાને આવતાં તે અત્યંત આનંદિત થયો. તેણે પણ પોતાના સિંધી જુવાનોનો સંગાથ મજબૂત કરી લીધો.

રવાજીના રણડંકાનો અવાજ કર્ણપટ પર પડતાં જ બળવાન હાથીઓ જેવા સિંધી સૈન્યના સરદારો પણ જંગે–મયદાનમાં ધસી આવ્યા.

હમ્મર જત પોતાના સિંધી વીરોને ઉદ્દેશીને કહેવા લાગ્યો, કે "મારા બહાદુર સરદારો, આજે કમભાગી કચ્છીઓ પોતાના હાથે જ સિંધી જુવાનોની પાણીદાર તલવારોનો ભોગ બનવા આવે છે, તો આપણે આ સમયને લગ્ન-પ્રસંગની પેઠે વધાવી લેવો જોઇએ અભિમાનમાં અંધ બનેલા એ પતંગીયાઓને આપણે બતાવી દેવું જોઇએ, કે સિંધીવીરોના શૌર્ય અને ખમીર હજુ ખૂટી ગયા નથી મરણ-મુખમાં કૂદી પડવા તૈયાર થયેલા એ રવાજીને પણ આપણે ખાતરી કરી આપવાની છે, કે તારી તાકાતની કિંમત સિંધી શૌર્યની પાસે રવલી કૂતરી કરતા જરા એ વિશેષ નથી

હમ્મર જતના આ ઉત્સાહી વચનોથી સતેજ બનેલા સિંધી સૈનિકો કચ્છી ફોજનો મુકાબલો કરવા કટિબદ્ધ થઈ રહ્યા.

ઉભય પક્ષના શૂરવીર સૈનિકો સામસામે મયદાને-જંગમાં આવીને ઊભા રણભેરીઓ રણગર્જના કરવા લાગી ડંકા પર દાંડી પડતા જ રણવીરોના રક્ત ઉછળવા લાગ્યા તલવારો અને ભાલાઓ સૂર્યકિરણોના તેજમાં ચમકાર કરવા લાગ્યા ક્યે પગે તાસીરો કરવાનો હુકમ છૂટે છે તેની બને પક્ષના સૈનિકો આતુર હૃદયે અપેક્ષા કરવા લાગ્યા

બરાબર એ જ સમયે કચ્છના સાહેબઝાદા શ્રી વીર રવાજીનો રણદૂત હમ્મર જતની સમક્ષ આવી ઊભો સરદાર રવાજીનો સંદેશો હમ્મર જતના કાન પર મૂકતા તે બોલ્યો, કે "અમારા સરદાર રવાજી સાહેબાણીની ઇચ્છા એવી છે, કે આપણા નિર્દોષ સૈનિકોને નાહક મૃત્યુ-મુખમાં હડસેલી મૂકવા કરતા આપણે બંને દ્વન્દ્વ-યુદ્ધમાં ઊતરીને આપણો ઇન્સાફ કરી લઇએ એ જ વધારે ઇચ્છનીય છે"

રવાજીના આવા પ્રકારના સંદેશાથી હમ્મર જતનું હૃદય આન

દના ઊભરાથી નાચી ઊઠયું. માતેલા પાડા જેવા તેના શરીરમાં અને હાથી સમાન અખૂટ બળમાં હમ્મર જતને અપૂર્વ વિશ્વાસ હતો. તેને પોતાની પટાબાજીમાં સંપૂર્ણ શ્રદ્ધા હતી, કે રવાજી જેવા એક સાધારણ રજપૂતને તે દ્વન્દ્વ યુદ્ધમાં તો પલકવારમાં એક ચાંચડની પેઠે ચોળી નાંખશે. આ કારણથી એણે રવાજીના સંદેશાનો ઘણા જ આનંદની સાથે સ્વીકાર કર્યો. અને આ ઉભય મહારથીઓ દ્વન્દ્વ યુદ્ધમાં ઊતરવાની તૈયારી કરવા લાગ્યા.

અલ્પ સમયમાંજ આ બન્ને બહાદુર સરદારો શરીર પર બખ્તર-ટોપ ધારણ કરીને શસ્ત્રાસ્ત્રોથી સજ્જ થઇ, પોતપોતાના પાણીદાર અશ્વોને ઉછાળતા રણ-મયદાનમાં આવી ઊભા. ઉભય પક્ષના તમામ સૈનિકો આ તુમુલ યુદ્ધ નિહાળવા બંને બાજુએ શાંતિપૂર્વક ગોઠવાઇને ઊભા રહ્યા.

પોતપોતાના સરદારના હૃદયમાં શૌર્યનું સીંચન કરવા માટે બંને પક્ષો તરફથી જયનાદોના પ્રચંડ પોકાર થવા લાગ્યા.

હમ્મર જત પોતાના શરીર સામર્થ્યમાં મદમસ્ત બનેલા સાંઢની માફક ત્રાડ પાડતો આવી ઊભો. પોતાના હાથમાં એક અતિ વજનદાર ગુર્જને ઝણઝણાવતો તે રવાજી સાહેબાણીની સન્મુખ ખડો થયો.

તરત જ રવાજીએ તેને ઘા કરવાનો પડકાર કર્યો.

"હક્કર ! તો જેડે બાલક મથે વરી પેલો ઘા છા કેણું ? માંજો ઘા પેલો અચીંધો ત તોજી ઉમેદ પૂરી કીં ન થીંધી" (હક્કર ! તારા જેવા બાળક પર પહેલો ઘા શું કરૂં ? મારો ઘા પહેલો આવશે તો તારી ઉમેદ પૂરી થશે નહિ ) હમ્મર જતે અભિમાનપૂર્વક ઉપરોક્ત શબ્દોનો ઉચ્ચાર કર્યો.

હમ્મર જતના મોઢામાંથી નીકળેલા છેલ્લા શબ્દો પૂરા થતાં જ કોઈ પર્વત પર વજ્રપ્રહાર આવી પડે તેમ રવાજીની રક્ત-તરસી તલવાર હમ્મર જતના જમણા બાહુ પર આવી પડી. એક વિશાળ વૃક્ષમાંથી જેમ કોઈ પ્રચંડ ડાળી તૂટી પડે તેમ હમ્મર જતનો આખો હાથ તેના કદાવર શરીરમાં છૂટો થઈને એક જબ્બર ધડાકા સાથે જમીન પર આવીને પછડાયો.

હમ્મર જત હવે જ અભિમાનની ઊંઘમાંથી જાગૃત થયો. તેણે પોતાના ડાબા હાથથી જમીન પર પડેલો ગુર્જ ઉપાડી લીધો અને સઘળા બળથી રવાજીના શરીર પર તેનો પ્રહાર કર્યો.

હાથીના પ્રાણહારક પ્રહારમાંથી એક ચિત્તો છટકી જાય તેવી ચાલાકીથી ત્વરિત ગતિએ રવોજી હમ્મર જતના આ ભયંકર ઘામાંથી છટકી ગયો. અને તરત જ ગુર્જનો ઘા નિષ્ફળ જવાથી જરા નીચા નમેલા હમ્મર જત પર તેણે જનોઈ વઢનો એવો પ્રચંડ પ્રહાર કર્યો, કે ગિરિવર પરથી જેમ શિખર છૂટું થઈને નીચે પડે તેમ હમ્મર જતનું મસ્તક તેના ધડ પરથી દૂર જઈને પડ્યું.

સરદાર પડતાં જ સિંધી સૈન્ય ઊભી પૂછડીએ નાસવા લાગ્યું. કચ્છી ફોજમાં ગગનને ભેદી નાંખે એવા આનંદના પોકારો થવા લાગ્યા.

હમ્મર જતની તમામ આથો-પશુધન એકત્ર કરીને રવોજી હાડેર પોતાના ઉન્નત વાવટા સહિત કચ્છ પ્રતિ પ્રયાણ કરવાની તૈયારી કરવા લાગ્યો.

૪

હમ્મર જતની માતા પણ એક મહાન શક્તિશાલિની ઓરત હતી. પોતાના પુત્રની પટાબાજી અને એના બાહુબળમાં તેને સંપૂર્ણ

વિશ્વાસ હતો. તેનો પરાક્રમી પુત્ર હમ્મર, સિન્ધનો શાહ થવાને જ સરજાયેલો છે એમ એ માનતી હતી. હમ્મર જતના મૃત્યુના સમાચાર જ્યારે એને આપવામાં આવ્યા ત્યારે એણે એક શૂરી ક્ષત્રિયાણીની પેઠે આ સમાચાર શાંત ચિત્તે શ્રવણ કર્યાં. તેના બહાદુર બેટા હમ્મર જતનો જાન લેનાર એ રવાજી ઠાકોર કેવોક છે તે જોવાની એને ઉત્કંઠા જાગી.

મધ્યાહ્નનો સમય હતો. ભાસ્કરદેવ પોતાના પ્રચંડ તાપથી પૃથ્વીને તપાવી-તાવી રહ્યા હતા. જન-જાનવર પંખી-પરંદા સૌ કોઇ સિંધની સખત ગરમીથી ત્રાસીને પોતપોતાના સ્થાનકે લપ્પાઇને પડેલાં હતાં. રવાજી દરબાર પોતાની છાવણીના તંબુમાં એક ઊંચા પાયાના ઢોલીઆ પર આરામ લેતા પોઢેલા હતા. અંગરક્ષકો અને અનુચરો પણ આજના પ્રચંડ તાપથી અકળાઇને પોતપોતાના સ્થાનકે પડી રહ્યા હતા.

આ વખતે એક પ્રચંડકાય સ્ત્રી હાથમાંની ખુલ્લી સમશેર સાથે રવાજીના તંબુ પાસે આવી ચડી. તંબુના દરવાજામાં આવતાં જ રંગીત ઢોલીઆ પર આરામ લેતા રવાજી પર તેની દૃષ્ટિ પડી. આ જોતાં જ એક વાર તો તેને નિદ્રાધીન રવાજી પર તલવારનો ઘા કરીને પોતાના પ્રિય પુત્રનું વેર વાળવાની ઉત્કંઠા જાગી ઊઠી. પરંતુ અસાવધ દુશ્મન પર ઘા કરવો યોગ્ય નહિ, એ સૂત્ર યાદ આવતાં તેણે રવાજીને જાગૃત કરીને તેના પર ઘા કરવાનો નિશ્ચય કર્યો.

રવાજીના પગનો અંગૂઠો પકડીને હમ્મર જતની માતાએ એક આંચકાની સાથે તેને ધુણાવવા માડ્યો.

અંગૂઠાને આંચકો લાગતાં જ રવાજી પોતાની શાંતિભરી નિદ્રામાંથી સફાળો જાગૃત થઇ ગયો, અને એટલા પ્રબળ જુસ્સાથી તે ઢોલીઆ પર બેઠો થઈ ગયો કે ઢોલીઆની બંને બાજુની બંને ઇસ કડાક ! કડાક ! કરતી તૂટી પડી.

આ અપૂર્વ દશ્ય જોઇને ખ્વાજાને ઠાર કરવા માટે આવેલી જત વીરાંગનાનો સઘળો ગર્વ ગળી ગયો.

તેણે તે જ વખતે પોતાની ખુલ્લી તલવાર ખ્વાજાના ચરણોમાં ધરી દીધી અને સહસા તેના અંતરમાંથી આ ઉદ્ગારો બહાર પડ્યા કે, ' માજો હમ્મર તા બેહસ્તમે વ્યો, જુકો તવાજે હથ્થ મો ! " ( મારો હમ્મર તો સ્વર્ગમાં ગયો કે તારા હાથે મૂઓ ! )



# ભટારી

કચ્છ વાગડનું જાટાવાડા ગામ લગભગ રણને કિનારે આવેલ છે. જાટાવાડા એ વાઘેલા ગરાસદારોની હકૂમતનું ગામ છે. અહીં એક વખત સામંતસિંહ વાઘેલા નામે એક ગરાસદાર હતા. સામંતસિંહ પાસે એક સુંદર ગાય હતી. ગાય પર સામંતસિંહને ખૂબ પ્રેમ હતો. ગાયને એ 'ભટારી' કહીને બોલાવતા. ગાયોના ધણ વચ્ચે સામંતસિંહ "ભટારી! ભટારી!" કહીને પોકાર કરે તો હજારોના ટોળામાથી પણ 'ભટારી' 'ભાં ભાં' કરતી એની પાસે દોડી આવે.

વાગડ એટલે પશુધનનો પ્રદેશ. ઘી-દૂધની તો ત્યાં નદીઓ વહે. એક દિવસ માટે આવેલો મહેમાન મહિના દિવસે પણ માંડ નીકળી શકે, એવી વાગડની મહેમાની અને એવું એનું હેત! ગાયો ભેંસોનાં તો ટોળેટોળાં વાગડની ભૂમિમાં ઉભરાય.

વાગડની વહાલપના વખાણ કરતાં કવિ દલપતરામ કહે છે કે—

મોતી મહેરામણ બને, રસ આંબા ગુજરાત;
ચીજો નીપજે ચીનમાં, સૂત્રફેણી ખંભાત.
સૂત્રફેણી ખંભાત, સૂરતની બરફી સારી;
પંડા મથુરાપુરી, વિદ્યા કાશીની ભારી.
દાખે દલપતરામ, વાગડ વહાલપ હોતી;
રસઆંબા ગુજરાત, બને મહેરામણ મોતી.

વાગડની આવી વહાલપ-ભરપૂર ભૂમિ પર એક વખત એક મોટી આફત આવી પડી.

કચ્છમા જ્યારે છાપનિયો કાળ તૂટી પડયો ત્યારે વાગડ પણ એની ઘેરી અસર નીચે આવી ગયુ વગ્માદનું એક ટીપુ પણ વાગડની તપતી ધરતીને ઠારવા નીચે પડ્યુ નહિ અને વાગડ તો વરસાદને આધારે જ જીવે વરસાદ ન થાય તો વાગડ હાલહેવાલ બની જાય

ચારાના અભાવે પશુઓ ટપોટપ પટકાવા લાગ્યા વાગડમા તો ચારાની સાથે પાણીના પણ સામા પડવા લાગ્યા લોકો પોત પોતાના ઢોરોને દુષ્કાળના ભયકર જડબામાથી બચાવી લેવા માટે ગીર અને ગુજરાત તરફ લઈ જવા લાગ્યા

સામતસિહ વાઘેલાને પણ પોતાની વહાલી ગાયને બચાવવાની ચિંતા થવા લાગી અહીં તો ચાર-પાણીને અભાવે 'ભટારી' ભૂખે મરી જાય તેમ હતું, એટલે એને કોઈ લીલા પ્રદેશમા મોકલી આપ વાની જરૂર હતી આટલો વખત ઘરના ઘરેણા-ગાઠા વેચી-સાટીને સામંતસિહે ભટારીને જેમતેમ કરીને જીવતી રાખી હતી અને એમ કરતા એનું આખુ ઘર સાફ થઇ ગયુ હતું એક મણની દશ કોરી દેતા પણ હવે કડબ કે બીજો કોઇ ઘાસચારો મળવાની વકી ન હતી સામતસિહ હવે અકળાઇ ગયો એને એક ચિંતા સતાવવા લાગી, કે 'ભટારી'નું હવે શુ કરવુ ?

એટલામા આથળમાથી ઢોરોનું એક મોટુ ટોળું ગુજરાત તરફ જતું તેના જોવામા આવ્યુ સામતસિહે 'ભટારી'ને પણ એ ટોળા સાથે ગુજરાત તરફ મોકલી દીધી દુકાળના દિવસો પોતે જેમતેમ કરીને કાઢી નાખ્યા. સમસ્ત વાગડ વિભાગમા છપ્પનિયાએ કાળો કેર વર્તાવ્યો હતો

અને ગમે તેવી કાળી અંધારી રાત પછી પણ આખરે તો દિવસ આવે છે ને ! દુષ્કાળનો સમય પણ એમ વીતી ગયો અને

અષાડ માસ આવી પહોંચ્યો. ઇશાની વીજળી ચમકવા લાગી અને વાદળ ગર્જવા લાગ્યાં. આખા વાગડમાં વરસાદની રેલમછેલ થઇ રહી. લોકોના આનંદનો પાર રહ્યો નહિ. ખેડી રાખેલાં ખેતરોમાં ખેડૂતો અનાજ વાવવા લાગ્યા. ચારે તરફ લીલાલ્હેર થઇ ગઇ.

ગીર અને ગુજરાતમાં પોતાનાં ઢોરો સાથે ઊતરી ગયેલા માલધારીઓ પણ વાગડમાં વરસાદ થયેલો સાંભળીને પોતાના માલ સાથે પાછા ફરવા લાગ્યા. વાગડની લીલીછમ ધરતી જોઇને પશુઓનાં હૃદય પણ હર્ષાવેશથી નાચી ઊઠ્યાં.

રણુ ઊતરીને પેલે પાર ગયેલાં આખા વાગડનાં ઢોરોનાં ધણુ પાછાં ફર્યાં, પણ સામંતસિંહની 'ભટારી' પાછી ન આવી તે ન જ આવી. સામંતસિંહ તો દી' ઊગે ને એની વાટ જુએ. એ કહેતા, કે "ગમે ત્યાંથી પણ મારી ભટારી તો જરૂર આવશે! એ ક્યાંય રહે એવી નથી"

દિવસો પર દિવસો વીતવા લાગ્યા દિવાળી આવી. તો પણ 'ભટારી' પાછી ન આવી. ખળાં તૈયાર થઈ ગયાં પણ 'ભટારી' ન આવી જુવાર અને વોણુ પણ લેવાઈ ગયાં છતાં 'ભટારી' પાછી ન ફરી તે ન જ ફરી

આમ છતાં સામંતસિંહે હજુ 'ભટારી' ની આશા છોડી ન હતી. એની આશા અમર હતી. એ તો હંમેશ ની માફક 'ભટારી' ની રાહ જોતો રહ્યો.

એક દિવસ વહેલા પ્રભાતે સામંતસિંહના કાન પર 'ભટારી' ના ભાંભરવાનો અવાજ આવ્યો. સામંતસિંહ ઊંઘમાં પણ જાણી ગયો, કે 'ભટારી' આવી પહોંચી. ઝડપથી ઊઠીને એણે દરવાજો ઉઘાડ્યો. દરવાજા બહાર 'ભટારી' એની નવી વાછરડીને ચાટતી ઊભી હતી. આ દશ્ય જોઇ સામંતસિંહના હર્ષનો પાર રહ્યો નહિ. એ તો એકદમ બાળકની માફક 'ભટારી' ને ગળે બાઝી પડ્યો. બંનેની આંખોમાંથી આનંદનાં આંસુ વહી રહ્યા હતાં. એક મનુષ્ય અને એક પશુ ઉભય એકાકાર બની ગયાં હતા.

# ખત્રિયાણી—ખરી ક્ષત્રિયાણી

## —: જેઠીબાઈની ઓઢણી :—

અમાસની અંધારઘેરી રાત્રિનો ગાઢ અંધકાર દશે દિશાને ઘેરી વળ્યો હતો. અર્ધી રાત વીતી ગઈ હતી. એ સમયે કાઠિયાવાડને દક્ષિણ કિનારે આવેલ દીવ બંદરના રંગાટ અને વણાટ કામના એક કચ્છી કારખાનામાં કાનજી નામે એક કચ્છનો કામદાર ઊંડા શ્વાસ લઈ રહ્યો હતો. અહીં એનાં ઘરબાર ન હતાં. પત્ની તો ક્યારની યે પરમ ધામમાં પહોંચી ગઈ હતી. પેટનો ખાડો પૂરવા તે પોતાના એકના એક નમાયા પુત્રને લઈને કચ્છ-માંડવીના પંજૂ ખત્રી અને તેની ધર્મપત્ની જેઠીમાના દીવ બંદરના કારખાનામાં મજૂરી કરતો હતો.

દશ વરસના દીકરાને લઈને તે અહીં આવ્યો હતો. આજે એનો પુત્ર ચૌદ વરસનો થયો, ત્યાં તો કાનજી પણ એની સ્વર્ગવાસી પત્ની પાસે પહોંચી જવાની તૈયારી કરી રહ્યો હતો. સગાં-સંબંધીમાં તો એક એનો પુત્ર પમો અને કારખાનાના મજૂરો સિવાય બીજું કોઈ ન હતું. હા, કારખાનાની માલિકણ જેઠી મા તો મા કરતાં પણ વધારે હતી. એક કાનજી માટે જ નહિ, પણ કારખાનાના તમામ કામદારો પર એ માતા જેટલું જ વહાલ બતાવતી હતી, અને પારકા પ્રદેશમાં પેટનું પૂરું કરવા આવેલ કામદારોની માતાની ખોટ પૂરી પાડતી હતી.

જેઠીમાએ કચ્છ માંડવીથી ઊપડીને દીવ બંદરમાં રંગાટ અને વણાટ કામનું મોટું કારખાનું ઊભું કર્યું હતું. ભારતના રંગાટ કામના હુન્નરમાં કચ્છનો ફાળો મોટો હતો. જામ રાવળના વખતમાં કચ્છથી જામનગર આવેલ ખત્રીઓએ રંગાટની કળાને ખૂબ ખીલવી હતી. સમસ્ત સૌરાષ્ટ્રમાં જામનગરનું રંગાટ કામ એક અવાજે વખણાતું. પરંતુ જેઠીબાઈએ તો દૂર દૂરના દીવ બંદરને પસંદ કર્યું હતું. દીવ બંદરથી એના કારખાનાનો પુષ્કળ માલ પરદેશ પણ ચડતો.

પાદરીઓ તો ગીધડાંની માફક ટાંપીને બેઠા હતા. તરત જ પોલિસ પાર્ટીને સાથે લઇને પાદરી લોકોનું ધાડું આવી પહોંચ્યું. આ વખતે જેઠીમા તો જાણે ઝાંસીની રાણી બની ગઈ. પાદરીઓ અને પોલિસોની આડે દીવાલ જેવી બનીને તેણે નિડરતાથી પડકાર કર્યો કે "કાનાનો પુત્ર નિરાધાર નથી. એ તો ક્યારનો યે પરણી બેઠો છે—લગ્નગ્રંથીથી જોડાઈ ગયો છે. અને હિંદુ લગ્ન કોઇ કાળે ફોક થઇ શકતાં નથી."

જેઠીમાનું રૂપ આજે રણચંડી જેવું બની ગયું હતું. પોલિસ અફસરો એની તેજસ્વિતા પાસે ડધાઇ ગયા. થોડા ધમપછાડા મારી તે પાછા ફર્યા. પાદરી બાવાઓની બાજી બગડી ગઇ. એમની મેલી મુરાદ ધૂળમાં મળી ગઇ.

આમ છતાં એ લોકો ઝટ મમત મેલી દે એવા ન હતા. કારણ કે એ તો મમતીલી પોર્ટુગીઝ સરકારના પાદરી હતા. કાનાનો મુકદ્દમો એ લોકો દીવની પોર્ટુગીઝ અદાલતમાં લઇ ગયા. કાનાના પુત્રનાં લગ્નને ફોક કરવા એમણે ન્યાયની અદાલતનો આશરો લીધો, પણ હિંદુધર્મના અબાધિત નિયમનો અદાલત પણ ભંગ કરી શકી નહિ. અદાલતમાં આખરે આ લગ્ન કાયદેસર ગણાયાં અને પાદરી બાવા હાથ ઘસતા રહી ગયા.

આ રીતે જેઠીમાનો નૈતિક વિજય તો થયો, પરંતુ પોર્ટુગીઝ સરકારની વટાળ પ્રવૃત્તિનો જાલીમ કાયદો એના અંતરમાં તીરની માફક ભોંકાતો રહ્યો. આ કાળા કાયદાના સકંજામાંથી છૂટવા માટે શો રસ્તો લેવો, એ જ વિચારો એના મનમાં રાતદિવસ ઘોળાતા રહ્યા.

જેઠીમાની સામે પોર્ટુગીઝની જાલીમ સરકાર હતી. સીધો સામનો કરવાથી તો સરકાર ચાંચડની માફક ચોળી નાખે એવો ભયંકર જમાનો હતો. આ કારણથી જેઠીમાએ એક નવો જ માર્ગ મહણ કર્યો.

કરતો હતો. ત્રણ ત્રણ દિવસથી એણે અનાજનો એક દાણો પણ લીધો ન હતો. છતાં છેલ્લા ડચકાં ખાતો એનો જીવડો કેમે કરી નીકળતો ન હતો. જીવની મુક્તિ થતી ન હતી

ત્રીજા દિવસની અર્ધી રાતે એના જીવને રૂંધાતો જોઈને જેઠીમા એને આશ્વાસન આપી રહ્યા હતાં. "કાનાભાઈ, તું તારા જીવને ગતે કર! તને કાંઈ કહેવું હોય તો કહી દે!"

આ વખતે કાના કામદારે બાજુમાં જ ઊભેલા પોતાના કિશોર પુત્ર તરફ અંગુલિ નિર્દેશ કર્યો જેઠીમા એના મનની વાત પામી ગયા. કિશોરનો હાથ પોતાના હાથમાં લઈને કહ્યું–" કાના! હું આજે ભગવાનને સાક્ષી રાખીને પ્રતિજ્ઞા લઉં છું. કે મારું આખું કારખાનું ઊંધું વળી જાય, તો પણ તારા દીકરાને ઊની આંચ નહિ આવવા દઉં! આજથી આ દીકરો તારો નથી, પણ મારો છે!" તું સુખેથી તારો જીવ ગતે કર!"

જેઠીમાના આ શબ્દોએ કાનાના અંતરના ઉત્પાતને શમાવી દીધો જેઠીમાના વચનોમાં એને સંપૂર્ણ શ્રદ્ધા હતી થોડીવારમાં જ એણે પ્રાણ ત્યાગ કરી દીધા

ખેલ ખરાખરીનો હતો કાનાના અવસાનની વાત બહાર આવે તો તે જ ઘડીએ પાદરીઓ અને પોલિસનો ધસારો આખા કારખાનામાં ઊથલપાથલ મચાવી દે. કાનાના નિરાધાર પુત્રને અને એની ઘર વખરીને પણ ખેંચી જાય. જેઠીમાએ સમય સૂચકતા વાપરીને કાનાના મૃત્યુની હકીકત પર પડદો પાડી દીધો અને બીજી દિશામાં પગલાં માંડ્યાં એ જ રાતે કારખાનાના એક બીજા કામદારની તેર વરસની પુત્રી સાથે કાનાના પુત્ર પમાના લગ્ન કરાવી દીધા લગ્નવિધિ પૂર્ણ થતા ઝડપી ગતિએ પમાનું નવું ઘર પણ મંડાઈ ગયું

બીજા દિવસની સાંજે કાનાના મરણની જાહેરાત કરવામાં આવી

પાદરીઓ તો ગીધડાંની માફક ટાંપીને બેઠા હતા. તરત જ પોલિસ પાર્ટીને સાથે લઇને પાદરી લોકોનું ધાડું આવી પહોંચ્યું. આ વખતે જેઠીમા તો જાણે ઝાંસીની રાણી બની ગઇ. પાદરીઓ અને પોલિસોની આડે દીવાલ જેવી બનીને તેણે નિડરતાથી પડકાર કર્યો કે "કાનાનો પુત્ર નિરાધાર નથી. એ તો ક્યારનો યે પરણી બેઠો છે—લગ્નગ્રંથીથી જોડાઈ ગયો છે. અને હિંદુ લગ્ન કોઇ કાળે ફોક થઇ શકતાં નથી."

જેઠીમાનું રૂપ આજે રણચંડી જેવું બની ગયું હતું. પોલિસ અફસરો એની તેજસ્વિતા પાસે ડઘાઇ ગયા. થોડા ધમપછાડા મારી તે પાછા ફર્યા. પાદરી બાવાઓની બાજી બગડી ગઇ. એમની મેલી મુરાદ ધૂળમાં મળી ગઇ.

આમ છતાં એ લોકો ઝટ મમત મેલી દે એવા ન હતા. કારણ કે એ તો મમતીલી પોર્ટુગીઝ સરકારના પાદરી હતા. કાનાનો મુકદ્દમો એ લોકો દીવની પોર્ટુગીઝ અદાલતમાં લઇ ગયા. કાનાના પુત્રનાં લગ્નને ફોક કરવા એમણે ન્યાયની અદાલતનો આશરો લીધો, પણ હિંદુધર્મના અબાધિત નિયમનો અદાલત પણ ભંગ કરી શકી નહિ. અદાલતમાં આખરે આ લગ્ન કાયદેસર ગણાયાં અને પાદરી બાબા હાથ ઘસતા રહી ગયા.

આ રીતે જેઠીમાનો નૈતિક વિજય તો થયો, પરંતુ પોર્ટુગીઝ સરકારની વટાળ પ્રવૃત્તિનો જાલીમ કાયદો એના અંતરમાં તીરની માફક ભોંકાતો રહ્યો. આ કાળા કાયદાના સકંજામાંથી છૂટવા માટે શો રસ્તો લેવો, એ જ વિચારો એના મનમાં રાતદિવસ ઘોળાતા રહ્યા.

જેઠીમાની સામે પોર્ટુગીઝની જાલીમ સરકાર હતી. સીવો સામનો કરવાથી તો સરકાર ચાંચડની માફક ચોળી નાખે એવો ભયંકર જમાનો હતો. આ કારણથી જેઠીમાએ એક નવો જ માર્ગ મક્કમ કર્યો.

એક બાહોશ બેરિસ્ટરની સલાહ લઈને પોર્ટુગલની રાણી ઉપર, જેઠીબાઈએ પોર્ટુગીઝ સરકારના જુલમની કહાણી, પોર્ટુગીઝ ભાષામાં એક હૃદયદ્રાવક અરજીમા લખાવીને તૈયાર કરી. ત્યારપછી આ અરજીના અંગ્રેજી અક્ષરોના મોટા બીબાં લાકડાની પટ્ટીઓમા કોતરાવીને તૈયાર કર્યો. મોટી રેશમી ઓઢણી પર આ અરજી મોટા અક્ષરો વડે સાગોપાગ છાપી કાઢી. અરજીની આજુબાજુ ચારે તરફ એક સુંદર ફૂલવેલ પણ છાપીને ગોઠવી દીધી. આખી ઓઢણી પર આ અરજી એવી કળાપૂર્વક તૈયાર કરવામા આવી હતી,' કે જોનાર એને જોઈને જ ચકિત થઇ જાય. અરજીમા માતબર હિંદુ ગૃહસ્થોની સહીઓ પણ લેવામા આવી હતી. ધર્મના નામે ચાલતા પાદરીઓના જુલમનો એમા આબેહૂબ ચિતાર હતો.

અરજી છાપેલી ઓઢણીને સુંદર કીનખાબની થેલીમા મૂકીને જેઠીબાઈએ પ્રવાસની તૈયારી કરવા માડી. દીવ બંદરેથી વહાણમા ઊપડીને બે અઠવાડીયા પછી પોર્ટુગલની ધરતી પર પગ મૂક્યો.

અહીં આવીને પોર્ટુગલના ગવર્નરના બે મોટા અધિકારીઓની જેઠીબાઈએ મુલાકાત લીધી. એકનુ નામ હતુ એન્ટો નિયો-સેપો-દ કેરટ્રો અને બીજાનુ નામ હતુ, મેનિલ કેરટ્રો-દ-રાવ. આ બે અધિકારીઓએ ઘણી જ સહાનુભૂતિથી જેઠીબાઈને મુલાકાત આપી અને એની હકીકત ધ્યાનમા લીધી. આ મુલાકાત વખતે જેઠીબાઈ ધોળે દિવસે હાથમાં સળગતી મશાલ લઈને ગઈ હતી. કારણમા કહ્યુ કે પોર્ટુગીઝ સરકારના રાજ્યમા ઘોર અંધકાર છે, એટલે એને પ્રકાશની જરૂર છે આ પ્રયોગે ઉભય અધિકારીઓ પર ભારે અસર કરી. આ ઓફિસરોએ પોર્ટુગલની રાણી ડૉન લ્યૂઝાની મુલાકાતની સગવડ કરી આપી એટલુ જ નહિ, પણ જેઠીબાઈની હકીકત પર ખાસ લક્ષ આપવાની ભલામણ પણ કરી દીધી

પોર્ટુગલની રાણી અને જેઠીબાઈની મુલાકાત ઠીક ઠીક લાંબી

ચાલી. ભારતની એક કાળા રંગની બાઇને મુલાકાત આપવામાં પોર્ટુ-ગલની રાણીએ ખૂબ સૌજન્ય દાખવ્યું હતું. જેઠીબાઇએ હૃદય ખોલીને બધી વાત કરી અને ભારતીય કળાની છાપેલી ઓઢણી રાણીને ભેટ આપી. ઓઢણીની અંદર મોટા મોટા અક્ષરે છાપેલી અરજી વાંચીને રાણી તો આશ્ચર્યમુગ્ધ બની ગઈ. અરજીની હકીકતે એની આંખોમાં આંસુ આણી દીધાં. ખરેખર, એક સ્ત્રીના હૃદયને, સ્ત્રીના હૃદય સિવાય બીજું કોણ સમજી શકે? નારી હૃદયની ભાવનાશીલ ભાવા બીજું કોણ ઉકેલી શકે?

રાણીએ જેઠીબાઇની કળામય કૃતિ અને એની હિંમત માટે ધન્યવાદ આપ્યા. ભારતમાં પોર્ટુગીઝ સત્તાનો જુલમી કાયદો તેણે પોતાના ખાસ હુકમથી રદ કરાવ્યો.

તે દિવસથી જેઠીબાઇની ઓઢણી 'પાન-દ-જેઠી'નું નામ વિખ્યાત બની ગયુ. આ ઓઢણીની ભાત સાથે જેઠીબાઇનું નામ જોડવામાં આવ્યુ હતું. આ ભાત ભારતની એક અનોખી ભાત ગણાતી.

રાણીની આજ્ઞાનો ઠરાવ એક તામ્રપત્ર પર કોતરવામાં આવ્યો અને આ તામ્રપત્ર ઘણા માન અને દબદબા સાથે જેઠીબાઇને અર્પણ કરવામા આવ્યુ.

એ ઉપરાંત જેઠીબાઇના માનમાં અઠવાડિયામાં એક દિવસ તેના ઘર આગળ બેન્ડ વગાડવાનો હુકમ કરવામાં આવ્યો. જેઠીબાઇની જિંદગી સુધી આ નિયમનો અમલ ચાલુ હતો. પોર્ટુગીઝ ઓફિસરો જેઠીબાઇના ઘર પાસેથી પસાર થતા ત્યારે જેઠીબાઇના માનમાં પોતાના મસ્તક પરની હેટ ઉતારી નાખતા.

કચ્છ-માંડવીની એક અભણ બાઇ-જેઠીબાઇ આ રીતે પોતાના ગજાથી ઉપરવટનું એક અદ્ભુત કામ કરીને પોતાના નામને પ્રખ્યાત કરી ગઇ-અમર કરી ગઇ.

# વીજળીની જળસમાધિ

સાગર આજે ઘેલેતૂર બન્યો હતો. પાણીનાં મોજાં ઘડીકમાં આકાશમાં ઊંચે ચડી જવા ધસતાં હતાં, ઘડીકમાં પાતાળમાં પેસી જવા મથતાં હતાં. કાળાનાગ જેવા ફૂંફાડા મારતા સાગરના ઝપાટા કચ્છને કિનારે પછડાઈ પછડાઈને પાછા ફરતા હતા.

વિક્રમ સંવત્ ૧૯૪૫ ના કારતક સુદ ૫ ને ગુરુવારનો એ દિવસ હતો. ચોરાશી બંદરના વાવટા જ્યાં ફરફરતા હતા, એવા માંડવી બંદરને કિનારે બપોરના બરાબર બાર વાગે એક આગબોટ લાંગરી હતી. એક સુશોભિત શહેર જાણે દરીઆ પર તરતું હોય એવી એ સુંદર અને વિશાળ હતી. એનું નામ હતું "વેટરના." પરંતુ એના પર ઝળહળતા વીજળીના પ્રકાશને લીધે લોકોએ એને "વીજળી" ઉપનામ આપ્યું હતું. વીજળી આગબોટ વીજળીની રોશનીથી ઝળકી ઊઠતી એટલું જ નહિ પરંતુ એની ગતિ પણ વીજળી જેવી જ ઝડપી હોવાથી એનું 'વીજળી' નામ ઉભય પ્રકારે સાર્થક થતું હતું.

આજે તો માંડવીના ખુલ્લા બંદરનો દરીઓ જાણે દીવાનો બન્યો હતો. અરબી સમુદ્ર આજે એકાએક મસ્તીમાં આવી ગયો હતો. પરંતુ વીજળીનો કપ્તાન એની તાકાત પર મુસ્તાક હતો. આવાં અનેક તોફાનો વચ્ચેથી એ સફળતાપૂર્વક પસાર થઇ ગયેલો હોવાથી આજનો ડોલતો દરીઓ એને ડરાવી શકે એવું ન હતું એ પોતાની વીજળી માટે મગરૂર હતો. અને વીજળી પણ મગરૂરીથી જાણે ઉછળતા સાગરનો ઉપહાસ કરતી હોય તેમ આનંદથી ઝૂલતી ઊભી હતી.

વીજળી આગબોટ હમણાં નવી જ બંધાઇને વિલાયતના ડંડી બંદરેથી તાજી જ કરાચી આવી હતી. કરાચીથી મુંબઇની આજે

એની પહેલી જ સફર હતી. વીજળીની મુસાફરી આજે એક લ્હાવા સમાન હતી.

નવી નકોર વીજળી આગબોટ મુબઇ જવા માટે કરાચીથી ઊપડી ચૂકી છે એવા ખબર કચ્છને ગામડે ગામડે પહોંચી ગયા હતા. કચ્છને ખૂણે ખૂણેથી કોડીલા કચ્છી માડુ વીજળીને પકડવાને માંડવી બંદરે દોડી આવ્યા હતા. ઉતાવળા કચ્છી ઉતારૂઓ વીજળી પર વહેલા વહેલા પહોંચી જવા માટે પડાપડી કરી રહ્યા હતા.

કિનારા પરથી એક પછી એક મછવાઓ છૂટવા લાગ્યા. કચ્છના સાડા સાતસો મુસાફરો વીજળીની સહેલ કરવા તલપાપડ બની રહ્યા હતા. કચ્છની તેર તેર જાનો મોડબંધા વરરાજા સહિત વીજળી પર ચડવા માટે આવી પહોચેલી હોવાથી, માડવી બંદરનો રેતાળ કિનારો ગીતોના ગુંજારવથી ગાજી રહ્યો હતો. વીજળીની સુખ–સગવડોની વાતો કરતા કરતા સૌ રાજી રાજી થતા હતા.

વીજળી આ વખતે અહીં એક દિવસ વહેલી એટલે બુધવારે આવવાની હતી. પરંતુ બુધવારનો દિવસ મુસાફરી માટે અપશુકનિયાળ ગણાતો હોવાથી લગ્ન જેવા પ્રસંગ માટે એ દિવસે નીકળવાને સહુ અચકાતા હતા. એટલામા નવા ખબર આવ્યા કે વીજળી ગુરુવારે માડવી આવે છે. લોકોના હર્ષનો હવે પાર રહ્યો નહિ. અશુભ બુધવારને બદલે ગુરુવારનો શુભ શુકનવતો દિવસ નક્કી થતા વહેમી લોકો તો ખુશખુશાલ બની ગયા હતા. પરંતુ કુદરતને ચોપડે તો કંઇક નવી જ વાત ચડી ચૂકી હતી.

જાનોનાં માણસો તો જોશીઓ પાસેથી મંગળ મુહૂર્ત જોવડાવીને ચમ્યા હતા. પરંતુ ભાવિના જ્યોતિષનો સાચો ભેદ કોણ પારખી શક્યું છે? ભવિષ્યના ભેદ પારખવાને બિચારા પામર માનવીનું ગજું કેટલું?

મુંબઇમાં મેટ્રિકની પરીક્ષાનો દિવસ પણ એ જ અરસામાં આવતો હતો. આથી માંડવી અને ભુજના મેટ્રિકના વિદ્યાર્થીઓ પણ મેટ્રિક પાસ થવાની મોટી આશાથી વીજળી આગબોટ પર ચડવા દોડી આવ્યા હતા.

આ વખતે કચ્છ–કપાયાનું એક વણિક કુટુંબ પણ મુંબઇ જવા માટે આવી પહોંચ્યું. એમની સાથે પાંચ વરસનો એક નાનો છોકરો હતો. ગાડામાંથી ઊતરી તરત આ લોકો વીજળી પર પહોંચવા માટે મછવા પર ચડવા તૈયાર થયા.

પાંચ વરસના બાળકે દરીઆમાં દૂર દૂર ધુમાડાના ગોટેગોટા કાઢતી વીજળીને જોઇ. આગબોટને જોતાં જ આ બાળકના હૃદય પર વીજળીના ભાવિની કંઇક ભેદી અસર આવી પડી. બાળક એકાએક આગળ વધતું અટકી ગયું.

"બાપા! પાંકે નાંય હલણું." (પિતાજી! આપણે નથી ચાલવું.) આમ કહેતાં જ બાળક ડરવા–થરથરવા લાગ્યું.

"હલ! બેટા! ઝટ હલ! નકાં વીજળી ભજી વેંધી." (ચાલ બેટા જલદી ચાલ! નહિ તો વીજળી ભાગી જશે.) માતા-પિતા એને હિંમત આપી સમજાવવા લાગ્યાં.

"ભલે ભજી વિંને! પાંકે નાંય હલણું."

"પણ નાંય હલણું કુલા?"

"બસ, નાંય હલણું."

"બચુ! બેટા ચર્યો મ થી! મિડે મુંબઇ પુજી વેંધા ને પાં રઇ વેંધાસીં."

"બાપા! આગબૂટ બુડી વેંધી."

"ન બુડે બેટા! આગબૂટ કડેં બુડે?"

"બાપા! છુડી વેંધી! પાંકે નાંય હલણું."

બસ! બાળક તો એક જ હઠ પકડીને બેસી ગયું. સાવિત્રોની અનેક પ્રકારની સમજાવટો એને કંઈ કામ ન આવી. એ તો એક જ નન્નો પકડીને બેસી રહ્યું. કોઈ પણ પ્રકારે એ સ્ટીમર પર ચડવા તૈયાર ન થયું તે ન જ થયું.

બાળપુત્રની બાળહઠ પાસે માત-પિતા આખરે લાચાર બન્યાં. આ આખું કુટુંબ બીજી આગબોટમાં ચડવા માટે માંડવીથી એ જ ગાડામાં પાછું ફર્યું.

કિનારા પરથી મછવાઓ એક પછી એક તીરની માફક છૂટતા હતા. પરંતુ આજના પવનના રંગઢંગ કંઈ વિચિત્ર જ જણાતા હતા. તમામ મછવાઓ મોટા ચક્કરમાં પડી ગયા અને મહા મુશ્કેલીએ વીજળીની સોડમાં આવી શક્યા.

આ તરફ માડવી બંદરનો મસ્ત મહેરામણ ચકચૂર બની નાચી રહ્યો હતો. ઊંચે ઉછળતાં મોજાં વીજળીના લોખંડી શરીર પર થપ્પડો લગાવતા પછડાઈ રહ્યા હતા. હજારો વનરાજ એકી સાથે ગર્જતા હોય એવો સાગર આજે ભીષણ ગર્જના કરી રહ્યો હતો.

તમામ મછવાના ઉતારૂઓ એક પછી એક વીજળી પર આવી ગયા. મછવાના નાખુદાઓ સહીસલામત વીજળીની સોડમાં આવી લાગવાથી ખુદાનો આભાર માનવા લાગ્યા. માંડવીના મહેરામણનું આજનું તાંડવ નૃત્ય આ અનુભવી નાખુદાઓના અંતરપટ પર કંઈ અનોખી અને ભયંકર છાપ પાડી રહ્યું હતું.

એટલામાં એક કર્કશ ધ્વનિ સાથે વીજળીનું લંગર ઉપડવા લાગ્યું. આગબોટનું ભૂંગળું ભયાનક ઘેરા નાદ સાથે કોઈ મહિષાસુરના ભીષણ સ્વરથી ભૂંકી ઊઠ્યું. સીટી વાગી, આગબોટ ધીરે ધીરે પાણીમાં ખસવા લાગી. કચ્છના સાગર સાનસે ઉતારૂઓને પોતાની

ગોદમા લઇને સાગરપટ પર હિલોળા લેતી વીજળી આગબોટ માડવી બદરને છેલ્લી સલામ કરીને વીજળીની ઝડપે આગળ વધી

સાગરના પટ પર ધીરે ધીરે અદશ્ય થતી વીજળી જ્યા સુધી દષ્ટિએ દેખાતી બધ થઇ ત્યા સુધી ઉતારૂઓના સગા વહાલા માડવીના કિનારા પર સ્થિર થઇને ઊભા હતા કોઇ પોતાના વહાલાઓને વિદાય આપતા હાથમાના રૂમાલ હલાવી રહ્યા હતા કોઇની આખોમાથી સ્નેહીઓ અને સ્વજનોનો વિયોગ આસુડા રૂપે વહેતો રહ્યો હતો કોઇનુ દિલ સામે ઉછળતા સાગરની માફક શોકસાગરમા ઉછળી રહ્યુ હતુ

આગબોટ દેખાતી બધ થઇ અને સૌ પાછા ફર્યા કોઇને ખબર ન હતી કે વીજળી આજે વેરણ બની ગઇ છે કોઇ જાણતા ન હતા કે વીજળી એમના વહાલા જનોને પોતાના ક્રૂર પંજામા ઝડપી ગઇ છે વીજળી પર વળાવેલા વ્હાલસોયા સ્વજનોને સદાને માટે વળાવેના છે એવી કોઇને કલ્પના સરખી પણ ક્યાથી હોય?

વીજળી થોડા જ વખતમા કાઠિયાવાડના રૂપેણ બદરે થઇને દ્વારકાને કિનારે આવી પહોચી કેટલાક ઉતારૂ અહીં ઊતરવાના હતા તે ઉતરી ગયા દ્વારકાથી ૧૮૫ ઉતારૂઓને લઇને વીજળી પાછી ભરસાગરમા માર્ગ કાપવા લાગી

દ્વારકાનો કિનારો છોડતા જ સાગરમા ભયકર તોફાન ની શરૂઆત થઈ ચૂકી આકાશમા કાળા વાદળાની ઘનઘોર ઘટા ઘેરાવા લાગી કડકડાટ કરતી આકાશની વીજળી ધોળે દિવસે આભમા લીસોટા પાડવા લાગી ડુગર ડુગર જેવડા મોજા આકાશમા ઉછળવા લાગ્યા શિયાળાનો શાન્ત સાગર આજે આવો મરતીખોર કેમ બની ગયો, એ સમજી શકાતું ન હતું

દ્વારકાથી વીજળી એક સપાટે પોરબદર આવી પહોચી.

સાગરનું તોફાન પળે પળે વધતું જતું. હતું. પોરબંદરના દરીઆમાં હાલકડોલક થતી વીજળી આગબોટ ઉતારૂઓની રાહ જોતી ઊભી હતી

લેવી સાહેબ આ વખતે પોરબંદરના એડમિનિસ્ટ્રેટર હતા. સાહેબ ડહાપણના ભંડાર હતા. દરીઆમાં ઊપડેલું આજનું તોફાન એને ભાસતું ન હતું. આવા તોફાની વાતાવરણમાં પોરબંદરના ઉતારૂઓને વીજળી પર ચડવાની પરવાનગી આપવી એ તો સીધા એમને મૃત્યુ-મુખમાં ધકેલવા જેવુંજ લાગતું હતું.

આગબોટ પર જવા માટે સેંકડો મુસાફરો પોરબંદરના બંદર પર હાજર થઈ ગયા હતા. પરંતુ લેવી સાહેબે તમામ લોકોને આજે સાફ ના સુણાવી દીધી. સાહેબની મનાઈથી લોકો ખીજાવા લાગ્યા. મેટ્રિકની પરીક્ષા આપવા તૈયાર થયેલા વિદ્યાર્થીઓ હાથ પછાડતા સાહેબને કોઇ પણ ભોગે રજા આપવા વીનવવા લાગ્યા મેટ્રિકનું વરસ બગડે તેના કરતાં આ વિદ્યાર્થીઓ મૃત્યુને ભેટવાને વધારે ખુશી હતા પરંતુ સાહેબ આજે હિમાલય જેવા મક્કમ બની ગયા હતા. એ પેરબંદરના એક પંખીને પણ વીજળી પર વિદાય આપવા તૈયાર ન હતા.

લેવી સાહેબના આપખુદ અધિકાર પર ધિક્કાર વરસાવતા પોરબંદરના ઉતારૂઓ નિરાશ વદને પાછા ફર્યા.

લેવી સાહેબે કાળો વાવટો ફરકાવી આજના ભયંકર તોફાનમાં વીજળીને આગળ ન વધવાની સૂચના કરી. પરંતુ વીજળીનો આગ્રહી કમાન સાહેબની આ સૂચનાને સ્વીકારી લે એવો નરમ ન હતો, એ પણ પોતાના નિશ્ચયમા ડુંગર સમાન દૃઢ હતો. આજ સુધીમાં એણે આવા અનેક તોફાનો જોઈ નાખ્યા હતા. અને દરેક તોફાન-માંથી એ સહીસલામત પાર ઊતરી ચૂક્યો હતો. એની સાહસિકતા અને શક્તિ પર એને અપૂર્વ વિશ્વાસ હતો. લેવી સાહેબનો કાળો

વાવટો એને એના અનુનમ નિશ્ચયમાથી ડગાવી શકવાને અશક્ત હતો પોરબંદરને કિનારે ફરકતા આ કાળા વાવટા તરફ ઉપહાસની એક દૃષ્ટિ ફેંકીને વીજળીના કપ્તાને વીજળીને ઉછળતા મહાસાગરના આકાશી મોજા વચ્ચે હંકારી મૂકી–મારી મૂકી

અને મહેગામણે પણ હવે તો માઝા મૂકવા માડી હતી કાળના દૂત જેવા મોજા કાળા રાક્ષસોની માફક વીજળીને ખાઇ જવા ડાચા ફાડીને જાણે દોડતા આવતા હતા વીજળી ઘડીકમા ઊંચે ચડતી હતી, ઘડીકમા નીચે પટકાઇ પડતી હતી

આકાશમા વાદળા નાચી રહ્યા હતા, સાગરમા મોજા નાચી રહ્યા હતા ઊંચે અનત આભ અને નીચે અનત પાણી ઉતારૂઓમા ગજબનો હાહાકાર મચી રહ્યો હતો જ્યા લગ્ન–ગીતો ગવાતા ત્યા કાળી ચીસો પડતી હતી માતા બાળકને જોઇને રડતી હતી, બાળક માતાને જોઇને રડતા હતા બેનો ભાઇને જોઇને રડતી હતી, ભાઇઓ બેનોને જોઇને રડતા હતા જીવનની આશા આકાશકુસુમવત્ બની ગઇ હતી રત્નાકર સાગર સૌની નજર આગળ કાળ સ્વરૂપે નાચી રહ્યો હતો

આમ વેરાવળ સુધી તો ડોલમડોલ થતી અને ડચકા ખાતી વીજળી અવાર નવાર દેખાતી રહી ત્યારપછી તે અદૃશ્ય થઇ ગઈ વીજળી જેવી વીજળી વેરાવળ અને માગરોળ વચ્ચે કોણ જાણે ક્યા યે ગરક થઇ ગઇ

તેરસો મુસાફરો, પીઠીભર્યા અને આશાભર્યા તેર તેર વરરાજા, લગ્નનો આનંદ માણવા ઊપડેલા જાનૈયાઓ અને જાનડીઓ, કોઇ એકતવાઇ માડીની અધાલાકડી સમાન ઘરદીવડા જેવા પુત્રો, કોઇ આશાભરી બેનડીના બંધુઓ, કોઇના બાપ કોઇના બેટા, કોઇની માતાઓ અને કોઇની પુત્રીઓ એ તમામે તમામને પોતાના ક્રૂર

સકંજામા સંકેલી લઇને વેરણુ વીજળી મહાસાગરના અગાધ પાણીમા સદાને માટે ખોવાઈ ગઇ-ઘોવાઇ ગઇ.

કચ્છને શહેરે શહેરે અને ગામડે ગામડે વીજળીના વેરનો કાળો કેર વરતાઇ રહ્યો ઘેર ઘેર રોકકળ અને કલ્પાતો મચી રહ્યા! કેટલાયે ઘરને સદાને માટે સમૂળા તાળા ચડી ગયા! કેટલીયે માતાઓ અપુત્ર બની ગઇ! કેટલીયે પત્નીઓ વિધવા બની ગઇ! કેટલીયે બ્હેનો ભાઇ વગરની થઇ ગઇ!

અને વીજળીનું એક ભાંગેલુ પાટીયુ કે કોઇ માનવીની લાશ પણ કદી કયાયે દેખાવા નહિ. વીજળી જેવી વિશાળ આગ બોટ કોણ જાણે કયા પતાળમા પેસી ગઇ!

કચ્છ અને કાઠિયાવાડમાં વીજળીનું નામ કદી પણ ભૂલાવાનું નથી. આજ પણ ઠેર ઠેર રાનણહથ્થા વાળા ગોઝારી વીજળીના કાળા કેરની યાદ કરતા ગાય છે કે—

## વીજળી

કાસમ તારી વીજળી રે, ભર દરિયે વેરણુ થઈ;
હાજીકાસમ તારી વીજળી રે, મધદરિયે વેરણુ થઇ.
ભુજ અંજારથી જાતિયુ જાનુ, જાય છે મુબઇ શહેર. કાસમ૦
દશ વાગે તો ટિકીટું દીધી, અગિયારે વે'તી થઇ. કાસમ૦
તેર જાનુ તો સામટી જાતી, ચડ્યા કેસરીઆ ગોટ. કાસમ૦
સાતવીસું માહે શેઠીઆ બેઠા, જાનૈયાનો નહિ પાર. કાસમ૦
મધદરિયે તો મામલો મચિયો, દરિયે ડોલ્યા વહાણુ. કાસમ૦
ઉત્તર દખણના વાયરા વાયા, વીજળી ઝોલાં ખાય. કાસમ૦
લેલી સાહેબની ચીઠીયું મળિયુ, વીજળી પાછી વાળ. કાસમ૦
પાછી વાળું તો માવડી લાજે, અલા માથે ઇતબાર. કાસમ૦

કાચને કૂપે કાગળો લખ્યા, તેય તણાતા જાય. કાસમ૦
ભુજના હાકમ હાથ પછાડે, પીર ઊતારે પાર. કાસમ૦
હિંદુ મુસલમાન માનતા માને, કોઈએ ન કરી વાર. કાસમ૦
મુંબઈ તે શે'રમાં માંડવા રોપેલ, ખોબલે વહેંચેલ ખાંડ. કાસમ૦
ઢોલ શરણાઈયું જોરથી વાગે, જુએ જાનુંની વાટ. કાસમ૦
દેશ પરદેશથી તાર વછૂટ્યા, વીજળી વેરણ થાય. કાસમ૦
વાણિયા વાંચે ભાટિયા વાંચે, ઘેર ઘેર રૂંગા થાય. કાસમ૦
મામો–ભાણેજો ધ્રૂસકે રૂવે, રૂવે છે ઘરની નાર. કાસમ૦
સગાં રૂવે ને સાગવાં રૂવે, બેની રૂવે બારે માસ. કાસમ૦
પીઠી ચોળેલી લાડડી રૂવે, માંડવે ઊઠી આગ. કાસમ૦
ફટ! રે ભૂંડી વીજળી તુને, તેર સો માણસ જાય. કાસમ૦
વીજળી કહે મારો વાંક નહિ બાવા, લખ્યા છઠ્ઠીના લેખ. કાસમ૦

મુંબઈના પારસી કવિ 'ઝરીફ દારા' લાવણીની રચના કરવામાં ઘણા કુશળ હતા. આ કવિએ વીજળીની જળસમાધિ વિષે એક ઘણી જ સુંદર લાવણી રચેલ છે. એ સમયે પ્રજામાં લાવણીઓનો ખૂબ પ્રચાર હતો. લાવણીઓના ગાયકોમાં 'તુર્રા' અને 'કલંગી' એવા બે પક્ષ હતા. બંને પક્ષો વચ્ચે ખૂબ હરીફાઈ ચાલતી. બંને પોતપોતાની સરસાઈ સિદ્ધ કરવા કાવ્યરચના કરતા. આ રચનામાં પોતાના પક્ષને ઊંચે ચડાવતા અને સામા પક્ષને નીચે પાડવા પ્રયત્ન કરતા. અહીં આપવામાં આવેલી લાવણીમાં પણ કવિએ છેલ્લે 'કલંગી વાળાને મોટી શરમ' એમ કહીને એક કાંકરે બે પક્ષી પાડવા જેવા શ્લેષની રચના કરી છે. કલંગીવાળા એટલે ભારત પર રાજ્ય કરનાર અંગ્રેજ લોકો માટે આ શરમજનક ઘટના છે એમ કહીને કવિ બીજી તરફ કલંગીના પક્ષ પર પણ ખૂબીથી પ્રહાર કરે છે. આ રહી એ લાવણી—

### લાવણી

જય જય રતનાકર સાગર, તમે અનેક પાપીને તાર્યા;
હેવે નિર્દય થયા, કેમ ડુબાડી વીજળી મનુષ માર્યા. (૨)
કાન દઈને સુણજો ભાઇ, કહું વીજળીનો વિસ્તાર;
સંવત ઓગણીમે, પિસ્તાલિસ કાર્તક સુદ પાંચમ ને ગુરૂવાર. (૨)
સન અઢાર સે અઠયાસી, નવેમ્બર તારીખ આઠમી ચાર;
કચ્છ-માંડવીથી, ઉતારૂ સાડા સાત સે થયા સવાર. (૨)

### ઝૂલ

ઉતારૂ દ્વારકા પોરબંદર, વેરાવળ મુંબઈના ભરી,
વીજળી વેરણ થઇ અરે એ કાળચંદ્રે નીકળી;
ખરે બપોરે બાર વાગે, ઊભી તે લંગર કરી,
રૂપેણ બંદર થઇ પછી તે દ્વારકા આવી ખરી.

થોડા ઘણા એક ઉતારૂઓને, દ્વારકા બંદર પર ઊતાર્યા;
હેવે નિર્દય થયા, કેમ ડુબાડી વીજળી મનુષ માર્યા (૨)
ત્યાંથી વેરણ વીજળી ચાલી, એક સો પચ્ચાસી ઉતારૂ લઈ;
આગળ ચાલતા, થયો બહુ તોફાન ઘટા ઘનઘોર થઈ (૨)
વળી વાદળા વેરી લાગ્યા, ગાજવા એક પર એક સહી;
બીજલી ચમકે, વરસે વરસાદ પોતી પોરબંદર થઈ (૨)

### ઝૂલ

લેલી સાહેબે ઊભા રહેવા, જણાવ્યું કાળા નિશાનમાં,
પણ વીજળી ત્યા થોભી નહિ, એકદમ પડી તોફાનમાં;
દેખાઇ વેગવળ સુધી તે આવતી' તી ધ્યાનમાં,
પછી દષ્ટિથી તે ગુમ થઈ, દરિયા તણા મેદાનમા.

જે જે ચડ્યા તે પડ્યા ભોગ થઇ, પ્રભુ! એકને નહિઉગાર્યો
હવે નિર્દય થયા, કેમ હુબાડી વીજળી મનુષ માર્યા (૨)
કોઇ વૃદ્ધ ડોસા-ડોસી કોઇ પરણેલા કોઇ બાલ જવાન,
કોઈ કુંવારા, આવતા લગન કરવા લઈ ભેગી જાન (૨)
કોઈ ખલાસી મજૂર માલમ, કોઇ ઇજનેર ને કોઈ કમાન,
માને ધાવતા, બચ્ચાને ધાઇ રહી મુખની દરમ્યાન (૨)

ઝૂલ

મા રુવે જોઇ બાળને, બાળક રુવે જોઈ માતને,
ભાઇ રુવે જોઇ બેનને, ભગિનિ રુવે જોઇ ભ્રાતને,
જોઈ પતિ નારી રુવે, પતિ જોઇ અબળા જાતને,
પાસ થનાર વિદ્યાર્થી રુવે, પટકી પટકી હાથને

વરરાજાના લીધા જાન કાં, પ્રભુ! એકને નહિ શણગાર્યો,
હવે નિર્દય થયા, કેમ હુબાડી વીજળી મનુષ માર્યા (૨)
કોઇનું તીરથ કામ ન લાગ્યું, કોઇના ન લ્હાવા લેવાણા,
કોઈ બેવારસ, થયા ને કોઇ વાઝિયા કે'વાણા (૨)
કોઈ તો નિર્જન થયા ઘરો, કોઇને ઘર તાળા દેવાણા,
કોઈ વિયોગી, મિત્રહીન કોઈના માલ-ધન વેચાણા (૨)

ઝૂલ

આશા ભરી કો બેનડીની આશ કઇ ભાગી પડી,
આસુ ભરી કો માવડીની આંખડી રડતી રહી,
કોક વામા રહી વ્હાલમની નિરખતી વાટડી,
હાય! તે કેવો ભયકર કહેર કીધો વીજળી?

મહા મુનિવર પંડિત પણ એ અકળ કળા આગળ હાર્યા;
હવે નિર્દય થયા, કેમ ડુબાડી વીજળી મનુષ માર્યા (૨)
કોઈનું મૂરત કામ ન આવ્યું, કોઈનો ન આડો આવ્યો ધરમ;
સરવ કાળવશ, થઈને મુઆ, ખુલો ના થયો ભરમ (૨)
આખર વીજળી નારી જાતિ એ, દીધો દગો કર્યું પૂરૂં કરમ;
'અરીફ દારા' કહે તે કલગી વાળાને મોટી શરમ (૨)
જનનાં ધાર્યાં કામ ન થાયે, થાય કામ પ્રભુનાં ધાર્યાં;
હવે નિર્દય થયા, કેમ ડુબાડી વીજળી મનુષ માર્યા (૨)



# કચ્છી કિસ્સા

## આંઉં, ઇલિયાસ ને ઇલિયાસ વારો ઉટ્ઠ!

વરરાજા પરણીને પોતાને ઘેર પાછા ફરે છે જાન કેટલી મોટી હતી તેની પૂછા કરતાં કોઇ તેને પૂછે છે "જાન મેં કેર કેર હલ્યા 'વા?" (જાનમાં કોણુ કોણુ ચાલ્યા હતા?)

વરરાજા તેને જવાબ આપતાં કહે છે કે–"આંઉં, ઇલિયાસ ને ઇલિયાસ વારો ઉટ્ઠ!" અર્થાત્ "હું, ઇલિયાસ અને ઇલિયાસવાળો ઊંટ!"



## બ સુવર વધુ આયા 'વા!

જૂના રાજાશાહી સમયની વાત છે. ખેડૂત પટેલની વાડીની તપાસણી અર્થે વહીવટદાર તેના રસાલા સાથે આવ્યા હતા કામકાજ પતાવી વહીવટદાર જ્યારે વિદાય લે છે ત્યારે ખેડૂત તેને શાક–બકાલા વગેરેની ભેટ આપે છે જતાં જતાં વહીવટદાર કહે છે. "પટેલ! આઇ તા ઍારો હાખડો કરે વિધા!"

પટેલ પ્રત્યુત્તરમાં કહે છે–"કીં વાધો ન બા,' અસીં સમજધાસીં, બ સુવર વધુ આયા 'વા!" અર્થાત્ "કશો વાંધો નહિ સાહેબ! અમે સમજીશું કે બે સુવ્વર વધુ આવ્યા હતા!'



## રામ તાં ચુલ મેં પ્યો આય!

એક ડોશીમા લાંબી માંદગીમાં સપડાઇ ગયાં હતાં ડોશીના દીકરા ઘરડી માતાની બીમારી માટે જાદા જાદા ઉપચાર કરી

રહ્યા હતા. એટલામાં કોઇએ એમને ડોશીમાને ટાઢા (ડામ) દેવડાવવાની સલાહ આપી. જૂના વખતમાં ઘણા રોગો પર ટાઢા દેવાનો પ્રયોગ અજમાવવામાં આવતો. ડોશીમાને ટાઢા દેવા માટે પણ એક નિષ્ણાત આવી પહોંચ્યો.

દરદીના અંગ પર જ્યાં ટાઢા દેવાના હોય ત્યાં એકવાર આંગળી વડે રાખનાં ટપકાં કરવામાં આવે છે. પછી દેવતામાં તપાવેલા લોઢાના તતાણાને લઈને સખોસખ તેને રાખનાં ટપકાં પર લગાવીને ડામ દેવામાં આવે છે.

ડોશીમાના ડીલ પર પણ ટાઢા આપવાવાળાએ એકવાર રાખના કેસા કરવા માંડ્યા. ડોશીમા સમજ્યાં કે તેને ટાઢા દેવાય છે. એટલે ટાઢા દેવા વખતે દરદી બોલે છે તેમ ડોશીમા દરેક રાખના ટપકાની સાથે જ 'રામ! રામ!' એવા પોકાર કરવા લાગી ગયાં. એ સાંભળીને ટાઢા દેવા વાળો બોલ્યો– "ડોશીમા હમણાં જરાવાર છાનાં રહો! રામ તાં અજાં ચુલ મેં પ્યો આય!" અર્થાત્ રામ તો હજુ ચૂલામાં પડ્યો છે!



## અભલો વડો થીંધો તડેં....

એક પીંજારી બાઈ પોતાની બહેનપણી સાથે સવારમાં પાણી ભરવા જતી હતી. પોતાના પુત્ર અભલાની ચાલાકીનાં વખાણ કરતી તે પોતાની સખીને કહેવા લાગી કે–" અભલો વડો થીંધો, તડેં સેર જા ત્રૅ પા ડીંધો." અર્થાત્ અભલો મોટો થશે ત્યારે પીંજવા માટે એક શેર રૂ આપી જનારને માત્ર પોણો શેર જ પાછું આપશે.

(઼. એક ફકીર જે પાછળ ચાલ્યો આવતો હતો, તેણે આ વાત સાંભળી લીધી. તે તરત જ બોલી ઊઠયો.—" અલા કંધો ત એડડો જ વેંધો. " અર્થાત્ તું તારા દીકરાને આવો દગાખોર બનાવવાની આશા સેવે છે તો સંભવ છે કે તે નાનપણમાં જ ચાલ્યો જાય !



## અલા જો ધ્રા 'વે, ત હલ અસાંજે મારિયે !

એક વખતે માળિયાના મિયાણા લૂટફાટ અને ચોરીચપાટીમાં પ્રખ્યાત હતા. ધાડ અને લૂટ એ જ એમનો માનીતો ધંધો હતો. એ સિવાય ધર્મ-કર્મ કે એવી કોઈ બીજી બાબતોની ભાગ્યે જ તે ખબર રાખતા.

એક વખત એક મુલ્લાંને ખુદાની બંદગીમાં નિમાજ પઢતો જોઇને માળિયાના એક મિયાણાને વિચાર આવ્યો, કે આ માણસ આટલી નમનતાઇથી આજીજી કરી રહ્યો છે, તે જરૂર એને કોઇકનો ડર હોવો જોઇએ. નિમાજ પૂરી થતાં તેણે મુલ્લાંજીને પૂછ્યું, કે "બેલી ! હેઠો ઉચું નીચું થિયેંતો સે કેંજો ધ્રા આય ?" અર્થાત્ બેલી, તું આટલો ઊંચો નીચો થાય છે તે કોનો ડર છે ?

મુલાં કહે "ધ્રા અલા જો બે કેંજો ?" અર્થાત્ ડર ખુદાનો બીજા કોનો ?

મિયાણો બોલ્યો, "અલા જો ધ્રા 'વે ત હલ અસાંજે મારિયે !" અર્થાત્ અહીં ખુદાનો ડર હોય તો હાલ અમારે માળિયે ! ત્યાં ખુદાનો પણ ડર નથી.

## જે' તોકે 'હા' કઇ, તેં મુંકે 'ના' કઇ.

એક ડોશી પોતાની જુવાન દીકરીને સાથે લઇને એક ગામથી બીજે ગામ જતી હતી. રસ્તો વિકટ હતો. મા–દીકરી ચાલ્યાં જતાં હતાં ત્યાં એક ઘોડેસવાર એના ઘોડાને ઝડપથી દોડાવતો પસાર થયો અને કહેવા લાગ્યો. "ડોશીમા ! લુટારા આવે છે. ક્યાંક છુપાઇ જાઓ ! નહિતો લુટાઈ જશો !"

ઘોડેસવારની વાત સાંભળીને ડોશી ગભરાઈ ગઇ. તે બોલી—"ભાઈ મારી આ દીકરીને તારી પાછળ ઘોડા પર બેસાડીને સામે ગામ પહોંચાડી દઇશ તો તારો મોટો ઉપકાર થશે. પછી મારી પાસે તો લુટાવા જેવું હતું જ શું ?"

ઘોડેસવાર બોલ્યો—'માડી ! હું પોતે જ માંડ ભાગી છૂટયો છું. તો તમારી દીકરીને ક્યાં સંભાળું ?"

આમ કહેતાં જ ઘોડાવાળાએ ઘોડાને મારી મૂક્યો. થોડેક ગયા પછી તેને વિચાર આવ્યો કે ઘરેણાંથી લદાયલી રૂપાળી છોકરીને ઘોડા પર લઈ જવાની ના કરી એ તો ભૂલ થઇ. અને તરત જ તે પાછો ફર્યો.

ડોશી પાસે આવીને તે બોલ્યો–"ડોશી મા ! ચાલો ઝટ કરો ! તમારી દીકરીને તેડી જવા માટે જ હું પાછો આવ્યો છું."

ડોશી બોલી–"બસ ભાઇ ! હવે તો જેવા અમારા નસીબ !"

ઘોડેસવાર બોલ્યો–"કેમ, હવે ના કહો છો ?"

ડોશી બોલી–"ભા, જે' તોકે હા ચઇ, તેં મુંકે ના ચઇ." અર્થાત્ જેણે તને હા કહી તેણે મને ના કહી.

## મીંયડા વઠા ભલા !

ગરીબ ડોશીમાના ઝૂપડા પર એકાએક ભારે મેઘ તૂટી પડ્યા. ડોશીમાનુ ઝૂપડું અને એના ગરીબ ઘરની મધળી ઘરવખરી પાણીના પૂરમા વહી ગયા એટલુ જ નહિ પણ એના જુવાન જોધ સાત દીકરા પણ પાણીના પ્રબળ પ્રવાહમા તણાઇ ગયા. ગામના લોકો ડોશીમાની દયા ખાવા લાગ્યા અને સહાનુભૂતિ બતાવતા કહેવા લાગ્યા–"ડોશીમા ! મેઘરાજાએ તો તમારા પર કાળો કેર વરતાવ્યો !"

ડોશી બોલી–"પુતર ! મીંયડા વઠા ભલા !"

"પણ માડી ! ઝૂપડા સાથે તમારી ઘરવખરી યે ગઇ એ તો ભારે થઇ !"

ડોશી કહે–"ભા ! મીંયડા વઠા ભલા !"

"એ તો ઠીક, પણ ડોશીમા ! તમારા સાતે દીકરા તણાઇ ગયા, એ તો બહુ ખોટું થયુ, તમારા પર આભ તૂટી પડયુ !"

ડોશી એટલુ જ બોલી–"તોય મીંયડા વઠા ભલા !"

પોતાના સ્વાર્થને ભૂલી જઇને દુનિયાનુ ભલુ વાછવાવાળી આ ડોશીમા તો એના દુ ખના રોદડા રડવાને બદલે સૌને એક જ જવાબ આપતી–"મીંયડા વઠા ભલા !"

## વેબ કઢે પાટિયા

કચ્છમા ખેગારજી બાવાના આખરી અમલમા વેબ સાહેબ નામે એક અગ્રેજ દીવાન આવ્યા હતા આ વેબ સાહેબે ભુજમા કેટલીક દુકાનોના નામના પાટિયા કઢાવી નાખ્યા હતા

વેબ સાહેબ પછી મહારાઓશ્રી વિજયરાજજીના વખતમાં ત્રિભુવનદાસ રાણા નામે દીવાન હતા. આ દીવાને કચ્છનો જૂના વખતથી ચાલ્યો આવતો 'લોકલ' સમય બદલાવીને 'સ્ટેન્ડર્ડ' સમય ચાલુ કર્યો.

ત્યાર પછી મુકરજી દીવાન આવ્યા અને લોકોને ધાસ્તી પેઠી કે એ વળી કોણુ જાણે કેવું કૌભાંડ રચશે! પરિણામે લોકવાણીમાંથી નવી જ રચના બહાર આવીઃ-

વેબ કઢે પાટિયા, ને રાણેં ફિરાંય ડીં,
મુકરજી મેં કઢે, હાણેં કેડા અચીંધા ડીં?

આ દોહરાની પ્રથમ પંક્તિનો શ્લેષાલંકાર સમજવા જેવો છે.



## આંજા વજે બારા

એક ગામડિયા ખેડૂત અને સુધરેલા સાહેબ વચ્ચે સમયની વાતચીત ચાલતી હતી, ત્યાં ખેડૂતે ભોળા ભાવે કહ્યું- "અસાંજા થિયેં બપોર, તડેં આંજા વજે બારા!" અર્થાત્ અમારા બપોર થાય ત્યારે તમારા બાર વાગે.



## રાયશી-દેવશી પ્રતિક્રમણ

કચ્છના ગોધરા ગામમાં એક વાર એક ગોરજી મહારાજનું ચોમાસું હતું. ગામમાં ત્રણ પટેલ હતા. દેવશી, રાયશી અને ખેતશી.

ગોરજી મહારાજ દરરોજ સવારે અને સાંજે પ્રતિક્રમણ કરાવતા. સવારના સમયે પ્રતિક્રમણની શરુઆતમાં કહેતા કે-

"દેવશી પડિકમણું ઠાયમિ" અર્થાત્ દિવસના પ્રતિક્રમણની શરુઆત કરૂ છું. અને સાજના પ્રતિક્રમણ વખતે બોલતા કે "રાયશી પડિકમણું ઠાયમિ" અર્થાત રાત્રિના પ્રતિક્રમણની શરુઆત કરૂ છું. આ પ્રકારનો કાર્યક્રમ દરરોજ ચાલતો.

ખેતશી પટેલ જરા ભોળા હતા. ગોધરાના એક રમૂજી અને તોફાની વૃત્તિવાળા જુવાને ખેતશી પટેલના ભોળપણનો લાભ લઈને એક દિવસે એને બનાવવાના હેતુથી કહ્યુ, કે "પટેલ આ ગોરજી તો દરરોજ સવારે દેવશી પટેલનુ નામ લેછે અને સાજે રાયશી પટેલનુ નામ લે છે, તે તમે શું એને રોટલા આપતા નથી ?"

આ સાભળીને ખેતશી પટેલ ખીજાઈને બોલી ઉઠ્યા—

"ઠોડા માની તા રોજ તો ગિની વિઞો !"
"તડેં આજો ના કીં નતો ગિને ?"

અને પેલા યુવાને આ ભોળા પટેલને એવી આટી ચડાવી કે પટેલ તો ઉશ્કેરાઈને અપાસરામા પહોચી ગયા અને ગોરજી મહારાજ સાથે ઝગડો કરવા મંડી પડયા સમજુ માણસોએ વચ્ચે પડી, પટેલને મહામુસીબતે સમજાવીને માડ શાન્ત કર્યા



## હાણેં છડિયાં ત હૉડા ? તૉ જે પુતર થિયાં

જૈન ધર્મમા સામાયિકની શરુઆત કરતા ઈરિયા વહીયા પાઠમા એકેન્દ્રિય, બેન્દ્રિય એમ પચેન્દ્રિય જીવોની ક્ષમાપના માગવામા આવે છે ગોરજી મહારાજ દરરોજ આ ક્રિયા કરાવતા. આસુ પટેલ આ ક્રિયા વખતે એકેન્દ્રિય, બેન્દ્રિય એટલુ જ

બોલે. ગોરજી એમને કહે "પટેલ, એટલું જ બોલીને અટકી જવાય નહિ. બરાબર પૂરો પાઠ કરવો જોઇએ."

બીજે દિવસે પટેલ અપાસરામાં આવ્યા અને સામાયિકની શરુઆત કરી. ઇરિયા વહીયાનો પાઠ આવતાં એમણે ચલાવવા માંડયુ–"એકેન્દ્રી, બેન્દ્રી, ત્રેન્દ્રી, ચોરન્દ્રી, પંચેન્દ્રી, છેન્દ્રી, સાતેન્દ્રી, આઠેન્દ્રી અને એ રીતે પટેલ તો આગળ ને આગળ કૂચ કરવા લાગ્યા.

ગોરજી મહારાજ તો ગભરાઇ ગયા. બોલ્યા "પટેલ, આ શું કરવા માંડયુ છે? બસ કરો એમ ન બોલાય."

પટેલ તો હવે રંગમાં આવી ગયા હતા. એમને ગણતરી આવડે છે તે બરાબર બતાવવું હતું. તો બોલી ઊઠ્યા–"ડૅાડા! હાણે તાં સૅા સુધી છડિયાં ત તોજો પુતર થિયાં!"



## અસીં કંધાસીં હથ મેં જોડા

આંઇ અચ્છા ઊજરા, ત અસીં ઊજરા ખાસા,
આઈ કરીધા વેસ કારા, ત મોં અસાંજા થીંધા કારા;
આઈ અચીંધા ઓડા ઓડા, ત અસીં કંધાસીં હાથમેં જોડા.

આકાશનાં વાદળાને ઉદ્દેશીને કાળા બજારિયા કહે છે કે–તમે સફેદ અને ઊજળા (નિર્જળ) છો ત્યાં સુધી અમે પણ ઊજળા છીએ. જો તમે કાળા ડમ્મર (જળ ભરપૂર) વેશ કરશો તો અમારા મોઢા પણ કાળાં ધબ! થઈ જશે. તમે નજદીક આવશો તો અમારે હાથમા જોડા લઇને ચાલ્યા જવું પડશે



## લોક-ગીતો

વિક્રમ સંવત ૧૮૧૯ ના માહ માસમાં સિંધનો મીર ગુલામશાહ કલ્હોરો પોતાના ૭૦ હજારના જંગી લશ્કરથી રણ ઓળગીને સિંધમાંથી કચ્છ પર ચડી આવે છે. આ પ્રસંગે સમસ્ત કચ્છના રણવીરો અને જાડેજા ભાયાતો ગુલામશાહનો સામનો કરવા કચ્છના રણને કિનારે આવેલા ઝારા ડુંગર પર એકત્ર થાય છે કચ્છી લશ્કરના સેનાપતિ વિંઝાણના જાડેજા લખાજી જ્યારે રણભૂમિમા પ્રવેશ કરે છે ત્યારે કચ્છની જનતા તેનો કેવો સત્કાર કરે છે તેનુ આ ગીત છે.

ઊડા રે રણુમાં ઊડે રે ઝીણી ખેં,
ઊડા રે રણુમા ઊડે રે ઝીણી ખેં,
સાઢીડો રે આવે જાડેજાનો ખેં ભયો રે, વારી રે લાખણુસંગ !
તારા ઘોડાને નીરૂ રે નાગરવેલ,
તારા ઘોડલિયાને નીરૂ રે નાગરવેલ,
સાઢીડાને નીરૂ રે, કડવો લીમડો રે, વારી રે લાખણુસંગ !
તારા ઘોડાને બાધું રે, ઘૂઘરમાળ,
તારા ઘોડલિયાને બાધુ રે ઘૂઘરમાળ,
સાંઢીડાને બાધું સાંયરના સંખલા રે, વારી રે લાખણુસંગ !
ઝારા ડુગર પર ઢમકે રણુના ઢોલ,
ઝારા ડુંગર પર ઢમકે રણુના ઢોલ,
ઝુમારા પર ઝૂઝે રણવંકા રાજિયા રે, વારી રે લાખણુસંગ !
ઊડા રે રણુમા ઊડે રે ઝીણી ખેં,
ઊડા રે રણુમા ઊડે રે ઝીણી ખેં,
સાઢીડો રે આવે બાવાનો ખેં થયો રે, વારી રે લાખણુસંગ !

આરાના યુદ્ધમાં નરાના ઠાકોર ભીમજી અને વીસાજીએ અતુલ પરાક્રમ કરીને સિંધ સૈન્યમાં ત્રાસ વર્તાવ્યો હતો તેનું લોક-ગીત.

(રાગ-સિંધુડો.)

ભીમજી થ આરો મલાયો, મુડેઓ માગ ન ડે,
આરો મલાયો, આરો મલાયો, મુડેઓ માગ ન ડે;
જાડેજા આરો મલાયો.
અચી ઉભા કુંવર ચોકમેં, ચોડો સો ચારી. જાડેજા૦
તરારૂં હણુજા તકડીયું, ભાલે જા જિત મીં. જાડેજા૦
ગલોલિયેં જ્યું ગૂગરીયું, ઠૂંગા ઠાઊકા. જાડેજા૦
પાણુંની સવા સેર જો, રૂડેઓ રત્ત મિંજા. જાડેજા૦



## ન છડિયાં તલવાર!

## આરાની પનિહારી

આરાના યુદ્ધની કારમી કતલ પછી ઘાયલ થયેલા રઘુવીરોને પાણી પાવા માટે આજુબાજુનાં ગામોની વીરાંગનાઓ પાણીનાં વાસણ સાથે આરા ડુંગર ઉપરના રણમેદાનમાં નીકળી પડે છે. કોઇ પોતાના પિતાને શોધી રહી છે, કોઇ ભ્રાતાને અને કોઈ પોતાના સ્વામીને શોધતી રણમેદાનમાં ઘૂમી રહી છે. એ પ્રસંગનું આ લોકગીત છે.

( રાગ—મોરબીની વાણિયણ )

આરાના ડુંગરડા પર, ઘેરા વાયુ વાય,
ઝુમારાની આડી માથે, ઘેરા વાયુ વાય,
કચ્છના કેસર–ભીના, કચ્છના કેસર–વરણા,
કેસરિયા કરમાય.

આરાના ઝૂંઝારો કેરી, આંખડલી ઘેરાય,
ઘેલુડા ઘાયલ કેરી, જીભલડી ટૂંપાય.
કોડીલા કુંવરડા ને, માડી પાણી પાય,
પીઓ રે, કુંવર મોરા,
પીઓ ને બાલુડા, તમને માતા પાણી પાય,
તમારી તલવારે, મારી છાતી ફૂલી જાય!

માડી જાયા બંધવડાને, બેની પાણી પાય,
પીઓ રે, વીરાજી મોરા,
પીઓ ને બંધવ, તમને બેની પાણી પાય,
તમારી તલવારે, મારી છાતી ફૂલી જાય!

દેવ સમોવડ દાદાજી ને, પુત્રી પાણી પાય,
પીઓ રે, દાદાજી મોરા,
પીઓ ને બાપુજી, તમને પુત્રી પાણી પાય,
તમારી તલવારે, મારી છાતી ફૂલી જાય!
નવલા નાવલિયાને, નારી પાણી પાય,
પીઓ રે, પ્રીતમ મોરા,
પીઓ ને સ્વામીજી, તમને દાસી પાણી પાય,
તમારી તલવારે, મારી છાતી ફૂલી જાય!

## છપનાનું લોકગીત

સંવત ૧૯૫૬ ની સાલે કચ્છ ઉપર ભયંકર દુષ્કાળ તૂટી પડ્યો ત્યારે મહારાઓશ્રી ખેંગારજીએ દરિયાપારથી પુષ્કળ અનાજ મંગાવીને ગામેગામ ખાણેત્રાંનું કામ ચાલુ કરી દીધું હતું. એ વખતે કોણ કેટલું કામ કરે છે, તે પૂછયા વિના જ માથા દીઠ દરેક નાના મોટાને પાટવી ધાન છૂટે હાથે આપવાનો હુકમ કરેલો, એ પ્રસંગનું આ લોકગીત છે.

હમીર સરની પાળે, ઢોલીડા ધ્રૂસકયા,
કચ્છ કુંવાણો ગરીબોની ગુજરાત રે,
કચ્છ ભુજના રાજા, ખજીના બોલ્યા રે છપન સાલમાં.
દેશે રે પરદેશ, વહાણો મોકલ્યાં,
મગ-ચોખા ને બાજરાને નહિ પાર રે. કચ્છ૦
ગામે ગામે, ખાણેત્રાં ખોલીયાં,
ઘણી ખમાં! તુને ગરીબોના આધાર રે. કચ્છ૦

છૂટે હાથે, માથા દીઠ પાટવી,
લોક પોકારે જિયે રા'ખેંગાર રે. કચ્છ૦
સોરઠ હાલાર આવી સામટી,
એક તો નાવી ઘેલૂડી ગુજરાત રે. કચ્છ૦

## પાણિયારી

કૂવે પાણીડાં કીં વિંઝાં પવન તો લગે;
પવન તો લગે, નજર તી લગે. કૂવે૦
મુંજી વેણી વીંખાજે પવન તો લગે;
ફુલ્યા ફુલડા ફૂંમાજે નજર તી લગે. કૂવે૦
મુંજી મેંદી ઝંખાજે પવન તો લગે;
રતો રંગ રજોટાજે નજર તી લગે. કૂવે૦
મુંજી ચેલ લિચકાજે પવન તો લગે;
મુંજી હેલ કીં ભરાજે નજર તી લગે. કૂવે૦



## બહારવટીઓ જુમલો

આજથી એક સદી પહેલાં બહારવટીઆ જુમલાની કચ્છમાં રાડ ફાટતી હતી. આ એનો રાસડો છે—

ગઢ કાંથડના જુમલા રે, મોજડિયું માણી લે!
ચાર ભાઇયાંનો જૂડલો જુમલા,
પાંચમો બહાવદી પીર. કાંથડના૦
પે'લું ધીંગાણું જેલમાં કીધું,
જમાદાર માર્યો હાર. કાંથડના૦

હાથે પગે તારે બેડીયું જુમલા,
લીધી વાગડની વાટ. કાંથડના૦
પ્રાગપર ભાંગી પટેલને માર્યો;
જુમલો હાલ્યો જાય. કાંથડના૦
અંજારની સડકે સાધુ જમાડ્યા;
બોલો જુમલાની જય. કાંથડના૦
ઝંડીઓ ડુંગર ઘોડલે ઘેર્યો;
હમીરીઓ નાવે હાથ. કાંથડના૦
ભચાઉનો ફોજદાર ચોવટું કરે,
હથિયાર હેઠાં મેલ. કાંથડના૦
હથિયાર મેલું તો માવડી લાજે,
લાજે પડાણો ગામ. કાંથડના૦
બ સો ઘોડા લઇ ભૂરીયો ચડેઓ,
છેતરી માર્યો છેલ. કાંથડના૦
'જ્ઞાનગર' બાવો રાસડો ગાયે,
દીધી છે ગવરી ગાય કાંથડના૦

---

## દેદાનો રાસડો

દહીસરાના દેદા બહારવટે નીસર્યો,
મોરબીવાલાથી જઇ માંડ્યું છે વેર, અરે બહેરામજી સાહેબ,
છેતરીને રે, છેલને નોતા મારવા !
બોળવીને રે, માથડાં નોતાં વાઢવાં !
ઊંચી રે મેડી, ઝરૂખે જાળીયાં,
ઝળકે જેવા, ઝળકે ચાંદો ભાણુ-અરે બહેરામજી૦

ભુજથી તો કાગળીઆ લખી મોકલ્યા,
કાગળ દેજો ! મોધીબાને હાથ–અરે બહેરામજી૦
રોઝડી રે ઘોડી, રણમલજીને શોભતી,
માથે માડયા છે, પીતળીયા પલાણ–અરે બહેરામજી૦
આમેડી રે ગામની શેરી સાકડી,
રોઝડી તેમા જાય છે ઝાકમ ઝોટ–અરે બહેરામજી૦
ડેલીએ રે ડેલીએ, દેદાના ડાયરા,
મોરબીઓ તેમા વાલો લારમ લાર–અરે બહેરામજી૦
ગોખમા રે બેઠો, ભાણો કારૂ બોલિયો,
મ કરો દેદા, વેરીયુનો વિસવાસ–અરે બહેરામજી૦
ફાસીએ ચડતા, ભાણો કારૂ બોલીયો,
દેદા હતા કચ્છ વાગડના કમાડ–અરે બહેરામજી૦

---

## કાંથડજીનો રાસડો

કાથડજી લીરના લાડા ! મોડને રાખ્યો તર
મોડ મારીને ખેંજડે ટાંગ્યો, ખેંજડો રાતો ચોળ કાથડજી૦
મોડ મારીને અડુવે હાલ્યા, લીધી ડુંગરની વાટ કાથડજી૦
અડુવે જઇને ચ ગો ચણિયો, બારીયું રાખી બાર કાથડજી૦
અડુવો ડુંગર ઘોડલે ઘેર્યો, પારાનો ન મળે પાર કાથડજી૦
કાકો–ભત્રીજો ચોવટુ કરે, હથિયાર હેઠા મેલ કાથડજી૦
હથિયાર મેલુ તો માવડી લાજે, ને જેસડુ લાજે ગામ કાંથડજી૦
વીર કાથડજી જેસડા વાળા, વાળ્યું કાકાનુ વેર કાથડજી૦



## રવેચીનો ચોર

વાગડના રવેચી માતાના મંદિરમાં એક વાર મોટી લૂંટ થઈ. મહંત બાવાને બાંધી મોટી રોકડ રકમ તેમજ સોના-રૂપાનાં છત્રો લઈને લૂંટારા ભાગી નીકળેલા. પણ માતાજીના પરચાથી તેમને માર્ગ સૂઝચો નહિ અને ઝડપાઈ ગયા એમ કહેવાય છે.

રાસડો

અમે અમારે ખડીર જાતા તા, ઊતર્યા અવળી વાટ,
હરદોળના કાનડા લાડા, માળીએ વેલો આવ.
ટીંબલી ઢળતાં શુકન બોલાવ્યા, ડાબી તો ભેરવ થાય. હર૦
આરતી ટાણે મઢીમાં ઢળિયા, આરતી અધવચ રહી. હર૦
મહંત બાવાને અવળા બાંધ્યા, કૂંચીયુ કીધી હાથ. હર૦
રૂપિયા લીધા ને કોરીયુ લીધ્યુ, છતરમાં નાખ્યો હાથ. હર૦
દેશલ બાવાનો છતર ચડાવેલ, કાનડો લીધે જાય. હર૦
રવ જેસડાના જુવાણીયાં ઝાઝા, કાનડો આડો આંક. હર૦
મહંત બાવો તો અરજું કરે, પૂગે રવેચી માત. હર૦

---

## જંગીનો પોકાર

વાગડનુ જંગી ગામ એક સમયે ઝગડાના સફરજન જેવું બની ગયુ હતું. જંગી માટે કચ્છ અને મોરબી વચ્ચે ઘણો વખત ખેંચાખેંચ ચાલી હતી. ત્યાર પહેલાં કટારિયાના કાંયાણી વશે એને લૂંટવામાં કંઇ બાકી રાખ્યુ ન હતું. જમાદાર ફતેહ મહમ્મદે પણ જંગીની જનતામાં ત્રાહે પોકરાવેલી. જમાદારના ત્રાસનો એક રાસડો આમ ગવાતો—

જમાદાર! જંગીમા રહેવા દે!
જંગીના ઝાડ વા'લેરાં છે.
કાંટાની રે માયા લાગી છે.

આ લોકગીતમાં જંગીના લોકોનો જંગી પ્રત્યેનો ઊંડો પ્રેમ દષ્ટિગોચર થાય છે.

કાયાણી ઠક્કરોએ જંગીમાં ચલાવેલી લૂંટફાટનું એક લોકગીત—

ખેતર પાદર તારા બાપના રે, મને વાવણું વાવા દે,
વાવણું વાવા દે, કાયાણી તું જંગીમાં રે'વા દે.
ગાયુ ભેંસુ તારા બાપની રે, મને બાકરી રે'વા દે!
બાકરી રે'વા દે, કાયાણી! તું જંગીમા રે'વા દે!
હીર ને ચીર તારા બાપના રે, મને ચીથરૂ રે'વા દે,
ચીથરૂ રે'વા દે, કાયાણી! તું જંગીમાં રે'વા દે!
તાબા પિત્તળ તારા બાપના રે, મને ઠીબડું રેવા દે,
ઠીબડું રે'વા દે, કાયાણી! તું જંગીમા રે'વા દે!
મ્હેલ મેડી તારા બાપના રે, મને ઝૂંપડી રે'વા દે.
ઝૂપડી રે'વા દે, કાયાણી! તું જગીમા રે'વા દે!
દૂધ ચોખા તારા બાપના રે, મને રાબડી રે'વા દે,
રાબડી રે'વા દે, કાયાણી! તું જગીમાં રે'વા દે!

---

## વનમાં પીલુ પાકયાં!

માળિયાના મિયાણા મૌવર સિધવાણીનું બહારવટું કચ્છ-કાઠિયાવાડમા પ્રખ્યાત છે. આ મિયાણાને ઝડપી લેવા માટે

ચડેલા મોટા સાહેબની છાવણીની અખંડ જાગતી ચોકીઓ વચ્ચેથી એની મડમને રાતોરાત ઉઠાવી જનાર અને એને પોતાની ધર્મની બહેન તરીકે જાળવનાર આ બહાદુર બહારવટિયાનું નામ લોકો ભૂલવાના નથી. એનુ એક ભાંગ્યુ-તૂટ્યુ હાથ ચડેલું લોકગીત અહીં આપવામાં આવે છે.

વનમાં પીલુ પાકયાં, હો માળિયાના મિયાણા!
હો વનમાં, હો વનમાં પીલુ પાકયાં.
રોઝી ઘોડી વાળા, હો માળિયાના મિયાણા!
હો રોઝી, હો રોઝી ઘોડી વાળા!
મડમ બહેન કીધી, હો માળિયાના મિયાણા!
હો મડમ, હો મડમ બહેન કીધી.
ભૂરિયો ભાણેજ કીધો, હો માળિયાના મિયાણા!
હો ભૂરિયો, હો ભૂરિયો ભાણેજ કીધો.
કળશી ચોખા રાંધ્યા. હો માળિયાના મિયાણા!
હો કળશી, હો કળશી ચોખા રાધ્યા.
ખોબલે ખાંડ પીરસી, હો માળિયાના મિયાણા!
હો ખોબલે, હો ખોબલે ખાડ પીરસી.
વાઢીએ ઘી રેડ્યા, હો માળિયાના મિયાણા!
હો વાઢીએ, હો વાઢીએ ઘી રેડ્યાં.

---

## વ્રજવાણીનો ઢોલી

વાગડના વ્રજવાણી ગામની રસમસ્ત આહિરાણીઓ રાસ-રમણમાં ચકચૂર બનીને ઢોલીના ઢોલ પર સૂલી રહી છે, અને એ વસંતની કોયલડીઓના કમનીય કંઠ પર કુરબાન બની

જતો રસઘેલો ઢોલી ઢોલના તાનમાં ગુલતાન છે. ત્યાં એકા-એક વ્રજવાણીના વહેમી આહિર યુવાનો તલવાર વડે આ ઢોલીનું મસ્તક તેના ધડથી દૂર કરી દે છે. છતાં માથા વગરના રણશૂરા ઢોલીના હાથની દાંડી ઢોલને રમાડતી રહે છે. આ ભયંકર દૃશ્યથી બેબાકળી બનેલી સાતે વીસું આહિરાણીઓ પોતાના પ્રિયપાત્ર ઢોલી પાછળ અગ્નિદેવના અંકમાં ભસ્મીભૂત બની જાય છે.

રાગ—ઓ રંગ રસિયાની ઢબે—

ઢોલી! તારા ઢોલની મનોહર બોલી, વ્રજવાણીના રે હો ઢોલી!
ઢોલી! તારે ઢોલડે મધુર રસ પાયાં, મનડાં મારા રે મોહાયાં,
ઢોલી! તે તો પ્રેમની પરબડી ખોલી, વ્રજવાણીના રે હો ઢોલી!
ઢોલી! તારાં ઢોલડાં ધનાધન વાગ્યાં, ઝબકી હૈડાં રે હો જાગ્યાં
ઢોલ માથે ઢળકંતી ઢેલડી ડોલી, વ્રજવાણીના રે હો ઢોલી!
ઢોલી! તારે ઢોલડે મન હરી લીધાં, કામણુ કેવાં રે હો કીધાં!
તાન મહીં વ્રજવનિતા તરબોળી, વ્રજવાણીના રે હો ઢોલી!
ઢોલી! તારા ઢોલડા ઢમઢમ ઢમકે, ઝાંઝર પગનાં રે હો ઝમકે,
ઢોલી! તે તો પૂરી નવરંગી રંગોળી, વ્રજવાણીના રે હો ઢોલી!
ઢોલી! તારા ઢોલની અનેરી વાણી, ગામઠિયુ ઘેલું રે વ્રજવાણી,
ઢોલી! તેં તો લૂંટાવી લ્હાણુ અણુમોલી, વ્રજવાણીના રે હો ઢોલી!
ઢોલી! તે તો મૃત્યુનાં અમરત પીધાં, દેહનાં દાન બલિદાન તે દીધા,
ઢોલી! તેં તો પ્રગટાવી પ્રેમની હોળી, વ્રજવાણીના રે હો ઢોલી!
ઢોલી! તારા ઢોલની મનોહર બોલી, વ્રજવાણીના રે હો ઢોલી!

---

## રીંગણે જી રમખાણ

### ( લોક-ગીત )

સમાજમાં સાસુ-વહુના ઝગડા તો લગભગ ચાલતા જ હોય છે. આ ઝગડાઓના મૂળમાં તો હંમેશાં કોઈક નજીવું કારણ જ હોય છે. એક નાના તણખામાંથી મોટો દાવાનળ કેમ સળગી ઊઠે છે, તેનું આ લોકગીતમાં વર્ણન છે

ગામની પાદરે રીંગણાં અર્થાત્ વેંગણનુ એક ગાડું ભરાઈને આવે છે. વડના ઝાડ નીચે આ ગાડું છૂટે છે, રીંગણા ખરીદાય છે. શાક સમારીને વહુ રસોડામા રાંધવા બેસે છે. મીઠું-મરચું પ્રમાણસર છે કે કેમ, તે જોવા વહુ રીંગણાના શાકને જરા ચાખી જુએ છે. નાનો દિયર આ જોઈ જાય છે. આ બાળક પોતાની માતાને જઇને કહે છે કે—" ભાભી તો રસોડામાં બેઠી બેઠી રીંગણાનુ શાક ખાય છે " આ સાંભળીને સાસુનો ક્રોધ ભભૂકી ઊઠે છે. પોતાના દીકરા પાસે તે ખાઉધરી વહુની ચાડી ખાય છે, અને કહે છે કે—' આવી વહુ જોઇએ જ નહિ, એને કાઢી મૂક ! ' દીકરો દલીલ કરે છે કે ' બાળકો નાનાં છે અને એનું પિયર બહુ દૂર છે, એને કેમ કાઢી મૂકું ? ' આ સાંભળીને માતા તેને બાયલાનો ઇલકાબ આપે છે અને એને કાઢી મૂકવા આગ્રહ કરે છે. માતાનાં મેણા-ટોણાંથી ઉશ્કેરાઇને આખરે આ ભાઇસાહેબ પોતાની નિર્દોષ પત્નીને મારી-ઝૂડીને ઘર બહાર કાઢી મૂકે છે. પરિણામે આ નિરાધાર અબળાને આખરે કૂવાનુ શરણુ શોધવું પડે છે. આ સામાજિક કથા એક કચ્છી લોકગીતમાં નીચે મુજબ વણાઇ રહેલી છે—

પતિ—

મથથા મિણી જા ગૂથેઆ, પાણી વારી લો !
તૉજા કીં ઉખલા વાર ? પાણી વારી લો !
ઊછણુ મિણી કે પાભડ્યું, પાણી વારી લો !
તૉજો કીં મેલડો વેશ ? પાણી વારી લો !

પત્ની—

પેણ્યા મિણી જા ઘરેં વસેં, ઓઠીડા રે લો !
મુંજો પેણ્યો પરદેશ, ઓઠીડા રે લો !

બાઈ પાણી ભરીને ઘેર જાય છે. ઘેર પહોચતા મોડું થવાથી સાસુ પ્રશ્ન કરે છે—

પાણી વારીયુ પાણી ભરે આવીયું, વહુઆરી રે લો !
તોકે કીં લગડી વાર ? વહુઆરી રે લો !

વહુ—

હિકડો ની ઓઠી હો કુટરો, બાઈજી રે લો !
તે સેં તા કઇ મું ગાલ, બાઈજી રે લો !

સાસુ—

કે જેડો ઓઠી હો કુટરો ? વહુઆરી રે લો !
કેંજી હુઇ અણ્ણેસાર ? વહુઆરી રે લો !

વહુ—

ટેર જેડો ઓઠી હો કુટરો, બાઈજી રે લો !
નણુદલ જી અણ્ણેસાર, બાઈજી રે લો !

સાસુ—

ધન ધન ગુણિયલ નાર, વહુઆરી રે લો !
જિયે તું જિઝી જમાર, વહુઆરી રે લો !

—પ્રતાપરાય ત્રિવેદી

## મોર તો ટિલે

મયૂર આજે ભારતનુ રાષ્ટ્રપક્ષી છે. કચ્છમાં તો વરસોથી મયૂર પવિત્ર અને પૂજનીય ગણાય છે. રાજાશાહીના જમાનામાં પણ મોરને મારનાર ગુનેગાર ગણાતો, અને તેને છ મહિનાની કેદની સજા કરવામાં આવતી.

કળા કરીને નાચતા આ મયૂરનુ કચ્છી વાણીનુ એક સુંદર લોકગીત અહીં આપવામાં આવે છે.

મોર તો ટિલે, અંહુણુ તો ખિલે;
પતંગડા જાની, મોર તો ટિલે.
મોર તો ટિલે, ને ઢલ તી ખિલે. પતંગડા૦
મોર તો ટિલે, જંગલ તો ઝુલે. પતગડા૦
મોર તો ટિલે, ડુંગર તો ડુલે. પતગડા૦
મિંયડા વસેં ને મોર તો ટિલે. મોર તો૦
ગજણુ ગજે ને મોર તો ટિલે. મોર તો૦
નાચુ નચે તીં મોર તો ટિલે. મોર તો૦
મોર તો ટિલે, ઢેલડ તી ખિલે. પતંગડા૦

---

### લગ્ન ગીત

કચ્છી વાણીના જૂના લગ્નગીતો નવયુગના નવા પ્રવાહમાં ઘણાંખરાં તો વહી ગયાં છે. છતાં કોઇ કોઇ ગીત પોતાની તેજસ્વિતાના કારણે હજુ પણ પરાણે ટકી રહ્યાં છે. અહીં આપવામા આવેલ એવું જ એક લગ્નગીત ઘડી ભરવા ટાણે પ્રભાતના પહોરમાં ગવાય છે. ત્યારે એની મધુરતા સાંભ-

ળનારને ઘડીભર આનંદ મુગ્ધ બનાવી દે છે. આ ગીતમાં ઉમર સૂમરાને સતી મારુઈ પોતાના ઝૂંપડાના જીવનનો એક રસિક પ્રસંગ કહી સંભળાવે છે—

### ગીત

હિકડો ની સૌ ડિનુ શેકડો રે, ઉમર!
તેજી સું તાં ઉન મંગાઇ રે, ઉમર!
ઉન જી લોઈ વણાઇ રે, ઉમર!
ઝરમર મીંય વસેં રે, ઉમર!
લોઈ જા પાંધ પુસેં રે, ઉમર!
આઉં તાં લાલ ચુંઢીંપીસ ફુલ.
આઉં તાં પીરો ચુંઢીંપીસ ફુલ.

લગ્ન સમયે દીકરી માતા-પિતાની છાયાને છોડીને શ્વસુર ગૃહે પગલાં પાડે છે. એ વખતનાં ગીતો ઘણા જ ભાવવાહી હોય છે. એવાં એક-બે સર્વસામાન્ય ગીત અહીં આપવામાં આવે છે. જાન પક્ષની જાનડીઓ ગાય છે—

### ગીત

ઢોલીડા ધ્રમૂકયા લાડી, ચાલો આપણે દેશ રે,
કેસરડીનો ભીનો લાડો, ઊભો વડલા હેઠ રે.
ઊભા રહો તો માગું મારા, દાદાજીની શીખ રે,
હવે કેમી શીખ રે લાડી, હવે કેસા માન રે,
પરણ્યાં તો પરાયા લાડી, ચાલો આપણે દેશ રે.

અને કન્યાને સાસરે વળાવવાના એ સમયે માંડવા-પક્ષની બહેનો ગાય છે—

આંબો મ્હોર્યો ને લીંબે ઝડ પડી રે,
જાંબૂડો લહેરડે જાય, કોયલ ચાલી સાસરે રે;
આવ્યો આવ્યો, પરદેશી પોપટો રે,
લાવ્યો કાંઈ હીર ને ચીર, ભોળાવીને લઈ ગયો રે.
એવાં રૂડાં દાદાજીનાં રાજ, મેલીને ચાલ્યાં સાસરે.

આ હૃદયદ્રાવક ગીત એક એવા કરુણામય વાતાવરણમાં અને એવી દર્દઘેરી હલકમાં ગવાય છે, કે એ સાંભળતાં ચાહે તેવી કઠોર હૃદયની વ્યક્તિની આંખો પણ આંસુથી છલકાઈ જાય છે.

---

## લૈયા લો !

પીલુની મોસમ આવે છે અને પાવર પટનાં પીલુડીનાં જંગલ ગ્રામ્ય જનતાનાં મંગલગીતોથી મનોરમ બની જાય છે. એ ઋતુમાં એ લોકો માત્ર પીલુ પર જ જીવે છે. વાંદરાની પેઠે લોકો પીલુનાં ઝાડની ડાળીએ ડાળીએ ફરતા રહીને તાજાં પીલુનો રસાસ્વાદ માણે છે. એ વખતે 'લૈયા લો' જેવાં લોકગીતોના સામસામા લલકારથી પીલુનાં જંગલ ગાજી ઊઠે છે.

લૈયા લો ! કંઢી મેં તાં આમાં પક્કા લૈયા લો !
લૈયા લો ! પાવર મેં પણ પીલુ પક્કા લૈયા લો !
લૈયા લો ! ઝીઝલ મા આંઉ કડેં ડિસાં રે લૈયા લો !
લૈયા લો ! વડું ચડી આંઉ વાટું ન્યારિયાં લૈયા લો !
લૈયા લો ! મિઠાની માડુ રુઠા ભુણે રે લૈયા લો !
લૈયા લો ! ધીણોધર મેં ધોરમ ડાડો લૈયા લો !
લૈયા લો ! પ્રાંગ મથે તાં મેકણ ડાડો લૈયા લો !

અને પછી તો લોક કવિઓના હ્રદય સાગરમાંથી બહાર આવતા શબ્દોની રત્નમાળાનાં નવાં નવાં જોડકણાથી પીલુડીનાં વનનું વાતાવરણ સભર બની જાય છે.



## જમાલો

કચ્છના ગ્રામ્ય પ્રદેશમાં બે હરીફ પક્ષો વચ્ચે રમતગમતની કે કુસ્તીની હરીફાઇ ચાલતી ત્યારે વિજયી પક્ષ નીચેનું નૃત્ય-ગીત ગાતાં ગાતાં ગામમાં પ્રવેશ કરતો. આ નૃત્ય–ગીતની હલક અને એના શબ્દો જ એવા છે કે કોઈપણ માણસને એ સાંભળીને નાચવાનું મન થઇ જાય.

હો જમાલો રે બેલી ! હો જમાલો !
જમાલો જતન જો, હો જમાલો !
અરસીં બેલી ! ખટ્ટીબ્યારસીં, હો જમાલો !
અરસીં માડુ કચ્છ જા, હો જમાલો !
અછા ચોખા ખીર મેં, હો જમાલો !
રતા ચોખા છાય મેં, હો જમાલો !
કારા ડુંગર કચ્છ જા, હો જમાલો !
કારા મેઘ મલાર બેલી, હો જમાલો !
ધોરા ધણ ધણાર જા, હો જમાલો !
ધોરા ધાબર ચીર બેલી, હો જમાલો !
મિઠા માડુ કચ્છ જા, હો જમાલો !
મિઠા મઇયિન ખીર બેલી, હો જમાલો !



## નાખવાનું ગીત

કચ્છના દરિયા કિનારાના નાનકડા વિસ્તારમાં પણ આઠ દશ બંદર આવેલાં છે. હિંમત અને સાહસ માટે કચ્છી વહાણવટી દુનિયાભરમાં પ્રખ્યાત છે. કોઇ મહેનતનું કામ કરવા વખતે જ્યારે ખારવા લોકોની સામસામી ટુકડીઓ 'લાવલાવ ધરિયાપીર!' 'લાવલાવ-ધરિયાપીર!' બોલે છે. અથવા 'હેલે જલામસે-નાખવાનુ કામ છે' એવા શબ્દો એમની અનોખી અદાથી અને તન્મયતાથી પોકારે છે ત્યારે એ શબ્દો એક કવિતાનુ રૂપ પકડી લે છે એમના દરિયાઇ ગીતોનો એક નમૂનો અત્રે આપવામા આવે છે—

હેલિયા માલે રે, જલામા હેલિયા માલે,
લખપત બદર આયો સલામત, હેલિયા માલે.
 લખપત બંદર,
 મથે સમંદર,
 ચોટી ચંદર,
 ભાગ સિકંદર!
હેલિયા માલે રે, જલામા હેલિયા માલે,
જખૌ બંદર આયો સલામત, હેલિયા માલે
 જખૌ બંદર,
 મથે સમંદર,
 ચોટી ચંદર,
 ભાગ સિકંદર!
હેલિયા માલે રે, જલામા હેલિયા માલે,
મડઇ બંદર આયો સલામત હેલિયા માલે.

## ઢીંગલો

( ઢીંગલો એટલે દોઢ દોકડો અથવા ત્રણ ત્રાંબિયા )

કચ્છની રિયાસતી સત્તાનો અંત આવતાં કચ્છનું રાજ્યતંત્ર ભારતીય તંત્રમાં વિલીન થઇ જાય છે. પરિણામે કોરી-પાંચીઆ અને ઢીંગલા-દોકડાનું કચ્છનું સૈકાજૂનું આગવું ચલણ સમાપ્ત થાય છે. તેના વળતા દિવસનો જ આ એક કાલ્પનિક પ્રસંગ છેઃ- પોતાની માતા પાસેથી દરરોજ એક ઢીંગલો લઇને તેમાંથી મનગમતું ખાવાનુ ખરીદનાર એક બાળક માતા પાસે નિયમ મુજબ ઢીંગલો લેવા જાય છે માતા આ અજ્ઞાન બાળકને શો જવાબ આપે ? ટૂંકમાં કહે છે. 'પુતર ! ઢીંગલો તાં વ્યો !'

બાળક મુંઝાઇ પડે છે. કહે છે. ઢીંગલો ક્યાં ગયો ?'

ઢીંગલો કિડાં વ્યો રે માડી, ઢીંગલો કિડાં વ્યો ?
હાથી જે પૅર જેડો, ઢીંગલો કિડાં વ્યો ?

ઢીંગલે જા ઢેર મુકે, બૅર ગિની ડે,
પાવર જા પકા પીલુ, હેર ગિની ડે. ઢીંગલો૦

ડોકડે જ્યું ખારકું, ખજૂર ગિની ડે,
ત્રાંબિયે જા ભૂતડા, જરૂર ગિની ડે. ઢીંગલો૦

ડોકડે જા સેર મુંકે, જામ ગિની ડે,
ત્રાંબિયે જી તેં મથે, ભધામ ગિની ડે. ઢીંગલો૦

ડોકડે જા ડારીઆ, કુટેલ ગિની ડે,
ત્રાંબિયે જા કુલા, તું કુલેલ ગિની ડે. ઢીંગલો૦

ડોકડે જા લાલ તું, લિયાર ગિની ડે,
ઢીંગલો ન વે, ત તાં ઉધાર ગિની ડે. ઢીંગલો૦

માતા—
ઢીંગલો હાલ્યો જ્યો રે પુતર, ઢીંગલો હાલ્યો જ્યો,
ઢીંગલે જી જાન મથે, આનું અચી જ્યો. ઢીંગલો૦

---

## મેવે' ભરેઆ મટ્ટ

કચ્છની ધરતી પર ડુંગરામાં અને જંગલોમાં જાતજાતના કચ્છી મેવા પાકે છે. તેમાં પણ ચોમાસાના દિવસોમાં તો આવા ખાદ્ય પદાર્થો આડે વગડે ઊગી નીકળે છે. જૂના સમયમાં ડોશીઓ, બાળકોને ખાવા માટેની જુદી જુદી ખાદ્ય સામગ્રી માટીનાં માટલાંમાં ભરી રાખતી. કચ્છની ધરતી એ ડુંગરારૂપી માટલાંમાં કેવી કેવી વાનીઓ ભરી રાખે છે તેનું આ ગીત છે—

મા ! તોજા મેવે' ભરેઆ મટ્ટ[1],
મેવે' ભરેઆ મટ્ટ, તેં'જા પટોપટ મેં' થટ્ટ. મા૦
ધીયા તેલા, ગાંડણીયુ ને, પીલુ છાયા પટ્ટ,
બેરીએ' મેં બેર બોરા, લીયારે' જી લટ. મા૦
લુંઆં ધોધા લાલ ગોલું, માલ મોંઘે મટ,
કોટીંભા કૂંઢેર પથર્યા, ધામૃરી જી ઘટ. મા૦
મિઠા ગૂંધા મધ મિઠલડા, ગૂંધ મે' નાંય ઘટ,
ખુલા વનવન જા ખજાના, પેઆ પેરે' વટ. મા૦

---

1 આ પહેલી લીટી સ્વ. કવિશ્રી લાલદભાઇ નાનજી જોષીની રચેલી છે. જ્યાં તમામ વસ્તુઓ મળી શકતી હોય તે 'પાખારી જો હટ' કહેવાય.

'કારાણી' ચેં કચ્છ ધરણી, પટોપટ પરગટ,
વડેં મિંયડેં વતન માંજો, પાબારી જો હટ. મા૦
મેવેં ભરેઆ મટ માઠી! મેવેં ભરેઆ મટ્ટ,
તેંજા પટોપટ મેં થટ્ટ. મા૦

## ધાન્યનાં જોડકણાં

કચ્છમાં બાજરો એ મહત્ત્વનુ ધાન્ય મનાય છે. બાજરાનો રોટલો કચ્છમાં જે મીઠાશ આપે છે, તેવી મીઠાશ બીજે કયાય માણી શકાતી નથી. 'બાજર' શબ્દ કચ્છમાં આયુષ્યના અર્થમાં પણ વપરાય છે. 'બાજર ખુટી' એનો અર્થ થાય છે 'આયુષ્ય ખૂટ્યું.'

આ બાજરાની ઉત્પતિ સંબંધમાં એક જૂની લોકકથા એવી ચાલે છે, કે આજથી એક હજાર વર્ષ પહેલાં કચ્છનો પ્રતાપી રાજવી જામ લાખો ફૂલાણી એકવાર સૂરજની સણાતે ગયેલો, ત્યાથી પાછા ફરતી વખતે કોઈ દૂર દૂરના પ્રદેશમાંથી બાજરાના છોડ અને તેના બી તે પોતાની સાથે લાવેલો. બાજરો એ વખતે ઘાસના રૂપમાં હતો. આ નવા ઘાસના દાણા લોકોને પચશે કે કેમ, તેની શંકા હતી. અજમાયશ ખાતર એને વાવવામાં આવ્યો. બાજરો તૈયાર થતાં તેના ઝીણા દાણા દળીને રોટલા પણ બનાવવામાં આવ્યા. આ રોટલા ખાવામા સ્વાદિષ્ટ લાગ્યા અને પચવામા પણ વાંધો ન આવ્યો. એટલે લોકોએ જામ લાખાને, બાજરો પચી જવાની વધામણી આપતા કહ્યું, કે 'ખા' જયોં!' અર્થાત્ 'ખાવા! એ

તો પચી ગયો !' ( કચ્છમાં રાજાને ;બાવા એટલે પિતાના નામથી સંબોધવામાં આવે છે. અને બા' એ બાવાનું જ ટૂંકું રૂપ છે. ')

'બા' જર્યો !' ઉપરથી એનું નામ બાજરો પાડેલું એમ કહેવામાં આવે છે અને પછી તો આ બાજરાની પ્રશંસા લોકસાહિત્યમાં ચાલવા લાગી કે—

બલિહારી તુજ બાજરા, જેનાં લાંબાં પાન,
ઘોડે પાંખું આવીયું, ને બુઢા થવા જુવાન.

### કોરડ

કોરડની પેદાશ કચ્છમાં ઘણી થાય છે. કોરડ-મગની ખીચડી પણ થાય, એના રોટલા પણ સ્વાદિષ્ટ થાય અને પાપડ તો એનાં જ સરસ થાય. કોરડમાં પવન છૂટ કરવાનો ગુણ છે. લોકવાણીમાં કહેવાય છે કે—

કોયડ ચેં આંઉં સુસવાડી, મુંકે સૌ કો ખાય,
હથ પગ સુમી રેં ને,..........ગીત ગાય.

### મગ-ચોખા

રાતા સિંધી ચોખા એક સમયે સિંધમાંથી કચ્છમાં પુષ્કળ આવતા હતા આ ચોખા નિરોગી અને પચવામાં ખૂબ હલકા હતા. દૂધ, દહીં, છાશ, ઘી, ગોળ, ખાંડ વગેરે દરેક વસ્તુ સાથે આ ચોખા ઘણા સ્વાદથી ખાઇ શકાતા. સિંધી ચોખા અને કચ્છી મગની ખીચડીનો સ્વાદ કંઇ જુદો જ હતો. આ મગ-ચોખાની એકતા વિષે લોકવાણી ચાલે છે કે—

કચ્છી મુંઉ, ને સિંધી ચોખા,
ભેરા થીએં, ત ન થીએં નોખા.

## નાંગલી

નાંગલી એ ગરીબ લોકોનો ખોરાક છે. આ નાંગલીને ઉતારી પાડવા જેવી કચ્છમાં એક કહેવત ચાલે છે કે—

"નાંગલી મેં 'વે, ત વીયાં મેં વાપરે ન!"

અર્થાત્ નાગલીમાં કંઇ માલ હોય તો જ તે લગ્ન જેવા ઉત્તમ પ્રસંગમા વપરાય ને!

આના જવાબમાં નાંગલી કહે છે કે—

નાગલી ચે' આંઉ નિંઢડી ઐયાં, ધનવારેં નું ધાર,
વીયા મેં ન વાપરીયે, પણ ગરીબેં જો આધાર.

નાંગલી કહે છે કે હું તો નાની છું-હલકી છું. ધનવાનોથી અલગ છું. મને લગ્ન પ્રસગે તો વાપરતા નથી, પણ હું ગરીબોના આધારરૂપ છું.

## જુવાર

કચ્છમાં ગજોડ, બેરાજા, રામાણી, તુમડી એ પ્રદેશોમાં જુવાર મોતીના દાણા જેવી થાય છે જુવારની રાબ એ કચ્છનું એક વખતનું મોંઘામૂલુ શીરામણ. ખાટી છાશમાં રાંધેલી જુવારના શીરામણનો સ્વાદ દાઢમાં ચોટી રહે

જુવારની રાણને એકવાર એસરી ગયેલી જોઇને કવિ તેને પ્રશ્ન કરે છે—

જુવાર! તું જુગંધરી, છુડી છોતા કી થઇએં?

અર્થાત્ ઓ જુવાર! તું તો જુગના આધારરૂપ છે. આજે એસરી જઇને છોતાં જેવી કેમ બની ગઈ છે?

જવાબમાં જુવાર કહે છે—

કેડો વંગ જુવાર, જે રધીંધલ કુવાડ઼.

જુવાર કહે છે કે એમાં મારો શો વાંક ? મને રાંધનારી જ ફૂવડ હોય ત્યાં હું શું કરૂં ?

કચ્છમાં કહેવત છે કે—

રબ તી બુડે, ત ડે તો કુડે.

અર્થાત્ રાબ જો દૂધમાં ડૂબેલી હોય તો દેશ આનંદ મંગળથી નાચતો હોય.

## માંધાણું

માંધાણું એ એક પ્રકારનું ઘાસ છે. કચ્છમાં પુષ્કળ પ્રમાણમાં ઊગી નીકળે છે. ગરીબ લોકો એમાંથી દાણા કાઢી તેના રોટલા બનાવીને ખાય છે.

એક વખત કચ્છના મહારાઓશ્રી દેશળજીએ લિટારાના કવિ કેશવની મુલાકાત વખતે પૂછ્યુ, કે "કવિરાજ, કેમ છો અને ક્યાં વસો છો ?"

પ્રત્યુત્તરમાં કવિ કહે છે—

માંધાણેં જી માની, અસીં કુટે પિટે ખ્યોં;
અક્કેં ભર ઓતારા, હાણેં વતાયો તિત વ્યોં.

અર્થાત્ અમે તો માંધાણાને કૂટીપીટી તેના રોટલા બનાવીને ખાઇએ છીએ. અને નિવાસ તો આકડા નીચે છે. હવે તમે જ્યાં બતાવો ત્યાં રહીએ.

આ સાંભળીને દેશળજી બાવાએ કવિની જરૂરિયાત વિષે પ્રશ્ન કર્યો. કવિ બોલ્યા—

બાવા કરમી બાજર, ને કરસી ’વે જુવાર;
કરસી ’વે કોયડ છી, ત સજો વરે સુગાર.

અર્થાત્—બાવા ! એક કળશી બાજરો, એક કળશી જુવાર અને એક કળશી કોરડ–મઠ હોય તો આખું વરસ લીલા લહેર !

આજના જમાનાની જરૂરિયાતો અને આ કવિ જેને લીલા લહેર કહે છે એવી જરૂરિયાતોની સરખામણી કરતાં કવિની સાદાઇ અને આજની સાદાઇ વચ્ચે કેટલો ફરક પડી ગયેલો દેખાય છે, તે સ્પષ્ટ સમજી શકાશે.

## રત્તડ રખે રંગ

આજથી પા સદી પહેલાં રાજાશાહીના સમયમાં એક વાર કાળા બજારીઆઓએ કચ્છના તમામ અનાજને કચ્છ બહાર ધકેલી દીધુ. અને કચ્છી પ્રજા મહા વિટંબણામા આવી પડી. એ વખતે શ્રી માધુભા બાવાએ ખાસ અધિકારીઓને મોકલીને રત્તડની હજારો ગૂણીઓ બહારથી મંગાવી લીધી એ વખતનુ આ કાવ્ય છે—

બાજર ખુટ્ટી બોલીઆ, બચો કો લગો ન બંગ,
કુલી હલચો હી રે તડેં, રત્તડ રખે રંગ.

જુઆર હલધી થઇ અને, બ્યા વાગડિયા મુંઠ.
છાસટીઓ સટકચો તડેં, રત્તડ રખે રંગ.

ગેં વેં મેં ગેરૂ પેઓ, પલટી વેઓ પ્રસંગ,
કોયડ કુટજી વઇ તડેં, રત્તડ રખેં રંગ.

ધાઇ વગર ધબકી વેઓ, અભડાસો અણુ ભંગ,
વાગડ વગડો થઇ તડેં, રત્તડ રખેં રંગ.

ખજૂર ખુટી ખડ ખુટા, તમામ થઇ વ્યા તંગ;
ખેતર ખરા ખુટા તડેં, રત્તડ રખેં રંગ.

કારેં નાંગેં કચ્છ કે, ડિનાં કારજે ડંગ,
પિંઢ જા પતરી વ્યા-તડેં, રત્તડ રખેં રંગ.

કડેં ન ભુલંધો કચ્છડો, રત્તડ રત્તે રંગ.
'કારાણી' ચેં કિત હુઇયે ? રત્તડ તો કે રંગ!



# કચ્છી વનસ્પતિ

## લોકવાણી

વનસ્પતિ શાસ્ત્ર-વિશારદ શ્રી જયકૃષ્ણ ઇંદ્રજીનુ નામ માત્ર ગુજરાતમા જ નહિ પણ સમસ્ત ભારતવર્ષમાં સુપ્રસિદ્ધ છે. એમનું જીવન વનસ્પતિમય જ બની ગયુ હતું. વનસ્પતિ એ જ એમની સંપત્તિ હતી. રાત-દિવસ એક જ ધૂન અને એક જ એમનુ રટન હતું કચ્છ-કાઠિયાવાડની વનસ્પતિના મહાન ગ્રંથો લોકચરણે ધરીને એમણે તમામ જનતા પર એક મોટો ઉપકાર કર્યો છે કચ્છની વનસ્પતિનું વર્ણન કરતી લોકવાણીના લોક-સાહિત્યને પણ એમણે એમના અમૂલ્ય પુસ્તકમા સ્થાન આપેલ છે. એમાનુ થોડું કચ્છી સાહિત્ય અહીં આપવામા આવે છે.

ગડૂ મિરી ગ્યો પિત્તપાપડો,
પીંધે વેધો કોસો બરો;
હિકડો ડીં જો લંગણ કરે,
પાઉં બરો તેકેં ના ચડે.

ગડૂ, મરી અને પિત્તપાપડો એનો ઉકાળો પીવાથી ઊનો તાવ મટી જાય છે. પછી એક દિવસ ઉપવાસ કરવાથી તાવ પાછો આવતો જ નથી.

મોંબારી હી સત્યાનાસી, મિરીકાનથી આવઇ,
પિંઢ જો પેડો વસાય કરે ને, ઘા વિજેતી બારી;
પન મેં કંઢા ફરમેં કંઢા, કંઢા ચારો પાસ,
ચોપો પણ ઢો વટે ન વિઞે, મ કરજા વિસવાસ.

સત્યાનાશી અથવા દારૂડી એ વનસ્પતિ અમેરિકાથી અહીં આવી છે. પોતાનું જૂથ જમાવીને એ ઘાસને બાળી નાખે છે. પાંદડાંમાં, ફળમાં અને ચારે બાજુ એને કાંટા હોય છે. ઢોર પણ એની નજદીક જતા નથી. એનો ભરોસો કરશો નહિ. કારણ કે એ ઝેરી વનસ્પતિ છે.

ખિઘરે કે તાં સૌ કો જાણે, કિની ઈન જી છટ;
બિજ સાંચવે વઢે વિઝો, હિકડે ઘા અટપટ.

ખિઘરાને બધા જાણે છે. એની વાસ ખરાબ છે. એના બીજ ઉપયોગી હોવાથી એને સાચવીને એક જ ઘાએ અટપટ એને વાઢી નાખજો!

અછે પીંજોરે જી અછી પાડ,
ખોધે ખણે તેંકે સંભાર;
ગડ ગુંભડ ને રત-વા વિઞો,
લડે ખીર સેં ચોપડજે.

અછો પીંજોરો એટલે દૂધિયા હેમકંદના સફેદ મૂળને ખોદી તેને ગોળના પાણીમાં ઘસીને પાવાથી રત-વા મટે છે. અને દૂધમાં ઘસીને ચોપડવાથી ગૂમડાં મટે છે.

વલ કવરી જી સવરી આએ,
કઢો પન જો અવરો;
પન આણિયેં ત અથાણું કરીઆં,
જ તું થીએં નવરો.

પત્ની પોતાના પતિને કવરી નામની વેલીની ઓળખાણ આપતા કહે છે કે કવરીની વેલી તો સવળી છે પણ એના

પાનના કાંટા અવળા છે. જો તું નવરો થાય અને એના પાંદડાં લાવી દે તો હુ એનુ અથાણું કરૂ.

આઉ નકમ્મી રોપત્રી પણ, કમ વડેરા કરિયાં;
મુંજા પન સૂંઘે ને સુમે, ત અખિયેં નિંધર ભરિયા.

હું રોપત્રી (ખરસણુ) નકામી જેવી લાગું છું પણ કામ મોટું કરૂ છુ. મારા પાદડા સૂંઘીને સૂનારને મીઠી ઊંઘ આપુ છું.

આડે વગડે તોકે ડિસાં, ડાંઠી પન મે મેલી,
ડુકાર મેં તું માડી જેડી, ગરીબજી તું બેલી.

ખપાટ! તું આડે વગડે દેખાય છે. તારા પાનની દાંડી મેલી-ભૂરી છે. દુકાળમાં તું માતા જેવી છે. ગરીબની સહાયક છે.

મૂંઢેરી તું પટ ચટીયેંતી, મિસકીનેં જી બેલી,
થેલી વારા ઝખ મારીંતા, અસા ગરીબ જી બેલી.

ઓ મૂંઢેરી! તું ધરતી પર છવાયલી રહે છે અને ગરીબોને માટે આશીર્વાદ રૂપ છે. શ્રીમંતોનુ કામ નથી. તું તો ગરીબની છે. મૂંઢેરી શક્તિદાયક ગણાય છે.

પિંઢ નિંઢી ને લમી સુજ, અગ મથે રૂછારી ગુંધ,
રતી ડાંઢી રતા ફુલ, રતી ફુલડી કર કબૂલ.

પોતે નાની પણ પાનની અણી લાબી હોય છે. અંગ પર રૂછાળ હોય છે. લાલ દાંડી અને લાલ ફૂલ હોય છે. એનુ નામ રતી ફુલડી એ રૂચિકર છે.

અછા ચિંઢા અછી કોઢ, ખાવચી પાણી મેં લોઢ,
ગોરી કરે ખીર સે લડે, મખે તેજી કોઢ ટરે.

બાવંચી અથવા બાબચીને પાણીમાં કે દૂધમાં વાટીને ચોપડવાથી શરીર પરના સફેદ ડાઘ દૂર થાય છે.

કપૂરીએ જો ડનણુ કરે, ડાડ જી પીડા તેંજી ટરે.
જડ બારે ને કરજે મિસી, ડંધ જી પીડા વિઞે ખિસી.

કપૂરીઆનું દાતણ કરવાથી દાઢની પીડા મટે છે. એનું મૂળ બાળી મિસી બનાવીને દાંતે ઘસવાથી પણ દાંતની પીડા દૂર થાય છે.

સરપખે જી ચમરી આણી, મનમેં ભણે ગુરૂજી વાણી,
ઉલથે ટાણેં મથે તેં ફેરે, અલાબલા સત ડીં મે ભજે.

સરપંખાના છોડને સુકાવી, તેની ચમરી બાંધી, સાત દિવસ માથું, તાવ કે કમળાના દરદીના મસ્તક પર ફેરવવાથી એ દર્દો દૂર થાય છે.

કાંકચીએ જી લમી વલ, ડાંઢી પન કંઢારા ફલ,
રસ પન જો ને બેઆ બિન્ન, બરો કઢેતા અંગેં મિંજા.

કાંકચની વેલ લાંબી થાય છે. એની દાંડી, પાન અને ફળ કાંટાળા હોય છે. એનાં પાનનો રસ અને એનાં બી તાવને મટાડે છે.

ચમેડ જો ચલકાટ નેઆરેઓ, અખ અંજાઈ વેંધી,
અટો કરેને ભયણુ ભરીંધા, અખ મેં ચટકો ડીંધી.

ચિમેડનો ચળકાટ આંખને આંજી દે તેવો હોય છે. એનું ચૂર્ણ આંખમાં ભરવાથી ખટકે છે પણ આવેલી આંખો મટી જાય છે.

કંઢેરી જા રતા ફુલ, તેંકે મથે હાંદી ફુલ,
પન વટે ને જીકો પીંધો, ચયોં મટીને ચંઙું થીંધો.

કંઢેરી અથવા ઉડ કંઢેરીનાં લાલ ફૂલ થાય છે. એનાં પાન વાટીને પીવાથી પાગલ ડાહ્યો બને છે.

ફુલ ઊધા નીચેં ન કીં, ઉચેં અભ મેં ન્યાર,
ફુલ બ્યા ઉત નજરૂં વિજે, જિત સાહેબ દરબાર.'
—કવિ નિરંજનજી

ઊધ ફૂલીનાં ઊધાં ફૂલને જોઇને કવિ તેને કહે છે. "તું નીચે શું જુએ છે? નીચે તો કશું નથી. બીજાં ફૂલો તો ત્યાં નજર નાખે છે જ્યાં સાહેબનો દરબાર છે."

## દેવદર્શન અથવા વનવિનય

આમેં જી મધુરતા કે, અંતર મેં આણે લાય,
નિત ઉથી હથ જોડે, તેંકે નમી ગિનાં તો;
થકેં કે થધારીંધલ, જટારે જોગીડે જેડે,
વથાણુ જે વડલે કે, પગેં લગી ગિનાં તો;
ડોલર ગુલાબ તેંકે, ન્યારે નેણે ઠારે કરે,
આવર જેં ફુલડેં કે અખીં મથે ગિનાં તો;
'કારાણી' ચેં કલી જી, કડુતા કોઠે પય તેં-લા,
નિમરે નિમ જા, ચાર પન ચખે ગિનાં તો.



## ગામો અને નામોનાં જોડકણાં

ભુજ ભડાકા, ભિડ કા નાકા;
મા છીનાલ ને બેટા વાંકા.
ન દેખા હોય તો, દેખ સરપટ કા નાકા.

( ભુજના ગઢ ઉપર છીનાલ નામે એક તોપ હતી અને તેની બાજુમાં વંકો નામનો એક 'ગુડદિયો' એ તોપનો પુત્ર કહેવાતો હતો. )

*

અંજાર શહેર ને ટીંબી કોઠો;
બાયડી નાની ને ધણી ઠોઠો.

*

માંડવી શહેર સોના કી બારી;
મા મચકણુ ને બેટા જુગારી.

*

મુનરા શહેર શા'મરાદ પીર ધણી;
વસ્તી થોડી ને અદેખાઇ ઘણી.

*

ટોડે ખાઇયુ ટોડિયુ, ભગી ભોરારા;
રતાડિયે જે રાજ મિંજા, ગુડકઈ ગુંધારા.

*

બિધડા ભકાલી, કારી કુની હથ મેં;
કુતડી તા મારીએં, પજોસણુ ન પારીએં.

ભારી ગંજો બલોટા, જેમેં જિઝી લગેતી લુણ;
બલોટે' છી બાજાર મેં, ઙણીજો ઙણીજો કરેતી ભુણ.

*

ખામા માલ ખડીર જા, બાજર બાકર બોર,
કૂડ ધૂડ કંથકોટ જા, ઠાકર ચાકર ચોર.

*

મડઈ મેર માણીગર, જે' મેં ટોપણસર તરા;
હેઠ પટ જા ધાઘગ, મથે સોન જા ઘડા

પોતપોતાના ગામનાં નામ બદલાવીને લોકો પોતાના ગામની મહત્તા ગાય છે. અને એને ઊતારી પાડવા સામાવાળા નીચે મુજબ ફેરવીને બોલે છે—

..સેર માણીગર, જે' મે'... સર તરા;
હેઠ છિનલ ધાઘરા, મથે બોખા ઘડા.

*

લાલ ગજો લૂણી જે' મેં હાલા ટિલે' હંજ,
નિત કસુબા નિકરે, હિકડા સવારો બ્યા સંજ.

*

હવે એની બીજી બાજુ—

લાવ ગજો લૂણી, જે' મેં હાલા ટિલે' હંજ;
કારી તી કડાકા કરે, સવારો ને સંજ.

*

સારો ગામ સાંયરો, પણ પીવા ખારો પાણી;
ખડ-જોગાણુનો પત્તો ન મળે, કિયાડી કચવાણી.

*

નળીયામાં તો નેવું પાંતી, ઠકરાતું કેમ ચાલે?
એક એક ને અનેક કુંવારા, વરસે વધતા હાલે.

## ભા હી તાં ભાડઈ

. પતિ–પત્ની પ્રવાસમાં હતાં. કોઇ સારા ગામમાં રાતવાસો કરવાનો વિચાર કરતાં હતાં. ત્યાં એક ગામ આવ્યુ. પુરુષે પૃછા કરી–'આ કયુ ગામ ?' જવાબ મલ્યો.

'ભા, હી તાં ભાડઇ!'
ત – ચેં – "રન્ન મુકે!"

*

સુન્દ્રા તાલુકાના વડાળા ગામમાં એકવાર કોરો સાંગાણી નામે એક કૂડિયાનો સરદાર થઇ ગયો. સાચું બોલવાનું તો તે શીખ્યો જ ન હતો. આથી વડાળાના લોકો તેને 'કોરા કૂડિયા'ના નામથી ઓળખતા. આ કોરાને માટે કહેવત ચાલી કેઃ—

કૂડિયેં જો કોડ વે, ત વિઞા વરાડે ગોઠ,
ડેવરે કે વાંઇયેં ભરા, કોરો સાંગાણી કોઠ,
પંજ પિરે પિરેં જો, ને સૌ સવારો હેઠ,
· હિકડયું હલાઇધો વિઞો હથેં મેં, બઇયુ ભરેઓ વિઞો લેઠ.

*

એક જમાનો એવો હતો જ્યારે કોઈને કંઇ થાય તો તેને ડાકણ વળગી એમ લોકો માનતા. વડાળા ગામમાં એક વખતે એવી કહેવાતી ડાકણોની વિપુલતા હતી. લોકોમાં કહેવત ચાલતી કેઃ–

છસરે મેં છ જેણ્યું, ને વોવાર મેં વી,
વરાડે મેં વધી થઈયું, ચોડા સો ચારી.

*

ફરાદી ગામમાં એક વખત વેરાજી નામે ઠક્કર બહુ જુલમી થઈ ગયા. લોકો કહેતા.

વેરા તોજી વસંધી મેં, મૂરઇ ચડે ન મા,
હુકારેં સેંસા અન જા, સુગારેં તો જો ધ્રા.

*

ગોણિયાસર ગંજો, તેં મેં ઘટકી ન કાં મંજો,
નરીયે સુલ ને કોઠારે ઑ સુલ.
સાભરાઈ સત ગાઉ.
નારાણસર જા કેડા પાર! ત ચે'–વેંધડે જીવાર!
કૉ ડે? તચે'–કૉ ડે ન કાં ઑડે હિકડો ઝલે
ને બ્યો ચૉડે!

*

ચીરાઇ ગામ ચકાસર પાણી, દીકરી દેજો એવું જાણી.

*

વાગડ કચ્છનું મોટું ધામ, તેમાં છે દેશલપર ગામ,
દેશલપર દીઠા ,ખંડોલ, વટ્ટવાળા અવટંક અડોલ.
ખંડોલ ખાંતીલા, જાન લઇ ગયા જાડી,
વળતાં વળ્યા ને વિસારી આવ્યા લાડી.



## ધુફી વારો મેડાવો

જૂના વખતમાં ગામડામાં કોઇ મહેમાન આવે તો તેને મળવા જવાનો ખાસ રિવાજ હતો. અબડાસામાં આવેલ ધુફી ગામ આવા મેળાવા માટે મશહૂર હતું. અહીં ધુફી ગામમાં કોઇને ત્યાં મહેમાન આવે તો આખી રાત તેને જાગતા જ રહેવું પડે. મહેમાનને મળવા આવનારા માણસો પોતાની સગવડ પ્રમાણે એક જાય ને બીજા આવે એમ આખી રાત નીકળી જાય. આગલી રાતે સીમમાંથી વળી આવનારાનો મેળાવો જામે અને પાછલી રાતે વહેલા ઊઠીને સીમમાં જનારાની જમાવટ થાય. એટલે મહેમાનની પૂરી કમબખ્તી ! આ કારણથી કચ્છમાં કહેવત ચાલી કે-' ધુફી વારો મેડાવો.'



### કારો કાં ભારો, ને રુધો કાં રા !

કચ્છના રાઓ ખેંગારજી પહેલાને મોરબીના સારસ્વત જોષી કારા અને રુધાએ મોરબી સર કરવામાં ઘણી સારી મદદ કરી હતી. આથી રાવશ્રી આ બંને મામા-ભાણેજને પોતાની સાથે કચ્છ તેડી લાવેલા. અહીં ભુજમાં આ બંને

જણુ એટલી સત્તા ચલાવવા લાગ્યા કે લોકોમા કહેવત ચાલી,
"કારો કાં ભારો ને રુયો કા રા !"

(ભારો એ રાવશ્રીના કુંવર ભારમલજી)

*

બાવો મેઘાનશા ગુંધિયાળી વારો ચોખો ચટ્ટ થઇ ચ્યો.

ગુદિયાળી ગામમાં એકવાર મેદાનશાહ નામે સૈયદ થઇ ગયા તે પોતાના ઉડાઉપણાને લીધે સાફ થઈ જવાથી પ્રખ્યાત થઇ ગયા.

*

માંડવીમાં એક સમયે જુગારના મોટા અડ્ડા જામતા અને હજારો કોરીઓની હારજીત થતી કેટલાક જુગારીઓના નામ પ્રખ્યાત થઇ ગયા.

કાઉ, કચુ ને કારો, ચોથો ખુશી બાપા વારો,
તેજો ગુરુ નાગજી ઝવેરી વારો,
હાણેં આયો શાન્તિદાસ જો વારો.

❀

## વરસાદ સંબંધી લોકવાણી

કારી કકર મેં આથમે, રતી પ્રૅા વિહાય,
ભડલી ચેં ધરતી મથે, પાણી કીં ન સમાય.

કાળી વાદળીઓમા સૂર્ય આથમે અને પ્રભાતનો આકાશ લાલ હોય તો ભડલી કહે છે, કે પાણી સમાય નહિ.

રોણુ તપે ને મૃગસર વાય;
ભડલી ચેં આદ્રા વસે. ધરતી નીર ન માય.

રોહિણી નક્ષત્રમાં તાપ તપે અને મૃગસરમાં વાયુ વાય તો ભડલી કહે છે–'આર્દ્રામાં ખૂબ વરસાદ થાય.'

રોણુ વાય ને મૃગસર તપે, તે માકુ મરે કાં હુકાર અચે.

રોહિણી નક્ષત્રમાં પવન ફૂંકાય અને મૃગસરમાં તાપ તપે તો કોઈ રોગ ફાટી નીકળે અથવા દુકાળ પડે.

મૃગસર ન વાયા વાયરા, આદ્રા ન વહા મીં;
જોબન ન જાયો બેટડો, ત્રૉય હાર્યા તીં.

મૃગસરમાં વાયુ ન વાય, આર્દ્રામાં વૃષ્ટિ ન થાય અને જોબનમાં પુત્રજન્મ ન થાય તો એ ત્રણે નિષ્ફળ ગયા સમજવા.

વસે પુનરવખ ત કુતડી ખાય કખ.

જો પુનર્વસુ નક્ષત્ર વરસે તો જીવાત મોલને ખાઈ જાય.

પુખ જો પાણી ને અમૃત વાણી.

પુષ્ય નક્ષત્રનું પાણી અમૃતવાણી જેવું ઉત્તમ.

વસે પુખ, ત વિઞો ભુખ.

પુષ્ય નક્ષત્ર વરસે તો કોઈ ભૂખ્યા ન રહે.

અ'ધી અખિયુ તિરમાંઇધી.

અ'ધી એટલે અશ્લેષામાં ઝીણી છાંટ વરસ્યા જ કરે.

અ'ધી ચગઇ ત ચગઇ, ને ફગઇ ત ફગઈ.

અશ્લેષામાં કોઈ વાર વૃષ્ટિ ખૂબ થાય અને કોઈ વાર ન થાય.'

હાથીયો વસે હાર, ને સજે વરે પાર.

હાથીયો વરસે તો આખું વરસ ઊકારી દે.

જ વસે હાથીયો, ત મોતિયેં ભરજે સાથીયો.

હાથીયો વરસે તો મોતીના સાથીયા પૂરાય.

વસ વસ તું હાથીયા, કુણુમણુ પૂરે સાથીયા.

ઓ હાથીયા તું વરસતો રહે, કણુબણુ તને સત્કારતી રહે.

હાથીયો ગજ્યો બોલ ડે, અગલે વરે જો કોલ ડે

હાથીયો ગરજે તો આવતા વરસનો કોલ આપે

ચિત્રા જે મીં, નો સો નવાણું નધીયુ કેં.

ચિત્રાના વરસાદે નવસો નવાણું નદીઓ કરી.

ઘેલી ચિત્રા ખેલે ખેલ, ભરે બપોરેં આણે રેલ.

ઘેલી ચિત્રા એવા ખેલ કરે, કે ભર બપોરે પાણી વહી નીકળે.

ભર આસાઢી બીજડી, 'વે' વદર ને વિજ,
ધાઇ વિકણી ધન કર્યો, ગિનેં બળદ ને બિજ.

આષાઢી બીજના દિવસે વાદળાં અને વીજળી હોય તો ધાન્ય વેચીને પૈસા પેદા કરો અને બળદ તથા બીજની ખરીદ કરો

ભમે જો મીં, હિકડે સેડે મીં બે સેડે ડીં.

ભાદરવાનો મેહ એવો કે એક બાજુ વરસાદ ને બીજી બાજુ દિવસ.

ડીં-જા વડર રાત-જા તારા, ચોંધલ ચે'તા, ડુકાર જા ચારા.
દિવસે વાદળ રાતે તારા, લોકો કહે છે, દુકાળના ચાળા.

રુઠો મીં ડીવાસે વરેઃ ડીવાસો ને મીં-જો માસો.
રૂઠો મેહ દીવાસે વળેઃ દીવાસો મેહનો માસો.

જ લગે કામાય ત નીર ન સામાય.
કચ્છમાં વાયવ્યનો પવન વાય તો પુષ્કળ વરસાદ તૂટી પડે.

પેંલો વસે ગયડો, ત વરે ખાંઢા બયડો.
પ્રથમ ગરડા તાલુકામાં વરસાદ થાય તો વરસ કરવરૂં.

પેંલો વસે મ પારકર, મ ભરજે સામ તરા,
કાં-તાં છણે ડે-ધણી, કાં ડે મેં ડુકાર.

પ્રથમ પારકરમાં વરસીશ નહિ અને શામ તળાવ ભરાઇશ નહિ ! કાં તો દેશધણી પડે, કાં દેશમાં દુકાળ પડે.

અભ રત્તો ત મીં મત્તો (આભ રાતો તો મેહ માતો)

જ હુવે તોણુ ત પોખીજ વોણુ. (સંપત હોય તો કપાસ વાવજે.)

પૂરવા મેં પોખઈ, ને ઉત્તરા મેં ઉગી,
તેં જો નાં જુવાર, બઇ મિડે ખુવાર.

પૂર્વા નક્ષત્રમાં વવાય અને ઉત્તરામાં ઊગી નીકળે, તેનું જ નામ જુવાર બાકી તો બધું ખુવાર.

❋

## કાલાં ફોલવાનાં જોડકણાં

કચ્છ એટલે કપાસની પેદાશનું મોટું ધામ. વાડીનાં ખેતરોમાંથી કાલાં વીણાય અને તેના ડુંગર જેવડા ઢગલા ખડકાઇ જાય. કપાસની પેદાશવાળાં શહેરો અને ગામોમાં કાલાં ફોલવાના 'આડ' મંડાઇ જાય. જનતાને માટે એક સરસ રોજીનું નવું સાધન ચાલુ થઇ જાય. નાની–મોટી બહેનો કાલાં ફોલવા મંડી જાય અને આખું વાતાવરણ કાલાંની ગણતરીનાં જુદાં જુદાં જોડકણાંથી ગાજી ઊઠે. એવાં થોડાં જોડકણાં અહીં

૪

લાલ રે આંઈયાં છાંઈયાં, લાગ લનાંઈયાં,
લાગ મેં આંમાં, જિયેં મુંજા માંમાં,
બ રે આંઈયાં છાંઈયાં......

આ રીતે અનેક પ્રકારનાં-જાત જાતનાં જોડકણાં ચાલતાં હોય છે. કાલાં ફોલતી બહેનો જ્યારે જોડકણાં ગાતી હોય છે ત્યારે નવા જ રંગમાં આવી જાય છે અને આ જોડકણાંની મસ્તીમાં જ કાલાનો ધડો-ઢગલો પૂરો થઈ જાય છે.



## મહોર્રમની ઑસારણીઓ

મહોરમના દિવસો આવે છે ત્યારે શહેરોમાં અને ગામોગામમાં ઇમામના 'માતામ'માં લોકોની મોટી ઠઠ્ઠ જામે છે. મહોરમના દશ દિવસ બહેનો ઓસાણીઓ ગાવામાં મસ્ત બની જાય છે. ભુજમા એક વખત સેજવાળા 'માતામ'માં સીદણોની ઓસાણીઓ સાભળવા માટે મોટી મેદની જામતી. આ ઓસાણીઓની પણ મોટી સાહિત્ય-સમૃદ્ધિ છે. એમાંની થોડીક ઓસાણીના નમૂના અહીં આપવામાં આવે છે—

ચાંધા ઊઁ ને ઘડી, રણુ મેં રાત પડી.
ડૅા ડીં ગુઝડા માર્યા. ચાંધા૦
પીડી ભરેઆ માર્યા. ચાંધા૦
છિનલેં સેરેં માર્યા. ચાંધા૦
દૂરઆઇ ભાવર માર્યા. ચાંધા૦
નિંઢિયેં જા વર માર્યા. ચાંધા૦



પિર્રો ફુટી પરભાત, ગૈયધ સિધાયા રાત,
ડૉ ડીં ઝુંઝડા માર્યા. પિર્રો૦

અને પ્રથમ પ્રમાણે એ જ રીતે આગળ ચાલે છે.

સિર જો રૂમાલ, લોઇયે' ભરાણું',
ડૉ ડીં ઝુઝડા માર્યા સિરજો૦

❈

લઇ ચડઈ અસમાન, મલકે કયો માતામ,
ડૉ ડીં ઝુઝડા માર્યા. લઇ૦

❈

સેરા ડિસી તી રોય, ભીભી ગૈયધ જા
ડૉ ડીં ઝુઝડા માર્યા સેરા૦

❈

લાડડો લધ્યો વિઝો, સુર્ખી સેજ મથા,
ડૉ ડી ઝુઝડા માર્યા લાડડો૦

❈

અને છેલ્લે તાજિયાની વિદાય વખતે—

હાય હાય! માર્યા, વિઝો' વટાયા,
હાય હાય! માર્યા, વિઝો વટાયા
હાય હાય! સો ખેલ વિઝો,
જોપે ઈી જોડ વિઝો.

હસન-હુસેન જોડ વિઝો,
હાય હાય ! સો બેલ વિઝો,
જોધેં જી જોડ વિઝો.

ઇમામ હસન-હુસેનની શહાદતની ગમગીની વ્યક્ત કરતી આવી ઓસાણીઓની હૃદયદ્રાવક હલક સાંભળનારના દિલને ઘડીભર ડોલાવી દે છે.



## અટપટા ઉચ્ચાર

અટપટા ઉચ્ચાર એ પણ ભાષાનું એક આનંદજનક તત્ત્વ છે. રાતે વાળુ કરીને અવકાશના સમયે ઘણાં આનંદી કુટુંબો આ આનંદ માણતા હોય છે. એક અટપટું વાક્ય ઝટપટ બોલતાં જ્યારે બખડજંતર થઇ જાય છે ત્યારે ખડખડાટ હાસ્યથી ઘરનું વાતાવરણ છવાઈ જાય છે. બાળકોને તો એમાં ખૂબ જ મઝા પડે છે.

અંગ્રેજી ભાષામાં પણ આ પ્રકારનું સાહિત્ય પુષ્કળ પ્રમાણમાં છે. તેના એક બે દાખલા અહીં આપવામાં આવે છે.

Repeat three times rapidly

૧ She sells sea shells.

૨ Fanny Finch fried five floundering fish for Francis's father.

૩ The sixth sheikh's sixth sheep's sick.

હવે આ ઉપલા વાક્યને નીચેના એક કચ્છી વાક્ય સાથે સરખાવો—

સસ જા સત તસ સતાય તસ તડાક !

આવાં વાકયો અટકયા વિના સરલતાથી વારંવાર બોલી શકાતાં નથી. એને બોલવા માટે જીભને કેળવવી પડે છે. મરડવી–મચકોડવી પડે છે.

ક્યારેક એકને બદલે બીજું જ બોલી જવાય છે. સાહિત્યરસિક મિત્રમંડળમાં આ પ્રકારના વાકયો રમુજદાયક બની જાય છે. દરેક ભાષામાં આવું સાહિત્ય હોય છે. ગુજરાતીમાં પણ છે. જેમકે—

પાચ પાપડ પાકા કાકા, પાચ પાપડ કાચા,<br>
પાકા પાકા પિરસો કાકા, કાચા મેલો પાછા.

કચ્છી ભાષામાં પણ આ પ્રકારનું કેટલુક સાહિત્ય જોવામાં આવે છે. એના થોડા નમૂના આ રહ્યા—

તાડ મથે કાગ વિઠો, ઉડ કાગ તાડ ખ્યાં,<br>
તાડ મથે કાગ વિઠો, ઉડ કાગ તાડ ખ્યાં.

આ વચનોનો વારંવાર ઉચ્ચાર કરતાં કયારેક ' તાડ ખ્યાં 'ને બદલે ' કાગ ખ્યાં ' બોલાઇ જાય છે.

નંગર થી ખ લંગીયુ નિકરયુ, વચમેં આવઇ નધી,<br>
નિંદી લંગી લગે વઇ ને, લંગ વડી લગી.

અભા રહીમ ધલો ચટ, ડટો ડઇ ખુત ભર રખ.



ઉઠ પુચ્છ પોચ્યા રહી લુડે, લુડ રે બાબાણી રહી.



ઉઠ જો પુચ્છ ઉચું, ઉઠ જો પુચ્છ ઉચું.
નીચેનાં વાક્યો ઝટપટ સાત વખત બોલી જાઓ જોઇએ.

ઉઠ પુચ્છ મેં લુડ ધભી,
કુડ કુતા ચટ ધભી.



ઉઠ તેં ચાર જેણાં ચડ્યા વિઞો,
અગલે જો આંઉં પે, પુઠલો મુંજો પુતર,
ત્રે જો આંઉં ભેણુઇયો, ચોથો મુંજો સાલ.



## બાલ-વાર્તાઓ

હિકડો હો ભૂધરજી, તેંજે પેટ મેં ત્રે તરાઇયું;
બ ઠલિયુ, ત્રઇ ભરજે ન.
તેં મેં ખુડા ત્રે તારૂ;
બ ખુડા, ત્રયો લજે ન.
તિત વઠા ત્રે ગામ;
બ સુઞાં, ત્રયો વસે ન
તેં મેં રેઆ, ત્રે કુંભાર;
બ ડડ, ત્રયો ખુજે ન.

તેં ઘડયું ત્રે, કુનીયું,
બ કચીયુ, ત્રઈ પચે ન.
તે મેં વિધા ત્રે મુઇ,
બ કોયડીઆ, ત્ર્યો રજે ન
તે તે આયા ત્રે નાઠી,
બ ઘાયલ, ત્ર્યો ખાય ન
તેં ડિન્યુ ત્રે કોરીયુ,
બ ખોટીયુ, ત્રઈ હલે ન
તે તે આયા ત્રે પારખુ,
બ અધા, ત્ર્યો ડિસે ન

❋

## સગર વારતા–૧

વાટ હલધે કોડી લધી,
કોડી મુ મોર કે ડિની,
મોર મુકે પીછી ડિને,
પીછી મુ ટીંબે તે ખોડઇ,
ટીંબે મુકે મિટ્ટી ડિને,
મિટ્ટી મુ કુભાર કે ડિની,
કુભાર મુકે ઘડૂલો ડિને,
ઘડૂલો મુ માલી કે ડિનુ,
માલી મુંકે ફુલ ડિનેં,
ફુલ મુ મા'દેવ તે ચડાયો,
મ,'દેવ મુ ભા ડિને,
ભા મુ ભોજાઇ કે ડિનુ,

લોત્તાઈ મુંકે લડુ ડિને,
લડુ મું ખૂણે મેં વઇને ખાધો.

૨

જે ધભા જે ધભા, વાટડીએં કિથા,
જે વાટડીઉં જે વાટડીઉં, છબરે છાયું,
જે છબરૂં જે છબરૂં, ઘોડલા ચરે,
જે ઘોડલા જે ઘોડલા, લિડડ઼ી કરીં,
જે લિડડ઼ી જે લિડડ઼ી, કુંભાર ખણે,
જે કુંભાર જે કુંભાર, ઠામડા ઘડીં,
જે ઠામડા જે ઠામડા, માડુડ઼ા ગિને,
જે માડુડ઼ા જે માડુડ઼ા, ખાવલો રધીં,
જે ખાવલો જે ખાવલો, નિંઢા વડા છોકરા ખેં.

❀

## સક્કર મુલક જી મોજ

સક્કર મુલક જો બાદશાહ મિસરીખાન આય. તેંજી તજ જી તરાર, લવીંગ જી બંધૂક, ખસખસ જો ધારૂ, રાઈ જા છરા, ધાણે જ્યું ટોટીઉં ને એરાચીએં જ્યું ગલોલીયું. પટે મેં પીપરમેંટ જી રિકીએં જા રિયાલ, ચેડે જી હાલ ને ગુબીત જો ઘોડો.

ગુબીત જે ઘોડે મથે દ્દધપાક રાજા બગીચે મેં હવા ખાધે લાય વિઞેંતા. તરેંતરેં જે ઝાડેં જી હવા ખેંતાં. જાઇ, જૂઇ, ચંપો, ચંબેલી, ડોલર, ગુલાબ, જાવંત્રી, નારંગી ને કેતકી–

કેવડે જી ફોર છુટી રઈ આય. ભર મેં દૂધ જી તરાઈ ભરઇ પઇ આય. તેં મેં કિતરીયું ખાઇયું કમ ત્યું કરીએં ! કેસર-બાઈ, કસ્તૂરીબાઇ, ચારોલીબાઇ ને ત્રોફે જી સોપારીબાઇ, જીરાસાઇ ચોખે જ્યું ને ખન જ્યુ પારૂં બધીયેં ત્યુ ને પતાસે જા પગથિયા રખેત્યું. ગૈધર-સલાટ ચાકું-લાધીયું રખી કરે મેસૂપાક જેં ગજીયેં સેં ફિરંધી પાવડી કરીએંતા. તરા તેં રાજા જો મોનથાર જો ગઢકિલ્લો ને પનસાટેં જા કુંગરા સોભી રયા એં મેસૂપાક જ્યુ મોલાતુ ને હલુએ જા બંગલા ચમકી રય એં. દૂધપાક રાજા પકવાન જી ગાધી તેં બિરાજમાન થ્યા એં. ઘેવર જો તકિયો ને પિસ્તો ધીવાન. ગગન ગાંઠિયો કાર-ભારી મેતો ચિલેં જા ખાતા ઉથલાય રયો આય. ઇતરે મેં અખોડ ભજીર ને ભજીયો નોકર, તેંજી થઇ તકરાર. કાજુ સિપાઇ જી પલટન અચી કરે ભજીયે નોકર કે સુતરફેણી જી પછેડી સે બધી કરે, હથ મેં જિલેબી જેં છાતલેં જા બેડી-ડસકલા વિજી કરે, હલુએ જે બંગલે મેં પૂરે છડેં, ને ચોટી-એં લડુએં જી એડી માર ડિને જે માવે જ્યુ મલમપટીયુ કેં તડેં મડ કીંક આરામ થ્યો આય.

પ્રયોજક—સ્વ. શ્રી પુરુષોતમ મૂળજી શેઠ

❈

## અક્કલ જો ખાં

૧

ઘમાણુ મેં મે ગજ્જર ખાય, વિઠે વિઠે પઇ ડાઢ હલાય,
અમથો તાં ઉત આયો આય, ખંધે મિજાનું ઇ પણુ ખાય.

હરે' હરે' પગ બોય હલાય, પગ મે જે સિંઉં મેં પાય,
ઉથઇ માણુકી મુન્ન હલાય, ઊંધી સિસી કરે ઉથલાય.
પટ તેં અમથો પ્યો પછડાય, આછટ સૌં ઉખરાડું પાય,
ખુર સેં કાયા પઈ ખૂંધાય, છેણુ-કિચલ મે અંગ છોલાય.
ડિઠેં તમાસો માડુ ડાય, સિંઉં વિચાનું ઊ વિછટાય,
મુન ભખાય ને ચપ ચડાય, ઉતા અચે તો રત્ત ત્રિમાય.
કુરો કુજાડો ઇન જો નાં?
ઇન જો નાં અક્કલ જો ખાં!

૨

ઉચું નિમ્મ કો ઉભ તૈં આય, મારે મેં ઇનું પ્યો આય,
મથે કાગડી કારી આય, ઇતે અજીરતો આયો આય.
ચડ્યો ચાંપલો નિમ તેં ચાય, ઉથઇ કાગડી પખ ફફડાય,
કિરાંવિરાં જ્યુ કીકું પાય, જમાત આવઇ જોર વતાય.
ગંજે કે તાં ડિનોં ગજાય, ઢોલી જાણે ઢોલ વજાય,
હૉલા કાગ હણેંતા ડાય, ફિક્કો મુન-તેં હથ્થ ફિરાય.
ટુચટુચ ટિપ્પર પઇ ટોચાય, જેડો ટાંકલ જંઘર આય,
છણ્યો મથાનું મુન છોલાય, ઉતા અચેતો રત્ત ત્રિમાય.
કુરો કુજાડો ઇન જો નાં?
ઇન જો નાં અક્કલ જો ખાં!

પ્રતાપરાય ત્રિવેદી



## બાલ-રમતો

૧ ચાર પાંચ બાળકો હાથ માંડીને ગોળાકારમાં બેસે છે. એક બાળક નીચેના એક એક શબ્દ સાથે સૌના હાથ પર પોતાની

આંગળી વડે વારા ફરતી ટકોરા મારે છે. પછી જેના હાથ પર છેલ્લો ટકોરો આવે તેને પ્રશ્ન કરે છે.

આંચાં ગાંચાં કડી કટારી,
માંડણ તોજી મે ભટારી,
ઉલ્લ ગુલ્લ બારે' મેણું',
પૂરો પક્કો કુલ્લ !

પ્રશ્ન—આંજે ઘરે' રતા રતા ડીયા ખયોં તે કેર આયો હો ?

જવાબ—મામા.

પ્રશ્ન—મામા કુરો ગિની આયો ?

જવાબ—મે

પ્રશ્ન—મે કુરો જાંય ?

જવાબ—પાડો.

પ્રશ્ન—પાડો તોજી સસ જો લાડો, શુંકે બરઈ કૅા ન ખારાય ?

જવાબ—મામા જા લુગડા ધૂણ વ્યાવાસીં સે કુતા-મિના ખાઈગ્યા.

તડે' હાણે છાય ગિનણુ અચીજા !

બાઇ બાઇ ! છાય હર્યાં !

(ગલીપચી કરતાં) હિસ્સ કુતા ! હિસ્સ મિના ! (સામી વ્યક્તિ હસી પડે છે અને રમત પૂરી થાય છે.)

આ રમત ચાલુ કરતાં પહેલાં ક્યાંક નીચે મુજબના જોડકણાંનો ઉપયોગ પણ કરવામાં આવે છે—

'ઇદ્દડ ગિદ્દડ શામ ગિદ્દડ,
હચર્ણુ હલ્લે, મોર મચકે;
મોર જે ઘરે', આરતી કારતી,
કડી' કટારી, વીંઢે વારી,
ઉલ્લ ગુલ્લ, બારે' મેણે';
પૂરો, પક્કો, હજારિયો કુલ્લ!

## રમત–ઇટી–ડૉકા

ગિલ્લી-દંડાની રમત કચ્છમાં ઇટા-ઇટી અથવા ઇટી-ડૅાકાને નામે ઓળખાય છે. આ રમતને મુન્દ્રાના સ્વ. કવિ કુંવરજી વકીલ નીચે પ્રમાણે વર્ણવે છે—

હલૅા યાર! ઇટી–ડૅાકે રાંધ કરીઓં.

વકાઢ, લેંઢ, મૂંઢ, નાર,
આર, વૈધ, જકુ ચાર;
ડોંય જકુએં પિચ્છ તૈયાર,
હલૅા ઇટી–ડૅાકે રાંધ કરીઓં.

આ રમતના વકાઢ–લેંઢ આદિ શબ્દો તામીલ ભાષામાંથી આવેલા જણાય છે.

## બાલ–જોડકણાં

મેહુલો આવે છે અને બાળકો બોલી ઊઠે છે—

મીં આયો, માંહઘો આયો;
ધરતી તોજે લાડો આયો.

વસ વસ મીં, ઢાં ઢાં ઢીં;
ડુકાર કે પાર્યું હણા, સુગારિયો વસે



મેહના મામા ( ઇન્દ્રગોપ ) ની આજુ બાજુ ગોળ કૂંડાળું કરી, તેની બને બાજુએ હાથ પછાડતા બાળકો બોલે છે—

મીં મામલિયા મીં કર,
મુંજે મામા જા કોઠા-ભર!



મીં વઠો ને ગારો થ્યો,
ડુકાર જો મો કારો થ્યો.

નીચેના જોડકણા એક શ્વાસે બોલતાં બાળકો દોડે છે, જેનો શ્વાસ વધુવાર ટકે છે તે જીત્યો ગણાય છે

જિયેરા ઘોડા ડ, જેડા તેડા ઘોડા ડ!



મુરે જી ડાર, ઘોડો સણગાર!



## ટીટોડી

ટીટોડી ચે ટ્યાં ટ્યા, ખટ્ટા ચિભડ ખ્યાં ખ્યા!
ટીટોડી ચે ટ્યા ટ્યા, ખટ્ટા ચિભડ ખ્યા ખ્યાં



ટીટોડી ટગ વદઇ, માલે જી મા,
પિંઢ ખાય ખીર-ખાવો, છોરં કે ડે છાય,
પિંઢ પિયે હુક્કા, ઘણી કે ડે ધુક્કા

### હોલો

ઘૂ ઘૂ ઘૂ, ગાંગી મા, પેથો પે,
વાગડ જાઉં, પીલુ ખાઉં.



### કાશત્રો

આ એક જ પંખીની બોલીનો જુદા જુદા ધંધાદારીઓ જુદો જુદો અર્થ કરે છે.

ફકીર—સાંઇ ! તેરી કુદરત !

બ્રાહ્મણ—રામ-લખમણ ને દશરથ !

ગાંધી—તજ, લવંગ ને તમરખ !

પહેલવાન—દંડ, બેઠક ને કસરત !

ભઠિયારો—રુઇ, રોયડો ને લસઠક !



### નાનાં બાળકોને રમાડવાનાં જોડકણાં

બાળકના બે હાથ પકડી છાશ વલોવવાનો અભિનય કરતાં બોલવામાં આવે છે.



ઘમ વલોણાં ઘમ ! છાય કરે છમ !
ઘમ વલોણાં ઘમ ! છાય કરે છમ !



ઝંગમંગ ઝૂસાક ! ઝંગમંગ ઝૂસાક !



બાળકને હાથીની પેઠે ઝૂલાવતાં–

ઝૂલ હાથીડા ઝૂલ !
તોઈ સૂંઢ મેં, કમલ ફૂલ
હાથીડા ઝૂલ !



બાળકને બે પગપર બેસાડીને હિંચોળતાં—

ઢીચકો ઢામણુ, મોરલી સામણુ,
ઢીચકો ઢામણુ, મોરલી સામણુ.

## હિન ચેં હલાં હલાં

અંગ્રેજી ભાષાના બાલસાહિત્યમાં હાથની આંગળીઓને લગતું એક જોડકણું આમ છે—

A FINGER-GAME

This little finger likes to roam,
This little finger stays at home.
This little finger has a sweet,
This little finger has nothing to eat.
This little finger cries "Oh ! Oh ! Oh !
I can't find my way home."

કચ્છી ભાષાના બાલ-સાહિત્યમાં પણ એને લગતું જ એક જોડકણું છે. અંગ્રેજી કરતાં એ જરા વધુ આગળ વધે છે.

પ્રથમ તો બાળકના નાનકડા હાથને હાથમાં લઇને તેની આંગળીઓ એક પછી એક ધીમે ધીમે નીચેના શબ્દો સાથે વાળવામાં આવે છે. કનિષ્ઠિકા, અનામિકા, મધ્યમા અને તર્જની એ ચારે આંગળીઓ બીડાઇ જતાં બાળકની મૂઠી વળી જાય છે અને એક અગૂઠો બાકી રહે છે. અંગૂઠો અર્થાત્ 'ઠુઠિયો' એ શબ્દ કચ્છી વાણીમાં નાકારાત્મક વ્યંગમાં વપરાય છે. ટચલી આંગળીથી આ બાલ રમતની શરુઆત નીચે પ્રમાણે થાય છે—

હિન ચેં, 'હલ્લૉ હલ્લૉ,'
હિન ચેં, 'કિડાં હલ્લૉ ?'
હિન ચેં, 'ચોરઈ કેણ,'
હિન ચેં, 'ભાર પોંધી,'
હિન ચેં, 'ઠુઠિયો ઝલીંધા !'

આટલી વાતચીત પછી આ રમત આગળ ચાલે છે, અને કાંડાથી આગળ વધતાં ચોરાઇ ગયેલા 'ગાભલા'નું પગેરૂં લેવામાં આવે છે. આ પગેરૂં બાળકના કાંડાથી કોણી સુધી અને ત્યાંથી આગળ બગલ સુધી આ રીતે જાય છે.

હયાં હલ્યો, હિતે વિઠો,
હિતે પાણી પીધેં, હિતે ચેસા ખાધેં,

આટલું બોલતાં સુધી હાથ બાળકની બગલ લગી આવી પહોંચે છે. ત્યારે કહે છે—

'બાઈ બાઇ, કિત ગાભલો ડિઠાં ?'

અને એ જ વખતે બાળકની બગલમાં ગલીપચી કરતાં

કહે છે કે—'લધો લધો લધો!' અને બધા ખડખડાટ હસી પડે છે.



## કચ્છી હાલરડું

હીલકો વલ્લો રે! વલ્લે' કે લોડકો વલ્લો,
વાલીડે કે હીલકો વલ્લો!
મોરલા બોલે' રે, વાડી મે મોરલા બોલે',
ડોલરિયા રુલ્લડા ડોલે—હીલકો૦

કોયલુ બોલે' રે, કોડીલીયું કોયલુ બોલે',
અખિયું તા ઝુલે'ત્યુ ઝોલે'.
હીલકો વલ્લો રે, મિઠૂં કે લોડકો વલ્લો,
વાલીડે કે હીલકો વલ્લો.



## પરચૂરણ સાહિત્ય

માયા છુટી ન મન મિંજા, વઈ ન વિષય જી વ્યાધ,
અંતર-દગ જેજા ફુટા, તે કે કેડા સાધ

જેના મનમાંથી માયા છૂટી નથી, વિષયની વ્યાધિ ગઈ નથી અને જેના આંતર-ચક્ષુ ફૂટી ગયા છે તેના મનમાં સાધુ વળી કોણ?



કાણું કજ કૌંભો કજ, નાણું ડીજ ગરચ,
ગાલાઈયા તોય, સૌ કો ચોધા સચ્ચ

હે ભગવાન તું મને આંખે કાણો ભલે કરજે, નકામો કરજે પણ નાણું ઘણું દે જે! નાણું હશે તો મારી મૂર્ખાઈ ભરેલી વાતોને પણ સૌ સાચી કહેશે.



પધરો એંયે તું પ્રભુ, છોબંધ તોજી ભિત્ત;
ચોર અચી અખિયું કઢે, તડે વિઞેંતો કિત્ત?

હે પ્રભુ! તું પાધરો જ છે. તારા મંદિરની ભીંતો પણ પાકી છોબંધ છે પણ ચોર આવીને જ્યારે તારી આંખો કાઢી લે છે ત્યારે તું કયાં જતો રહે છે?



સવારો સબકોં, સે પટેલેં પીયુ;
ન કીં રધિયું રાત જો, ન કીં કેંકે ડીયુ.

સવારે શીરામણી કરવા આવેલા ચારણને એક લોભી ગરાસીઓ જે જવાબ આપે છે તેને ચારણ કવિ પોતાની વાણીમાં વ્યક્ત કરતાં કહે છે કે–'અમે તો સવારમાં જઈને પટેલોને ત્યાં શીરામણ કરીએ છીએ. નથી રાતે રાંધતા કે નથી કોઈને આપતા.'



ઉઠેં જી કતાર

વડો ઉઠ અગિયા હલ્યો, પુઠિયા હલઈ કતાર;
ભુડા વિચાડા વાટ મેં, વડે ઉઠ જી લાર.

મોટો ઊંટ આગળ ચાલ્યો અને પાછળ આખી કતાર ચાલી. મોટા ઊંટની પાછળ ચાલી બધા બિચારા ડૂબી મુઆ!

## કલિ જા કવિ

કલિ જા કવિ કવિતા કરીં, સે મુંકે ન સુહાય,
શંકર-વાહન તાસ ભખ, ખેતલ-વાહન ખાય.

કલિયુગના-આજના જમાનાના, કહેવાતા કવિઓ જે કવિતા કરે છે એ મને સોહાતી નથી. શંકર-વાહન બળદ, તેનું ભક્ષ ઘાસ. અને ખેતરપાળનું વાહન કૂતરો. એટલે એવી કવિતા કૂતરો જાણે ઘાસ ખાતો હોય એવી લાગે છે.



## સભ ડીં સરખા

સતોંય વાર સરૂખડા, સતોંય વાર સુવાર,
રામ રુઠો ઊ ડીં સુઠો, ઊ ડીં વાર કુવાર.

સાતે વાર સરખા છે અને સાતે વાર સુવાર-સારા વાર છે. જે દિવસે રામ રૂઠયો હોય એ દિવસ જ ખરાબ-કુવાર સમજવો.



## દેશળ દરબારની સાહિત્ય ચર્ચા

મહારાઓશ્રી દેશળજીના દરબારમાં કવિઓની કાવ્ય-કળાની અવાર-નવાર કસોટી કરવામાં આવતી. અને કદર પણ કરવામાં આવતી. દેશળજી બાવાએ એક દિવસ કવિ કેશવને કહ્યું-"કવિરાજ! આજે તો કોઇ બુદ્ધિચાતુર્ય વાળી સમસ્યા કહો જોઇએ!

તરત જ કેશવ કવિએ એક સમસ્યા રજૂ કરી.

